

શ્રીમંત સરકાર પ્રતાપસિંહ મહારાજ ગાયકવાડ, વડોદરા
સેના ખાસખેલ સમશેર બહાદુર

વ્યાયામજ્ઞાનકોશના પ્રકાશન માટે જેમણે કેટલાક ગ્રાહકો
મેળવી આપી અમારા કાર્યને મદદ કરી છે તે
અમારા સ્નેહીઓ.



શ્રી શેઠ પરશુરામ બળવંત ગણપુલે, વડોદરા



શ્રી. શેઠ રઘુનાથ મોરેશ્વર ઉર્ફે દાદા પેંડસે, મુંબઈ.

## વ્યાયામજ્ઞાનકોશના આશ્રયદાતાઓ.



રાજરત્ન શ્રીમાન્ શેઠ
નાનજીભાઈ કાલીદાસ મહેતા,
પોરબંદર



મહૂંગત શ્રીમાન્ દેસાઈ વાઘજીભાઈ દેસાઈભાઈ,
સાવલી

## વ્યાયામજ્ઞાનકોશના સહાયકો.



શ્રી શેઠ વીરેંદ્રરાય મી દેસાઈ,
ભાવનગર,



શ્રી શેઠ મી. પ્રભુદાસભાઈ,
ભાવનગર.



શ્રી શેઠ અમૃતલાલ લક્ષ્મીશંકર,
મુંબઈ



શ્રી શેઠ મોહનલાલ લક્કુભાઈ શેકડીયા,
માવલી

ગુજરાત કાઠિયાવાડના દેશી સંસ્થાનો તરફથી વ્યાયામજ્ઞાનકોશને મળેલો આશ્રય.

| | |
|---|---|
| શ્રીમંત સરકાર મહારાજા સાહેબ, વડોદરા | ૧૦૦ પ્રતો કાયમ |
| શ્રીમંત મહારાજા સાહેબ, સંસ્થાન મોરબી | રૂ. ૫૦૦) |
| શ્રીમંત મહારાણા સાહેબ, સંસ્થાન પોરબંદર | ૫ પ્રતો કાયમ |
| શ્રીમંત ઠાકોર સાહેબ, સંસ્થાન રાજકોટ | ૩ પ્રતો કાયમ |
| શ્રીમંત મહારાજા સાહેબ, સંસ્થાન પાલીતાણા | ૧ પ્રત કાયમ |

## (૧) વ્યાયામજ્ઞાનકોશના પેટ્રન.

| | |
|---|---|
| શ્રીમંત સરકાર મહારાજા સાહેબ, વડોદરા | ૧૦૦ પ્રતો કાયમ |
| શ્રીમંત મહારાજા સાહેબ, સંસ્થાન મોરબી | રૂ. ૫૦૦) |

## (૨) વ્યાયામજ્ઞાનકોશના આશ્રયદાતાઓ.

| | |
|---|---|
| રાજરત્ન શ્રીમાન શેઠ નાનજીભાઇ કાલીદાસ મહેતા-પોરબંદર | ૧૦૧-૦-૦ |
| શ્રીમાન શેઠ અંબાલાલ વાઘજીભાઇ તે સદ્‌ગત દેસાઇ વાઘજીભાઇના સ્મરણાર્થે-સાવલી | ૧૦૧-૦-૦ |
| શ્રીમાન શેઠ માધવલાલ-મુંબઇ | ૧૦૧-૦-૦ |

## (૩) વ્યાયામજ્ઞાનકોશના સહાયકો.

| | |
|---|---|
| શ્રી. રા. રઘુનાથ મોરેશ્વર પેંડસે-મુંબઇ | ૫૧-૦-૦ |
| ,, ,, છોટાભાઇ શંકરભાઇ પટેલ-વડોદરા | ૫૧-૦-૦ |
| ,, ,, શેઠ કાસમઅલી હસનઅલી નાનજીભાઇ-ભાવનગર | ૫૧-૦-૦ |
| ,, ,, ભોગીલાલભાઇ શાહ-ભાવનગર | ૫૧-૦-૦ |
| ,, ,, રી. પ્રભુદાસભાઇ-ભાવનગર | ૫૧ ૦-૦ |
| ,, ,, મેસર્સ લછવાની કું.-અમદાવાદ | ૫૧-૦-૦ |
| ,, ,, શેઠશ્રી નરભેરામભાઇ વનેચંદ પારેખ-મોરબી | ૫૧-૦-૦ |
| ,, ,, ,, રાયબહાદુર જગમલરાજા-ડેરોલ | ૫૧-૦-૦ |
| ,, ,, શેઠ ચુનીલાલ ચત્રભૂજ-મુબઇ | ૫૧-૦-૦ |
| ,, ,, ,, અમૃતલાલ લક્ષ્મીશંકર-મુબઇ | ૫૧-૦-૦ |
| ,, ,, જીવણદાસ ગો. સંપત-મુબઇ | ૫૧-૦-૦ |
| ,, ,, શેઠ અમૃતલાલ ઓઝા-મુબઇ | ૫૧-૦-૦ |
| ,, ,, મનસુખલાલ જીવરાજ મહેતા-મોરબી | ૫૧-૦-૦ |
| ,, ,, બેચરલાલ કાળીદાસ જસાણી-રાજકોટ | ૫૧-૦-૦ |
| ,, ,, શેઠ મોહનલાલ લલ્લુભાઇ રોકડીયા-સાવલી | ૫૦-૦-૦ |
| ,, ,, વીરેંદ્રરાય સી. દેસાઇ-ભાવનગર | ૨૫-૦-૦ |
| ,, ,, માણેકચંદ પોપટભાઇ શાહ-ચાનગઢ | ૨૫-૦-૦ |



શ્રીમંત દત્તાત્રય ચિંતામણ ઉર્ફે આબાસાહેબ મુજુમદાર, બી. એ , એલએલ બી.
સંપાદક—વ્યાયામજ્ઞાનકોશ.

શ્રી.

# વ્યાયામજ્ઞાનકોશ, ખંડ ૨ જો.



## પ્રસ્તાવના.

તા. ૧-૯-૧૯૪૧ ના રોજ ગુજરાતી ભાષામા વ્યાયામજ્ઞાનકોશનો પહેલો ખંડ પ્રગટ થયો છે. તે ખંડમા પ્રથમ વ્યાયામનો પ્રાચીન અર્વાચીન ઇતિહાસ અને પછી બાળકો માટેના દેશી તથા વિદેશી ખેલોની માહિતી આપવામા આવી છે.

એ પ્રથમ ખંડનું કાર્ય ગુજરાતી જનતાને કેટલું પસંદ પડયું એ બાબતની કલ્પના અનેક વૃત્તપત્રકારોએ પોતપોતાના અભિપ્રાય ઘણી કાળજીપૂર્વક આખું પુસ્તક આદ્યંત તપાસીને વખતોવખત પોતાના પત્રમાં જ પ્રસિદ્ધ કરેલા છે તે ઉપરથી આવી શકે તેમ છે. મુંબઇના પ્રસિદ્ધ દૈનિક વર્તમાનપત્ર 'જન્મભૂમિ', 'વંદેમાતરમ્', અને 'મુંબઇ સમાચારે' તથા પ્રસિદ્ધ સાપ્તાહિક 'ગુજરાતી' એ, અને 'કૈસરે-હિંદે', વડોદરાના 'પુસ્તકાલય', 'નવગુજરાત' તથા 'સયાજીવિજયે' તથા અમદાવાદના 'પ્રજાબંધુ' અને 'ગુજરાતી પંચે' અને 'કુમારે' પોતાના વિગતવાર અભિપ્રાયો પ્રગટ કરી અમારા કાર્યની સારી કદર કરી છે. તે ઉપરાંત સાક્ષરવર્ગ પૈકી પણ ગ. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇ, રા. રા. ત્ર્યં. દિ. વાકનીસ, રાજ્યરત્ન પ્રો. માણિકરાવ, ના. બાળાસાહેબ ખેર, રા. પ્રાણલાલ ઠા. મુનશી તથા ગ. છોટાલાલ બા. પુરાણી અને પરમપૂજ્ય ગુરુ શ્રી નાથજીએ પણ એમના અભિપ્રાયો સવિસ્તર આપી જનતાને આ પુસ્તકની યોગ્ય કદર કરવા ભલામણ કરી છે. આ અભિપ્રાયો અમે વખતોવખત વ્યાયામ માસિકમા પ્રસિદ્ધ કરેલા છે. અમે આ બધાનો ખરા અંતઃકરણથી અહીં આભાર માનીએ છીએ

પ્રથમ ખંડમા બાળકોના ખેલોની સંપૂર્ણ માહિતી આપ્યા પછી આ ખંડમા મરદાની ખેલોની પૂરતી માહિતી આપવા અમે પ્રયત્ન કર્યો છે. એમ કરવામા અમારો આશય શો છે તે બદલ થોડો ખુલાસો અહીં કરવાની જરૂર છે. ખેલ, કસરત, મહેનત, વગેરે જે વ્યાયામના વિવિધ પ્રકારો છે તે બધાનો હેતુ બધા મનુષ્યો તેથી શારીરિક આરોગ્ય મેળવે અને તે કાયમ ટકાવી રાખે, એટલો તો છે જ, પણ તે ઉપરાંત પણ એક બીજો મહત્ત્વનો હેતુ પણ છે અમારા મત પ્રમાણે ખેલ, કસરતો વગેરે વ્યાયામના પ્રકારો માત્ર સાધનો છે; પણ એ સાધનો વડે પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધ્ય તે મરદાની ખેલો જ છે. આ જીવનકલહમા વ્યક્તિએ, સમાજે કે રાષ્ટ્રે જો સારી રીતે જીવવુ હોય, તો તેણે સદૈવ લડવા માટે સજ્જ રહેવું જોઇએ. જન્મ લેનારી પ્રત્યેક વ્યક્તિએ પોતાનું અસ્તિત્વ ટકાવવા માટે લડવું જ પડે છે કોઇ પણ મનુષ્યપ્રાણીને માટે એ લડાઇ ટાળવી શકય જ નથી. મનુષ્યપ્રાણી કોઇ પણ હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય, બાળક હોય કે વૃદ્ધ હોય, પરંતુ તેને કોઇ પણ સ્થિતિમા પોતાનું આ યુદ્ધવિષયક કર્તવ્ય કરવું જ પડે છે.

મનુષ્ય ગમે ત્યાં નાસીને જાય તો ત્યાં પણ, તે જ્યાં જશે ત્યાં, તેની ચોતરફ આવા યુદ્ધનો ઘેરો તેની પાછળ સદૈવ લાગેલો જ હશે. હાલમાં પ્રત્યેક સ્વતંત્ર રાષ્ટ્ર પોતપોતાનું મનુષ્યબળ વધારવાની પાછળ લાગેલું છે. પ્રત્યેક રાષ્ટ્રને પોતાના દેશના બધા નાગરિકો બળવાન થાય એવી જરૂર જણાવાથી સર્વત્ર તે જ ઉદ્યોગ શરૂ થયો છે. યુક્તિપ્રયુક્તિની સહાયથી નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો જો કે મોટાં મોટાં સંહાર કાર્યો કરી શકે છે, તો પણ તે બધાને યોગ્ય રીતે વાપરવા માટે ખડતલ, ધીટ, સાહસિક અને બળવાન માણસોની અત્યંત જરૂર છે એ તો સૌને સ્વીકારવું પડે તેમ છે આવી સ્થિતિમાં જુદા જુદા પ્રકારના ખેલો ખેલીને આરોગ્ય જાળવી રાખનારા તરુણોને આ બીજા ખંડની મદદથી અમે મરદાની ખેલોની માહિતી આપવાની પ્રવૃત્તિ શા માટે કરી તે બાબતનો ખુલાસો સહજ જ થઇ જવા જેવો છે.

પ્રથમ ખંડની પેઠે જ આ બીજો ખંડ પણ જનતાને પસંદ આવશે એવી અમારી ધારણા છે. દેશી મરદાની ખેલો પૈકી એક પણ ખેલ આ ખંડમાં આવ્યા વગર ન રહે એવો અમે પ્રયત્ન કરેલો છે. અને પ્રત્યેક વિષય શક્ય તેટલા વધારે ચિત્રો અને સવિસ્તર માહિતી આપીને વાચકો સ્પષ્ટ રીતે સમજે તેમ આપેલો છે વળી આ ખંડમાં એક તદ્દન નવીન સુધારણા પણ કરેલી છે. આ ખંડના પ્રત્યેક દાવ અગર ક્રિકેટની શીખનારાઓને બરાબર કલ્પના આવે તેટલા માટે જે તે ક્રિયાના બધા ચિત્રો એક જ સ્થળે આપીને તેની નજીક જ તે ક્રિયાની સંપૂર્ણ માહિતી આપી છે. એ રીતે આ ખંડના બધા દાવોનું આખું ચિત્રપટ જ અમે તૈયાર કરેલું છે. આવા પ્રકારની યોજના કોઇ પણ અંગ્રેજી કોશમાં પણ નથી. આ પ્રમાણે કરવાથી ચિત્રોની સંખ્યા પુષ્કળ વધી ગઇ છે, અને બ્લૉક પણ વધારે મોટા આકારના કરાવવા પડ્યા છે. વળી એ દરેક ચિત્રને જુદા જુદા આકારો આપીને તેનું સૌંદર્ય પણ વધારેલું છે. આ ખંડમાં પાછલા ખંડના જેવો જ કાગળ પણ ઉત્તમ પ્રકારનો વાપરેલો હોઇને તેમાં સારી શાહી પણ ત્રણ ગણી કિંમતની વાપરી છે. ચિત્રોની સંખ્યા ૭૫૦ ઉપરાંત વધેલી હોઇને પૃષ્ઠ સંખ્યા પણ લગભગ તેટલી જ રાખેલી છે. બાંધકામમાં પણ સુધારણા કરીને ઉત્કૃષ્ટ પ્રકારનું કરાવેલું છે. એવી સઘળી સુધારણા કરવા છતાં પણ આ ખંડની કિંમત પહેલા ખંડના જેટલી જ રૂ ૭ કાયમ રાખેલી છે, તે તરફ વાચકોએ દુર્લક્ષ ન કરવા વિનંતી છે. એટલું કરવા છતાં પણ આ ખંડમાં અનેક ભૂલો અને દોષો રહી ગયા હશે તે અમે સ્વીકારીએ છીએ તથાપિ તે તરફ દુર્લક્ષ કરીને એકંદર કાર્ય તરફ વાચકોએ સ્વકીય ભાવનાથી જોવું અને આમાં જે ગુણ હોય તેટલા જ જોઇને દોષો બદલ અમને ક્ષમા આપવી એવી અમારી તેમને સવિનય પ્રાર્થના છે

પ્રથમ ખંડને યોગ્ય આશ્રય મળ્યો જ ન હોત, તો આ મરદાની ખેલોની પ્રસિદ્ધિ થોભાવવી જ પડત. પરંતુ ઇશકૃપાથી તેવો પ્રસંગ આવ્યો નહીં, એમ જણાવતા આનંદ થાય છે.

શ્રીમંત ગાયકવાડ સરકારે મરાઠીની પેઠે આ ગુજરાતી વ્યાયામ જ્ઞાનકોશની પણ પ્રત્યેક ખંડની સો સો પ્રતો ખરીદવાનો કાયમનો હુકમ કરેલો છે; તેથી અમારા આ કાર્યને અસાધારણ બળ મળેલું છે; અને તેથી જ ગુજરાતી ભાષામાં વ્યાયામજ્ઞાનકોશના બધા ખંડ ક્રમશઃ પ્રસિદ્ધ થઇ શકશે એવી અમને આશા ઉત્પન્ન થઇ છે વળી તે જ વખતે વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાએ પણ આ કાર્યને સારી મદદ કરવાનું અભિવચન આપેલું છે, એટલે આ સાહસ ઉપાડવામાં અમને વધારે હિમ્મત મળી છે. ગુજરાતમાં વ્યાયામ તરફ આ છેલ્લાં વર્ષોમાં કંઇક વધારે પ્રમાણમાં

અભિરુચિ વધેલી છે, તેથી ગુજરાતની વ્યાયામપ્રેમી જનતામાંથી બીજી બાકીની પ્રતો માટે તો સારો આશ્રય સહેજે મળશે એવું અમે માનેલુ. અને, પ્રત્યક્ષ પહેલો ખંડ પ્રકટ કર્યા સિવાય ગુજરાતી બંધુઓના ખ્યાલમાં આની ઉપયુક્તતા આવી શકશે નહીં એવું લાગવાથી પ્રથમ ખંડ તો પોતાના ખર્ચે જ પ્રગટ કરવાનું સાહસ વહોરેલું

પરંતુ પહેલો ખંડ પ્રગટ થયા પછી ઉપર જણાવ્યા પ્રમાણે વર્તમાન પત્રો, માસિકો તથા સાક્ષરોના સારા અભિપ્રાયો મળ્યા અને તેની જાહેરાત પણ વ્યાયામ માસિકમાં દર માસે પ્રગટ કરી; છતાં જરા સંકોચ સાથે કહેવું પડે છે કે, આ પુસ્તકની સ્વતંત્ર માગણી તો ફક્ત પચાસ જેટલી પણ આવી નથી. ઓછામાં ઓછા બસોએક કાયમના ગ્રાહકો મળ્યા વગર આ ગ્રંથના આગળના ખંડોનું પ્રકાશન થઇ શકે નહીં. અને પ્રથમ ખંડ પ્રગટ થયો પણ ધારવા પ્રમાણે માગણીઓ આવી નહીં. પચાસ પ્રતો પુસ્તકાલય ખાતાએ લીધી એટલે કુલ ૧૭૫ પ્રતોનું વેચાણ થયું. અર્થાત્ બાકી રહેતી ૧૨૫ પ્રતોનું તો નિદાન વેચાણ થવું જ જોઇએ. ગુજરાતી જનતા આટલી ઓછામાં ઓછી માગણી માટે જરૂર વિચાર કરે.

વડોદરાના નેક નામદાર દિવાન સાહેબને આ કાર્ય સારી રીતે પસંદ પડેલું હોવાથી તેમની પાસે હકીકત રજુ કરતા તેમણે કાઠિયાવાડના રાજારજવાડાઓ ઉપર દસ બાર ખાનગી ભલામણપત્રો આપ્યા. અમને લાગ્યું કે એ રાજારજવાડાઓ તરફ જાતે જઇ પ્રયત્ન કરીશું તો ઓછામાં ઓછી સો પ્રતોનો આશ્રય તો જરૂર મળી રહેશે અને ખપ પૂરતી તાત્કાલિક અડચણ તો એ રીતે દૂર થઇ જશે. તેથી અમે કાઠિયાવાડનો પ્રવાસ ગયા મે માસમાં કર્યો, પણ કમનસીબે ત્યાંથી અમને માત્ર ૩૦ પ્રતોનો જ આશ્રય મળ્યો. આમાં ભાવનગર દરબારનો આશ્રય હજી જણાયો નથી.

છતા પણ એકંદરે અમને નિરાશ થવા જેવું થયું અમદાવાદના મે. ગ. રા. દાદામાહેબ માવળંકરે અમને સારી મદદ આપવાનું કહેલું, પણ તે થતા અગાઉ તો તેઓ પકડાઇ ગયા નહી તર ત્યાંથી અમને જરૂર સારી આશા હતી. મોરબીની પરશુરામ પૉટરીના માલિક અમારા સ્નેહી રા. રા. પરશુરામ પંતને મળતા તેમણે અમને કાયમના ૧૧ સહાયકો (દસે ખંડોના રૂ. ૫૧ અગાઉથી આપી દઇને) મેળવી આપ્યા છે તેમની આ યોજના બીજા ગૃહસ્થો તરફ રજુ કરતા ઘણાને પસંદ પડી છે અને તે જ પ્રમાણે મુંબઇના અમારા સ્નેહી મે રા. ગ. દાદાસાહેબ પેડસે-એમણે પણ અમને તેવા જ દસ સહાયકો મેળવી આપવાનું આશ્વાસન આપેલું છે. જે પૈકી ચાર તો મળી પણ ચુક્યા છે. એ રીતે બીજા પણ કેટલાક સહાયકો થયા. છે એ બધા સહાયકો તથા આશ્રયદાતાઓના નામ આ પુસ્તકમાં અનાયાસ આપવામાં આવ્યા છે, તે પૈકી જેમના મળી શક્યા તેમના ફોટો પણ આ પુસ્તકમા લીધા છે. ભાવનગરના પોલિસ ફોજદાર ગ. જોશી અને ઇન્સ્પેક્ટરસાહેબ એમણે પણ પાચ સહાયકો મેળવી આપ્યા છે. આ રીતે થયેલા એકંદર ગ્રાહકોનો કુલ આંકડો બસોની લગભગ આવે છે એટલે હજી બીજા સો ગ્રાહકો મળે તો જ આગળનો ખંડ પ્રસિદ્ધ થઇ શકે.

આવા સહાયકો પામેથી અગાઉથી દસ ખંડની રકમો લઇને અમે ઘણી મોટી જવાબ-દારી વહોરી લીધી છે; પણ એમની આવી મદદથી જ અમે આવી મોંઘવારીના કપરા સમયમાં આ બીજો ખંડ પ્રગટ કરી શક્યા છીએ ગમે તેમ કરીને–ભિક્ષા માગીને–પણ બીજા એકસો ગ્રાહકો

મેળવવાનો અમારો નિશ્ચય છે. જે ગૃહસ્થોએ આવી અગાઉથી મદદ અમને અતિ શુભ ભાવનાથી આપી છે અને અપાવી છે તેમના અમે અત્યંત આભારી છીએ; અને ઇચ્છીયે છીએ કે શ્રી કાશીવિશ્વેશ્વરની કૃપાથી આટલા બાકીના ગ્રાહકો પણ આ વર્ષમાં જ અમને જરૂર મળી રહેશે. ગુજરાતમાં પૈસાની કંઇ ખોટ નથી; અને આ કામ ગુજરાતની જનતાને ઘણું જ ઉપયોગી છે, એટલે બાકીના સો ગ્રાહકો મળવામાં અઘટિત વિલંબ નહીં જ થાય. હાલનું સંક્ષુબ્ધ વાતાવરણ શાંત થતાં જ તે માટેનો ઘટતો પ્રયત્ન કરવાનો છે. ગુજરાતની વ્યાયામ સંસ્થાઓ અને પુસ્તકાલયોએ તથા હાઇસ્કુલોએ અમારી આ માગણી પહેલી જ તકે લક્ષમાં લેવી જોઇએ એવી અમારી તેમના તરફ નમ્ર પણ આગ્રહભરી વિનંતી છે.

ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી અગર તેમની સંસ્થાઓ તરફથી આ વખતે બિલકુલ મદદ મળી નથી. તેઓ ધારે તો સારી મદદ જરૂર કરી શકે. અમને વિશેષ અને સારામાં સારી મદદ તો ગુજરાતના વેપારી વર્ગ તરફથી મળી છે અને ભવિષ્યમાં પણ તેમના તરફથી કાયમ મળતી રહેશે એવી ખાતરી મળી છે.

આ ખંડનું ભાષાંતર પણ રા. દેવચંદભાઇ આડતીઆએ કરી કાળજીથી પ્રુફો પણ તપાસી આપ્યાં છે. તે જ પ્રમાણે આ ભાષાંતરના કામમાં અમારા મિત્ર રા. રા. શંકર ગોપાળ ડોંગરે અને રા. લક્ષ્મણ નારાયણ સપ્રે તથા રા. વસંતલાલ જટાશંકર વ્યાસે પણ મદદ કરી છે. રા. અભ્યંકરે પણ દર વખતની પેઠે આ ખંડની પણ સૂચિ તૈયાર કરી આપી છે. તે જ પ્રમાણે છાપવાનું કામ રા. કૃષ્ણરાવ મરાઠેએ સારું અને જલદી કરી આપ્યું છે તે માટે અમે એ બધાના આભારી છીએ.

અમારા સ્નેહી પ્રો. રાજ્યરત્ન માણિકરાવે આ ખંડ માટે બે બોલ પોતાના લેખ ઉપરાંત પણ લખી આપ્યા છે તે માટે અમે તેમના વિશેષ ઉપકૃત થયા છીએ.

અમારા કાર્યને મુખ્ય મદદ તો સહધર્મચારિણીનાં કર્તવ્યો પૂર્ણપણે લક્ષમાં રાખીને અમારા કાર્યભાગનો અર્ધો કરતાં વધારે હિસ્સો ઉઠાવનારાં અમારા પતિનિષ્ઠ પત્ની સૌ. લક્ષ્મીબાઇ મુજુમદારની જ છે, તે અમે અમારા ચિત્તને લાગતો સહજપ્રાપ્ત સંકોચ કિંચિત્ દૂર કરીને પણ અમારા વાચકોને વિનયપૂર્વક જણાવવાની રજા લઇએ છીએ. ફોટા લેવા, તે છાપવા, લેખોની નકલો કરવી, ફોટાની વિષયવાર આકર્ષક ગોઠવણ કરવી, વગેરે વગેરે જરૂર પડે તે હરકોઇ પ્રકારનાં તમામ કામોમાં અમને મદદ કરવાની તો તેમની હંમેશની જ તૈયારી છે. પરંતુ હાલમાં નવીન અંગીકાર કરેલા **વ્યાયામજ્ઞાનકોશ**ના ખંડોનું વેચાણ કરવાના કામમાં, ભિક્ષા માગવાનું કામ જે હીન દરજ્જાનું ગણવામાં આવે છે તેમાં પણ અમારી જોડે કેવળ **વ્યાયામજ્ઞાનકોશ** માટે જનતા પાસે આશ્રય માગવા સારુ ગામેગામ અને ઘેર ઘેર ભટકવાને પણ તે ઘણા આનંદથી સર્વદા તૈયાર રહે છે. આવી કોઇ દૈવી સહાય વગર અમે અંગીકાર કરેલું કામ એટલી સુલભતાથી અમારાથી થઇ જ શકયું ન હોત તે કહેવાની જરૂર જ નથી.

છેવટમાં મને નિમિત્ત કરીને આ બીજો ખંડ શ્રી રામચંદ્ર મહારાજે પ્રગટ કર્યો છે તેમના ચરણે મસ્તક નમાવી વાચકોની રજા લઉં છું.

વડોદરા.
તા. ૧–૧૦–૧૯૪૨

વ્યાયામસેવક,
દત્તાત્રય ચિંતામણ મુજુમદાર.

॥ શ્રીરામ ॥

# વ્યાયામજ્ઞાનકોશ



## યોજના

### ખંડોની વહેંચણી

ખંડ ૧—દેશી ખેલો-હુતુતુ, ખોખો, વગેરે, (ચિત્ર ૩૬૭).

ખંડ ૨—દેશી મરદાની ખેલો-કુસ્તી, બિનોટ, વગેરે, (ચિત્ર ૭૬૧).

ખંડ ૩—દેશી કસરતો-મલખમ, હથિયારો, વગેરે, (ચિત્ર ૧૨૦૦).

ખંડ ૪—દેશી મહેનતો-દંડ, બેઠક, વગેરે, (ચિત્ર ૧૦૭૦).

ખંડ ૫—સ્વાસ્થ્યવિચાર-આહારશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, વગેરે, (ચિત્ર ૨૫૦).

ખંડ ૬—વિદેશી ખેલો-ક્રિકેટ, ફુટબૉલ, વગેરે, (ચિત્ર ૩૪૪).

ખંડ ૭—વિદેશી મરદાની ખેલો-ફેન્સિંગ, જ્યુજ્યુત્સુ, વગેરે.

ખંડ ૮—વિદેશી કસરતો-પેરેલલબાર, રોમનરિંગ, વગેરે.

ખંડ ૯—વિદેશી મહેનતો-બારબેલ્સ, ડંબેલ્સ, વગેરે.

ખંડ ૧૦—દેશી-વિદેશી શરતો-ઉંચે કૂદવું, લાંબે કૂદવું, વગેરે.

## રચના

વ્યાયામના હેતુઓને અનુસરીને વિભાગ-વર્ગીકરણ કરેલ છે.

(૧) આનંદ-ગમ્મતના ખેલો—આટાપાટા, ક્રિકેટ, વગેરે.

(૨) સામે થનારનો પરાજય કરવો—મરદાની ખેલો, કુસ્તી, બૉક્સિંગ, વગેરે.

(૩) શરીર તૈયાર કરવું—મહેનત, દંડ, ડંબેલ્સ, વગેરે.

(૪) શરીર ઉપર કાબજો મેળવવો—કસરતો, મલખમ, પેરેલલબાર, વગેરે.

(૫) પરીક્ષા—મરદાની શરતો, ઉંચે કૂદવું, તાર ઉપર ચાલવું, છાતી ઉપર હાથી ઊભો કરવો, વગેરે.

શ્રી.

# વ્યાયામજ્ઞાનકોશ, ખંડ ૨ જો.

❀

## બે બોલ.

મનુષ્ય જીવનને સ્થિરતા આવતી ગઇ, એટલે મનુષ્યો સમૂહમાં ગોઠવાવા લાગ્યા; અને એ સમૂહ વ્યવસ્થિત રહી, તેનું રક્ષણ વગેરે સારી રીતે થાય તે માટે એમનામાંથી મુખ્ય નીમી એના હાથમાં સત્તા સોંપાઇ. એ સત્તામાંથી રાજ્ય અને રાષ્ટ્રો સ્થપાયાં. પરંતુ એ શેનાથી નિર્માણ થયાં?

-: લેખક :-



રાજરત્ન પ્રો. માણિકરાવ.

ખાલી બુદ્ધિવાદ અને યુક્તિવાદથી નિર્માણ થયાં નહીં, પરંતુ એની સાથે સાથે સંઘટિત બળ ઉત્પન્ન કરવામાં આવ્યું, અને એ સંઘટિત બળ એ જ સેના; અને એમને અપાતું શિક્ષણ એ યુદ્ધકલા. અર્થાત્ એમાં શારીરિક મર્દાની અને બુદ્ધિબળ વગેરેનું શિક્ષણ અપાય છે.

મર્દાનગીમાં શારીરિક બળ તથા બુદ્ધિબળની જરૂર છે, એટલું જ નહીં, પણ તે એકમેકનાં પોષક છે. પરંતુ હાલ આપણે મર્દાનગી ઉત્પન્ન કરનાર મર્દાની ખેલનો જ વિચાર કરવાનો હોવાથી તેટલા પૂરતો જ વિચાર કરીશું.

રાષ્ટ્રો, રાષ્ટ્રોની મહત્ત્વાકાંક્ષા વધતી ગઇ, તેમ તેમ આક્રમણકારી તત્ત્વોની શોધખોળો થવા લાગી; તેમાં પ્રથમ વસિષ્ઠ મહામુનિનો ધનુર્વેદ સાંપડે છે. તે કાળમાં ગોફણથી પથ્થરો મારવા, ઝાડો તોડી એકમેકપર ફેંકવાં, અને સાંબેલું, લઠ, પાશ તથા પશુઓનાં શિંગડાંનો શસ્ત્રો તરીકે ઉપયોગ થતો. અને તેથી જ એને શિલાકાલ કહેવામાં આવેલો છે.

ત્યાર પછી વિશ્વામિત્ર મહર્ષિએ એનાથીએ વધારે શોધ કરી, તલવાર, ભાલું, કટાર, સાંગ, ધનુષ્યબાણ, ગદા, માદૂ વગેરે નિર્માણ થયાં.

વિજ્ઞાન એનાથી આગળ જવા માંડ્યું, અને જમદગ્નિએ સ્ફોટક દ્રવ્યનો શોધ કરવાથી અસ્ત્રવિદ્યા અસ્તિત્વમાં આવી.

આજે પણ અસ્ત્રવિદ્યા થોડા ઘણા પ્રમાણમાં જોવામાં આવે છે. કેમ કે, એક અગ્નિ-અસ્ત્ર સિવાય, પર્જન્યાસ્ત્ર, વાયુ-અસ્ત્ર, મોહાસ્ત્ર, સર્પાસ્ત્ર, ગરુડાસ્ત્ર, ઇત્યાદિ સાચી અસ્ત્રવિદ્યા હજી શોધવાની બાકી છે.

આવી રીતે અસ્ત્રવિદ્યાની શોધખોળથી શસ્ત્રવિદ્યાનો નંબર બીજો આવતો હોવા છતાં શસ્ત્રવિદ્યાનું મહત્ત્વ તેનાથી ઓછું થતું નથી. કારણ કે છેવટે તો હાથોહાથની લડાઇ પર આવવું જ પડે છે. ચાલુ મહાયુદ્ધમાં કે જે વખતે અસ્ત્રવિદ્યા હાલના પ્રમાણમાં ઘણી જ આગળ ગયેલી છે, છતાં તેમાં પણ એવું જણાઇ આવે છે, કે છેવટે હાથોહાથની લડાઇ પર જ આવવું પડે છે. હાલનો જ જો તાજો દાખલો લઇશું તો સ્ટૅલિનગ્રાડની લડાઇ હમણાં હાથોહાથ પર આવી છે અને છેવટે છરીઓનો જ ઉપયોગ થવા માંડ્યો છે. ૧૯૧૪–૧૮ ના યુદ્ધમાં પણ છેવટે છેવટે હિંદુસ્તાનની કુકરીઓએ જ કામ આપ્યાનો દાખલો છે. તો અસ્ત્રકાળમાં પણ એની મહત્તા કાંઇ છેક ઓછી થઇ ગઇ નથી.

સ્વદેશ, સ્વમાન, સત્ય તથા ધર્મ માટે દુઃખ સહન કરવું પડે, અગર જીવ જવાનો વખત આવે, તો પણ તેની પરવા ન કરતાં, ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરી લેવા માટે સંકટના સમયમાં ધીરજ રાખી, પ્રયત્ન જારી રાખી, આપણું શ્રેષ્ઠત્વ, અગર સ્વાતંત્ર્ય રાખવા માટે જીવન પર પણ ઉદાર થવું, ઇત્યાદિ ગુણોનો મર્દાનીપણામાં અંતર્ભાવ થાય છે.

આપણા તરુણોમાં મર્દાની આવી કે તેના સાથે સાથે બીજી વાતો સહેલાઇથી પ્રાપ્ત થતી જશે. ઉત્તમ શરીરસ્વાસ્થ્ય અને સામર્થ્યથી આપણી જીવન દોરીને જે ઘસારો લાગતો જાય છે તેની પણ રુકાવટ થઇ દીર્ઘ આયુરારોગ્ય પ્રાપ્ત થઇ સમાજસેવા, દેશસેવા, વગેરે કામો વધારે સારી રીતે થઇ શકશે. કારણ મહાભારત કાળ તરફ દૃષ્ટિક્ષેપ કરીએ, તો મહાભારત યુદ્ધ વખતે ભીષ્મપિતામહની ઉમર ૧૫૦ વર્ષની, દ્રોણાચાર્યની ૯૭ ની, કૃપાચાર્યની ૯૫ ની, કર્ણની ૮૦ ની અને અર્જુનની ૬૯ વર્ષની હતી. અને તે વખતે અર્જુન તથા કર્ણની ગણના તરુણોમાં થતી. એ ઉપરથી આપણા ધ્યાનમાં આવશે કે આપણે કેટલી અધોગતિએ પહોંચી ગયા છીએ, કે એ જ ભારતવર્ષના માણસની આયુર્મર્યાદા ૨૩ વર્ષ લગભગ આવી લાગી છે.

અને, દિવસે દિવસે પ્રજા નિર્બળ, અશક્ત અને અલ્પાયુષી થતી જાય છે. ભર તારુણ્ય-દશામાં જ જ્યાં ત્યાં ખેદજનક વાર્ધક્યની કળા અને મૃત્યુનો અમલ શરૂ થવા લાગ્યો હોય એમ લાગે છે. તારુણ્યમાં જ દાંત પડવા લાગી કૃત્રિમ દાંત બેસાડવાની આવશ્યકતા ભાસે છે, કૃત્રિમ આંખો ચડાવ્યા સિવાય નિશાળમાંના તરુણો પણ વ્યવહારનાં કામો કરી શકતા નથી. ૧૫–૧૬ વર્ષના છોકરા–છોકરીઓના વાળ સફેદ થતા જાય છે. મેંકડો વાળ કાળા ભમ્મર કરનારા કલપ તથા તેલો રોજ બહાર પડે છે. શક્તિવર્ધક પાક તથા દવાઓનો સુકાળ થયો છે અને આવાં કૃત્રિમ ઔષધો માટે હજારો રૂપિયાનો ધુમાડો થાય છે.

તેટલા જ માટે સર્વ કૃત્રિમતાનો નાશ થઇ શરીરસ્વાસ્થ્ય અને મર્દાનગીથી ઉત્પન્ન થતા ગુણોની પ્રાપ્તિ થવા માટે એને પોષક એવું શિક્ષણ અપાવું જોઇએ; અને એ શિક્ષણનું એક અંગ એ જ મર્દાની ખેલ; અને તેને લગતાં સાધનોનું શિક્ષણ એ જ શસ્ત્રવિદ્યા.

ભારતના વીરો! હવે શક્તિ, બુદ્ધિ અને યુક્તિનો જ સંચય કરો! હનુમાન બનો! અને મર્દાની રમતોનો જ અભ્યાસ શ્રદ્ધાપૂર્વક કરો! એથી જ આપ પોતાનું તથા દેશનું રક્ષણ કરી શકશો!

હાલ અસ્ત્રવિદ્યાના કાળમાં શસ્ત્ર વિદ્યાનો હ્રાસ ઓછો થવા લાગ્યો છે. પરંતુ એ તદ્દન નિરુપયોગી નહીં હોવાથી એને હજી ટકાવી રાખવામાં આવી છે. અને તેને જ આજ મર્દાની ખેલની ઉપમા આપવામાં આવે છે. જોકે એ ખેલ એટલે ખાલી રમત નથી, પણ એ શાસ્ત્ર છે. એમાં પણ માર, ઠોક, જુદા જુદા પવિત્રા, જુદા જુદા ઘાવો, જુદી જુદી રોકો, લપેટો, ગ્રીવો, ફેંકો, બંદેશો વગેરે આવે છે, અને ખરેખર શાસ્ત્ર એ દૃષ્ટિથી એનો અભ્યાસ કરવામાં આવે, તો જ એનો ઉપયોગ જરૂર પડતાં થઇ શકે. વળી એ પ્રાપ્ત કરવા કેટલાંક વર્ષો સુધી એના પાછળ પરિશ્રમ કરવો પડે છે. હાલમાં એક માસમાં આ કલા શીખવવાના પ્રયત્નો થઇ રહ્યા છે, પણ તે કલા-કલાની દૃષ્ટિથી પ્રાપ્ત થઇ શકે એ અસંભવિત છે. એક માસમાં શાસ્ત્ર નહીં, પણ ખેલ-રમત જ થાય છે.

એ આપણું શાસ્ત્ર, શાસ્ત્ર રહે અને એની વધારે શોધખોળ થાય, એટલા માટે એક સ્વતંત્ર યુનિવર્સિટી સ્થપાવી જોઇએ. કારણ મિલિટરી શિક્ષણસંસ્થાઓમાં આપણી શસ્ત્રવિદ્યાઓ જેવી કે ધનુર્વિદ્યા, તલવાર, ફિરંગ, ભાલું, બરછી, લાઠી, બોથાટી, ઇત્યાદિનો અભ્યાસ નિખાલસપણે થઇ શકવો શક્ય નથી.

એ યુનિવર્સિટી તો થશે ત્યારે થશે, પરંતુ હાલ તો શ્રીમંત સરદાર આબાસાહેબ મુજુમદાર કે જેઓ વ્યાયામ કાર્યને "વ્યાયામ માસિક" ગુજરાતી, મરાઠી અને હિંદી ભાષામાં આજ ૨૮ વર્ષથી પરિશ્રમપૂર્વક ચલાવીને, ચાલના આપી રહ્યા છે, અને જેમણે તેને કાર્યક્ષમ બનાવવા માટે અતિશય પરિશ્રમપૂર્વક "વ્યાયામજ્ઞાનકોશ" ની યોજના કરી તેના દશ ભાગ બહાર પાડવાનો નિર્ધાર કર્યો છે; તેમણે મરાઠી ભાષામાં એ જ્ઞાનકોશ પ્રસિદ્ધ થાય અને એનો ઉપયોગ મર્યાદિત જ ન રહી, ગુર્જર બંધુઓને પણ મળે, એટલા માટે ગુજરાતી ભાષામાં "વ્યાયામજ્ઞાનકોશ" પણ પ્રસિદ્ધ કરવા માંડ્યો છે.

શ્રીમંત આબાસાહેબનાં ધર્મપત્ની સૌ. આક્કાસાહેબ એઓ પણ એમને અનુરૂપ સહચારિણી મળ્યાં છે. કારણ કે જે વિચાર આબાસાહેબના તે જ વિચાર એમના હોઇને, એમના કાર્યમાં ઉત્સાહપૂર્વક એઓ સહકાર આપી મદદ કરે છે. શ્રીમંત સૌ. આક્કાસાહેબમાં માતુલપક્ષ, શ્વશુરપક્ષ અને પિતૃપક્ષ, એવો ત્રિવેણીસંગમ થયો છે. કારણ એ ત્રણે પક્ષો વ્યાયામના અભિમાની છે, અને એ ક્ષેત્રમાં યોગ્ય તે કામગીરી કરી ગયા છે, તે આ "જ્ઞાનકોશ" વાંચનારાઓને સહેજે જણાઇ આવશે. એવાં ધર્મપત્નીનો સક્રિય સહકાર મળવાથી શ્રીમંત આબાસાહેબનું વ્યાયામકાર્ય જોરદાર થયું છે, થતું જાય છે, અને થશે.

અને એથી જ એમણે અત્યંત મહત્ત્વનું મર્દાનગી ભરેલું કામ પાર ઊતાર્યું છે. નહીં તો ઘોડા ઉપર બેસીને બોથાટી અને ભાલાની રમતો રમવી, વગેરે કેટલાક ખેલો જે આપણે ભૂલી ગયા છીએ તે અજવાળામાં આવ્યા જ ન હોત.

એ દંપતીને દીર્ઘ-આયુરારોગ્ય આપી, એમના પાસે એવી જ દેશસેવા ઉત્તરોત્તર ઘડાવો, એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરું છું.

—માણિકરાવ.

श्री.



સતત ઉદ્યોગ, એ જ દેવપૂજા.

# વ્યાયામજ્ઞાનકોશ

મુખ્ય સંપાદકઃ શ્રી. દ. ચિં. મુજુમદાર.

लाघवं कर्मसामर्थ्यं दीप्तोऽग्निर्मेदसः क्षयः।
विभक्तघनगात्रत्वं व्यायामादुपजायते ॥१॥

સ્ફૂર્તતા, કર્મસામર્થ્ય, દીપ્તાગ્નિ, મેદનો ક્ષય,
વિભક્તઘનગાત્રત્વ, વ્યાયામે ઊપજે બધું. ॥૧॥

## ખંડ ૨જો.

શ્રી.

# વ્યાયામજ્ઞાનકોશ, ખંડ ૨ જો.



## ઉપોદ્‌ઘાત.

"तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युद्धयच।"

ગીતામાં જે અનેક ઉપદેશાત્મક વાક્યો આપેલાં છે, તેમાંનુ આ એક મહત્ત્વનુ વાક્ય છે. તેમાં सर्वेषु कालेषु એ પદો ખાસ વિચાર કરવા જેવાં છે. સર્વ કાળ મારું-ઈશ્વરનું સ્મરણ રાખ અને યુધ્ધ કર, એવો એ વાક્યનો અર્થ છે. તેમાં પણ સર્વ કાળમાં ઈશસ્મરણ કરવા બદ્દલ વિશેષ વિચાર કરવાની આવશ્યકતા નથી. કેમકે તે વાત તો પૂર્વકાલીન આચાર્યોની પેઠે આધુનિક સાધુસંતોએ પણ માન્ય કરેલી છે. પરંતુ જે રીતે ઈશસ્મરણનો સાર્વકાલિક ઉપદેશ છે તે જ રીતે યુધ્ધનો પણ સાર્વકાલિક ઉપદેશ એ વાક્યમાં છે, એ વાતનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી. સર્વકાળનો સંબંધ ઈશસ્મરણ સાથે જોડાય અને યુદ્ધ સાથે ન જોડાય, એવો અર્થ કોઇ કરવા જાય, તો તે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અશક્ય છે. અર્થાત્ સાર્વકાલિક યુધ્ધના ઉપદેશનું તાત્પર્ય શું છે, તેનો વિચાર કરવાનુ આપણને સહજ પ્રાપ્ત થાય છે.

-:લેખક:-



વે શા સં. સદાશિવશાસ્ત્રી ભિડે,
ગીતા વાચસ્પતિ-પુના

### યુદ્ધ એટલે શું?

પ્રતિકાર કરવો એ યુધ્ધનુ શુધ્ધ સ્વરૂપ છે એમ કહેવાને કંઇ હરકત નથી. આ પ્રતિકાર મનુષ્ય જ્યારે શરીરબળથી કરે છે ત્યારે તેને યુધ્ધ કહેવું એ સયુક્તિક જણાય છે. પ્રતિકાર એકલા શરીરબળથી જ થાય છે એમ નથી, બુધ્ધિ અને મન એ બન્ને અવયવો, ઇન્દ્રિયો પણ-પ્રતિકારક્ષમ છે. વિચાર કરવો એ બુધ્ધિનું કામ હોઇને ખરાબ વસ્તુને બાજુએ કરીને સારી વસ્તુ કરવાનો નિશ્ચય કરવો એ બુધ્ધિનો જ પ્રભાવ છે. અલબત્ત, એમ કરવામાં બુદ્ધિને અયોગ્ય અગર ખરાબ-દુષ્ટ વાસના જોડે લડવું પડે છે. આ દુષ્ટ વાસના ઉપર વિજય મેળવતાં બુદ્ધિને જે ઝગડો કરવો પડે છે, તથા જે અનેક પ્રકારના મોહોને દાબી નાખવા પડે છે, તેને જ બુદ્ધિની લડાઈ કહેવાય. એવાં બૌદ્ધિક યુદ્ધોમાં જેની બુદ્ધિ વિજય મેળવે છે, તે જ માણસ કર્તવ્ય, યશ, અને વૈભવને પાત્ર થાય છે. બૌદ્ધિક યુદ્ધની પેઠે જ મનુષ્યને માનસિક યુદ્ધ પણ કરવાં પડે છે. પ્રેમ, ભાવના અને કીર્તિની સ્પૃહા વગેરે મનના ધર્મો છે. એ ધર્મો કેટલીક વખત આપણા ધ્યેયથી

અગર અંગીકૃત કાર્યોથી વિરોધી હોઇ શકે છે. વળી, ઇન્દ્રિયોની વૃત્તિઓ અને મન એનો ઝગડો પણ હંમેશાં જ ચાલુ હોય છે. આ બધાં-ઉપર યોગ્ય દાબ રાખીને બુદ્ધિની સત્પ્રવૃત્તિને અનુસરવું એ જ મનનો વિજય છે. આવું માનસિક યુદ્ધ સામાન્ય મનુષ્યને પણ હંમેશાં કરવું પડે છે. આ બન્ને પ્રકારનાં આંતરયુદ્ધોમાં વિજય મેળવી શકે, તો જ માણસ પોતાની માનસિક તથા બૌદ્ધિક શક્તિઓનો વિકાસ સાધી શકે. આવો સંયમી પુરુષ જ બ્રહ્માનંદ પર્યંતના સર્વ આનંદ મેળવી શકે, અને તેને જ **વ્યાસ ઋષિએ આધ્યાત્મિક સ્વરાજ્ય** કહેલું છે. મહાત્મા ગાંધીએ આધ્યાત્મિક સ્વરાજ્ય આ શબ્દ પ્રથમ શોધી કાઢયો, તેવું કેટલાક કહે છે, પણ તે ખરું નથી. વ્યાસે મહાભારતમાં આ આધ્યાત્મિક સ્વરાજ્યનું સ્વરૂપ ઘણી માર્મિકતાથી વર્ણવેલું છેઃ तस्मादेनं सम्यगवेक्ष्य लोभं निगृह्य धृत्यात्मनि राज्यमिच्छेत् । एतद्राज्यं नान्यदस्तीह राज्यं आत्मैवराजा विदितो यथावत् ॥ લોભાદિ વિકારો જોડે પરાકાષ્ટાનું યુદ્ધ કરીને, જેનું મન તથા બુદ્ધિ વિજયી થાય છે, તેને જ આધ્યાત્મિક સ્વરાજ્ય પ્રાપ્ત થાય છે; અને એવું આધ્યાત્મિક સ્વરાજ્ય મેળવનાર મનુષ્ય સર્વત્ર વિજયી થાય છે. એવો ઉપરના શ્લોકમાં વ્યાસ ઋષિનો અભિપ્રાય છે. અર્થાત્ મનુષ્યને મન તથા બુદ્ધિદ્વારા વિકારની કે દુષ્ટ ભાવનાની જોડે હંમેશાં જ યુદ્ધ કરવું પડે છે.

## યુદ્ધનો ત્રીજો પ્રકાર

બૌદ્ધિક અને માનસિક એ યુદ્ધના બે પ્રકાર થયા. તેવો જ તેનો એક ત્રીજો પ્રકાર પણ ઘણોજ મહત્ત્વનો છે. તે શરીરસામર્થ્યથી કરવામાં આવતું યુદ્ધ એ જ છે. જેનાં મન અને બુદ્ધિ પરાભૂત નહીં હોય, તે જ યશસ્વી રીતે શરીરસામર્થ્યનું યુદ્ધ કરી શકશે. આ શારીરિક યુદ્ધના અસંખ્ય પ્રકાર છે. પ્રથમ જણાવેલાં બૌદ્ધિક અને માનસિક યુદ્ધોનું ખરું પર્યવસાન આ શારીરિક યુદ્ધમાં જ થાય છે. એટલે ત્રણે પ્રકારના યુદ્ધમાં પણ શારીરિક યુદ્ધને જ શ્રેષ્ઠત્વ આપવું જોઇએ. એ જો કે ખરું છે, તો પણ માનસિક અને બૌદ્ધિક યુદ્ધ પણ કમી મહત્ત્વનાં છે એમ બિલકુલ માનવાનું નથી. કિંબહુના આ શારીરિક યુદ્ધનો માનસિક અને બૌદ્ધિક યુદ્ધ એ મૂળ આધાર કિંવા પાયો જ છે એમ કહેવું એ વિશેષ યોગ્ય છે. આ ત્રણે પ્રકારનાં યુદ્ધનો વિચાર કરતાં ગીતાના ઉપદેશ વાકયમાંનાં सर्वेषु कालेषु એ પદો યોગ્ય અને આવશ્યક ઠરે છે. કેમકે ઉપરનાં ત્રણે પ્રકારનાં યુદ્ધ પૈકી કોઇને કોઇ પ્રકારનું યુદ્ધ તો મનુષ્યને ક્ષણે ક્ષણે કરવું જ પડે છે. અર્થાત્ મનુષ્યે યુદ્ધને માટે હંમેશાં સજ્જ રહેવું જોઇએ.

## શરીર બળનું મહત્ત્વ.

વેદાન્તમાં શારીરિક સામર્થ્યની કંઇ પણ કિમ્મત નથી, એવી સકારણ કે અકારણ ગેરસમજ ઘણાખરાની થયેલી છે; અને આ ગેરસમજે કેટલેક અંશે પ્રત્યક્ષ અર્જુનને પણ ભમાવ્યો હતો, પણ ભગવાન–શ્રીકૃષ્ણે શુદ્ધ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીને તેની તે ગેરસમજ સમૂળ નષ્ટ કરી, અને તેને એવું સમજાવી દીધું કે ઇશચિંતનની પેઠે જ પ્રતિકારની પણ માનવી જીવનમાં અત્યંત આવશ્યકતા છે. ભલે તે બ્રહ્મજ્ઞાની હોય, તો પણ માનવતાનો આ નિયમ ટાળીને તેનાથી સમાજમાં રહી શકાવાનું જ નહીં. અર્થાત્–પ્રતિકારની એટલે કે યુદ્ધની પ્રતિક્ષણ તૈયારી રાખીને જ મનુષ્યે પોતાના જીવનક્રમનો આ ઝગડો એકસરખો ચલાવવો જોઇએ; તે ઝગડાથી કંટાળીને બેસી જવું એ ઠીક નથી જ. કિંબહુના ખરા જ્ઞાની પુરુષને ખરાબનો પ્રતિકાર

કરવામાં કિંવા દુષ્ટોનો નિગ્રહ કરવામાં જ શુદ્ધ સાત્ત્વિક આનંદનો લાભ થાય છે. આવા યોગ્ય પ્રતિકાર સિવાય સામર્થ્યનો, વિશેષતઃ શરીરસામર્થ્યનો, દુરુપયોગ થાય નહીં, માટે જ સાર્વકાલિક યુદ્ધની જોડે જ સાર્વકાલિક ઈશચિંતનનો પણ ઉપદેશ કરેલો છે. ઈશ્વર સદ્‌ગુણોનું નિવાસસ્થાન હોવાથી જેના હૃદયમાં ઈશસ્મરણ જાગૃત છે તેનું શરીરસામર્થ્ય કિંવા બળ ક્યારેય પણ વિકારવશ થાય તે શકય જ નથી. આવું વિકારવશ ન થનારું શુદ્ધ શારીરિક બળ એ પ્રત્યક્ષ ઈશ્વરાંશ છે એવી પણ ગીતાની શિખામણ છે: बलं बलवतामस्मि कामरागविवर्जितम् । એવું શ્રીકૃષ્ણનું વાક્ય છે. જે સામર્થ્યનો ખરાબના નાશ માટે કિંવા દુષ્ટોના નિગ્રહ માટે જ ઉપયોગ થાય, તે શારીરિક બળને ભગવંતે ઉપરના વાકયમાં ઈશ્વરના અંશ તરીકે ગણાવેલું છે. છળવાદમાંથી ગરીબોને છોડાવવા કિંવા કનડગતમાંથી અબળ તથા દુર્બળને છોડાવવા માટે પવિત્ર ધ્યેય આગળ રાખીને શરીરસામર્થ્ય સંપાદન કરવું એ ઈશ્વરની ઉપાસના છે. એવું ગીતાશાસ્ત્રે નિર્વિવાદ સિદ્ધ કરેલું છે. અર્થાત્ વેદાંતશાસ્ત્રે સામર્થ્યની ઉપેક્ષા કરેલી નથી, પણ એથી ઊલટું શરીરસામર્થ્યનું ખરું મહત્ત્વ બધાંને દર્શાવી આપ્યું છે.

## શારીરિક બળ સંબંધે વેદાંત શાસ્ત્રનો બીજો પણ મુખ્ય સિદ્ધાંત

नायमात्मा बलहीनेन लभ्यः એવું મુંડકોપનિષદમાં સ્પષ્ટ કહેલું છે. દસ ઉપનિષદો એ વેદાંત શાસ્ત્રનો મૂળ જીવનાધાર જ છે. આ ઉપનિષદોમાં તો બળનું મહત્ત્વ મોટે અવાજે માન્ય કરેલું છે. ઉપરના વાકયમાંના બળ શબ્દનો અર્થ કોઇ માનસિક બળ કિંવા બૌદ્ધિકબળ એવો કરીને શારીરિક બળનો તેમાં કંઇ સંબંધ નથી એમ કહે, તો તેની તેમાં અક્ષમ્ય ચૂક થાય છે. એનો પૂર્વાપાર સંદર્ભ લક્ષમાં લેવાથી શારીરિક બળ સિવાય ઇતર માનસિક કિંવા બૌદ્ધિક બળ એવો અર્થ ત્યાં હોવો સર્વથૈવ અશકય છે. ( આ સંબંધે વિશેષ વિસ્તાર જોવો હોય તો ઉપનિષદ્ રત્નપ્રકાશ–મુંડકોપનિષદનું પાન ૧૦૦ જોવું. ) દુર્બળ મનુષ્યને અત્યંત સાવધતા, નિયમિત વર્તન, તપશ્ચર્યા, ઇત્યાદિ વિષયોનું આચરણ કરવું અશકય છે. કેવળ માનસિક બળથી કિંવા બૌદ્ધિક બળથી આ વસ્તુઓ નહીં થઇ શકે. તેમાં શરીરનું ખડતલપણું, સહનશીલતા, પરાક્રમ, વગેરે ગુણોની આવશ્યકતા રહે છે જ. કેમકે તેમ હોય તો જ તેનામાં જ્ઞાન મેળવીને બ્રહ્મ સાક્ષાત્કાર મેળવવાની પાત્રતા આવે. આ મુંડકોપનિષદ્ પ્રમાણેજ તૈત્તિરીય ઉપનિષદની ,આનંદવલ્લીમાં પણ આનંદની મીમાંસા આ પ્રમાણે કરેલી છે: " सैषाऽऽनन्दस्य मीमांसा भवति । युवास्यात् साधु युवाध्यायकः आशिष्ठो दृढिष्ठो बलिष्ठः । तस्येयं पृथिवी सर्वा वित्तस्य पूर्णा स्यात् " આવી આનંદની મીમાંસા ( વ્યાખ્યા ) છે. જે તરુણ ઉત્સાહી અને શીલવંત હોય તથા જેની વિદ્યા તેજસ્વી હોય, એવા મહત્ત્વાકાંક્ષી, દૃઢનિશ્ચયી, અને બળવાન તરુણને જ આ બધી પૃથ્વી સંપત્તિથી પરિપૂર્ણ થશે. ·( વિશેષ વિસ્તાર માટે ઉપનિષદ્ રત્નપ્રકાશ–તૈત્તિરીય ઉપનિષદ્ પાન ૫૩ જોવું. ) મનુષ્યની પૂર્ણતા માટે મહત્ત્વાકાંક્ષા, દૃઢનિશ્ચય અને સહનશીલતાના ગુણોની જોડે જ શારીરિક બળ હોવાની આવશ્યકતા પણ ઉપનિષદ્ સ્પષ્ટ જણાવે છે. આ ઉપરથી શુદ્ધ શરીરસામર્થ્યને ઉપનિષદોમાં અગર તો વેદાંતશાસ્ત્રોમાં તુચ્છ ગણેલું નથી, પણ તેને ઊલટું અગ્રપૂજાનું માન આપેલું છે. એમ છતાં પણ શરીરસામર્થ્યની ઉપેક્ષા કરવી એને સદ્‌ગુણ ગણવામાં આવે છે !! એના કરતાં રાષ્ટ્રનું દુર્દૈવ બીજું કયું ? જૂના વખતની આ હીન મનોવૃત્તિને હટાવીને હાલમાં શરીરસામર્થ્ય મેળવવા તરફ લોકોનું લક્ષ ખેંચાયું છે એ સુભાગ્યની

વાત છે. મનુષ્ય જો શરીરસામર્થ્ય તરફ દુર્લક્ષ કરશે, તો તેનામાં અપૂર્ણતા કાયમ રહીને તે બધાં જ કામો માટે દુર્બળ ઠરવા માંડશે.

એટલા માટે મનુષ્યે વ્યાયામ, ઉપાસના અને વિદ્યાધ્યયન એ સાધનો વડે પોતાના શરીરનો, મનનો અને બુદ્ધિનો વિકાસ સાધવો, એ અત્યંત અગત્યનું છે. ગયા શતકના સુશિક્ષિત વર્ગે વિદ્યાભ્યાસ તરફ પુષ્કળ લક્ષ આપ્યું, પણ સામર્થ્યસંપાદન તરફ અક્ષમ્ય દુર્લક્ષ કર્યું. આ ભૂલનું પ્રાયશ્ચિત્ત હાલની અને પાછળની પેઢીને બરાબર સોસવું પડશે. હજુ પણ સાવધ થઇને લોકો જો શરીરસામર્થ્ય મેળવવાનો આગ્રહ પકડશે, તો રાષ્ટ્રની ઉન્નતિ થવામાં વિશેષ વખત લાગશે નહીં.

## અહિંસા.

अहिंस्यन् सर्वभूतान्यन्न तीर्थेभ्यः એ પ્રમાણે છાંદોગ્ય ઉપનિષદમાં કહેલું છે. કોઇ પણ-પ્રાણીમાત્રની હિંસા કરવી નહીં એવું આ વાક્યમાં જણાવેલું છે. પરંતુ 'યોગ્ય કારણ સિવાય' એવી શરત તે જ વાક્યમાં શ્રુતિએ આપેલી છે. તે શરત તરફ દુર્લક્ષ કરીને વીંછી કે સાપ જેવા ઘાતક પ્રાણીઓની પણં હિંસા ન કરનારા ઘેલા અહિંસાવાદીઓ પણ નીકળી આવે છે જ. પરંતુ मोदेत साधुरपि वृश्चिकसर्पहत्या એવું ભાગવતમાં પણ કહેલું છે. તુકારામ મહારાજે પણ, 'વીંછી દેવસ્થળે આવે, તો તેને ફૂલ તુલસી ન ચડાવાય, પણ તેને તો પગનો જોડો લઇને જ મરાય, કેમકે તે અધમથી પણ અધમ છે," એવું સ્પષ્ટ કહેલું છે. આવો સ્પષ્ટ પ્રબોધ છતાં પણ ઘેલા અહિંસાવાદીઓના અજ્ઞાન માટે જેટલી દયા કરીએ તેટલી ઓછી જ છે. ખરી હકીકત એવી છે કે અહિંસા એટલે કોઈ પણ પ્રાણીને ઠાર ન મારવું, એ ઉત્તમ સદ્ગુણ તો ખરો જ. પરંતુ આ જગતમાં કેટલાંક પ્રાણીઓ અને માણસો ઠાર મારવા જેવાં જ હોય છે, તેને સંસ્કૃતમાં વધ્ય કહે છે. એ વધ્યોનો વધ ન કરવો અને અવધ્યોનો વધ કરવો એ બંનેય પાપ છે. यथाऽवध्ये वध्यमाने भवेद् दोषो जनाधिप । स वध्यस्यावधे दृष्ट इति धर्मविदो विदुः ॥ એવું મહાભારતમાં જણાવેલું છે. આ ઉપરથી જે ચોજોનો, દોષોનો અગર દુષ્ટોનો નાશ કરવો અત્યંત આવશ્યક હોય છે, તેમનો નાશ ન કરવો, એ અહિંસા નહીં પણ ઊલટી હિંસા જ થાય છે. સર્વભૂતહિતને એટલે કે સાર્વજનિક હિતને બાધક હોય તેવાં પ્રાણી કે મનુષ્યની હિંસા કરવી એ પાપ નહીં પણ પુણ્ય જ છે, એવું યોગવાસિષ્ઠકારે પણ ભાર દઇને જણાવેલું છે. એ વાસિષ્ઠકાર કહે છેઃ बहूनां कंटकं यस्तु पापात्मानं दुरासदं । हन्यात् प्रासापराधं तु तस्य पुण्यफलं महत् ॥ એવા પાપી મનુષ્યને નષ્ટ કરવામાં જ એટલે કે તેનો જોરથી પ્રતિકાર કરવામાં જ અત્યંત પુણ્ય છે. એવો યોગવાસિષ્ઠકારનો સ્પષ્ટ મત છે. સારાંશ, અહિંસાની અમર્યાદ કલ્પના મનમાં ધારીને આજ પર્યંત કેટલાકોએ પોતાનો તથા પોતાના રાષ્ટ્રનો ઘાત કર્યો છે, એવાં ઉદાહરણો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. મહાભારતકારે તો હિંસા અને અહિંસાની અતિશય ચિકિત્સા કરીને છાંદોગ્ય ઉપનિષદના ઉપર જણાવેલા વચન પ્રમાણે જ યોગ્ય ઠેકાણે હિંસા કરવી એ જ ધર્મ છે એવું નિશ્ચિતપણે ઠરાવી આપેલું છે. એ સંબંધમાં સત્યવાન અને તેના વૃદ્ધ પિતા દ્યુમત્સેનનો સંવાદ ઘણી માર્મિકતા ભરેલો મહાભારતમાં આપેલો છે. તેમાં એવું જણાવેલું છે કે अयचेदवधो धर्मोऽधर्मः को जातुचित् भवेत् । दस्यवश्चेन्नहन्येरन् सत्यवान् संकरोभवेत् ॥ (જો કોઇનો પણ-દુષ્ટોનો સુદ્ધાં-વધ ન કરવો એ જ ધર્મ હોય, તો અધર્મ પછી કયો? હે સત્યવાન! ખુની, ધાડપાડુઓ વગેરે દુષ્ટ લોકોનું પણ પારિપત્ય ન થાય તો પછી સમાજસંકર થાય અને સમાજનો નાશ

થવાને વિલંબ ન લાગે.) સારાંશ, મર્યાદાશૂન્ય અહિંસાની કલ્પના એ તો રાષ્ટ્ર ઉપર એક સંકટ જ ગણાય. એવી ઘાતક કલ્પનાને મનુષ્યે પોતાના અંતઃકરણમાં બિલકુલ સ્થાન ન આપવું, એવો બધાં શાસ્ત્રોનો અભિપ્રાય છે. અર્થાત્ હિંસા પર્યંતના પ્રતિકાર સારુ પણ પ્રત્યેક માણસે સજ્જ રહેવું એ અત્યંત આવશ્યક છે.

## વ્યાયામનું શાસ્ત્ર

સર્વ સામર્થ્યમાં શરીરસામર્થ્ય એ જ મુખ્ય છે. કેમ કે પ્રત્યક્ષ વ્યવહાર ઉપર તેનું જ પરિણામ થાય છે. એવા વિષય ઉપર પ્રાચીન ભારતીઓએ સંશોધનપૂર્વક શાસ્ત્રીય વિચાર કર્યો ન હોય એ સંભવનીય જ ન હતું. પરંતુ છેલ્લાં એક બે શતકમાં ભરતખંડ ઉપર યુરોપિયન સંસ્કૃતિની એવી ગાઢ છાપ પડી ગયેલી કે કોઇ પણ શાસ્ત્રીય વિચાર તે યુરોપિયન પંડિતોએ જ કરેલો હોય, એવી સર્વસાધારણ સમજ જ થઇ ગઇ હતી. તેમાં કેટલોક તથ્યાંશ પણ છે એમ કહેવાને હરકત નથી. કેમકે છેક જ નજીવી બાબતોથી તે અત્યંત મહત્ત્વની બાબતો સુધીના બધા વિષયોનાં એ યુરોપિયન લોકોએ શાસ્ત્રો બનાવી દીધાં છે. કેશરચનાના શાસ્ત્રથી તે વિદ્યુત્ પરમાણુઓનાં શાસ્ત્ર સુધી તેમની શાસ્ત્રીય દૃષ્ટિ ચોમેર ફરી વળી છે. આ તેમની શાસ્ત્રીય કલ્પનાથી અંજાઇ જતાં આપણને એવું જ લાગવા માંડેલું કે એવી શાસ્ત્રીય દૃષ્ટિ પ્રાચીન ભારતીયોમાં હતી જ નહીં. આ ગેરસમજ દૂર કરવાના પ્રયત્નો સાંપ્રતકાળમાં અનેક દિશાએ થાય છે, એ હકીકત ઘણી જ અભિનંદનીય છે. પ્રાચીન શાસ્ત્રોનો અને તે શાસ્ત્રોની અવાંતર કલ્પનાઓનો અત્યંત તથા સપ્રમાણ સંગ્રહ કરવો, એ એવા પ્રયત્નમાં સૌથી પહેલી અને અત્યાવશ્યક વસ્તુ છે. આવા સંગ્રહને જ જ્ઞાનકોશ કહેવામાં આવે છે. એવા જ્ઞાનકોશનું કાર્ય જગતમાં પ્રથમ જ ભારતીય ઋષિઓએ કરી બતાવેલું છે. ભગવાન કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ મહર્ષિ એમણે જ પ્રથમ એવો એક મોટો સંગ્રહ કરી બતાવ્યો, વ્યાસના પહેલાં એવો મહત્ત્વનો જ્ઞાનકોશ આ જગતમાં અસ્તિત્વમાં જ આવેલો ન હતો. એવો અપૂર્વ જ્ઞાનકોશ તે જ મહાભારતના નામથી પ્રસિદ્ધ છે. જે વખતમાં આ મહાભારતરૂપી મોટો જ્ઞાનકોશ પૂર્ણ તૈયાર થયો, તે વખત ઇ. સ. ના પૂર્વે પાંચ છ શતકના જેટલો જૂનો હોવાનો ઇતિહાસસંશોધકોનો મત પ્રસિદ્ધ છે.

વ્યાસે આ મહાભારતરૂપ જ્ઞાનકોશથી એકલા હિંદુ રાષ્ટ્ર ઉપર જ નહીં, પણ અખિલ ભૂમંડળ ઉપર ઉપકાર કરી મૂકયો છે. આવા સંગ્રહના યોગથી બધી શાસ્ત્રીય કલ્પનાઓને કાયમની સ્થિરતા મળે છે; અને તેને લીધે મનુષ્યની જ્ઞાનદૃષ્ટિ પણ સારી રીતે શુદ્ધ થાય છે. મહાભારતે એ રીતે જાગતિક સંસ્કૃતિઓનું એકીકરણ કરીને તે જગતના સમક્ષ મૂકેલી છે. અને તેને લીધે જ મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસનો આખા જગત ઉપર ઉપકાર થયેલો છે, એ કોઇપણ વિદ્વાન્ મનુષ્ય ખુલ્લા દિલથી કબૂલ કરશે. મહાભારતના પછીથી તેનો જ આધાર લઇને સંસ્કૃતમાં અનેક પુરાણ ગ્રંથો થયા છે. પરંતુ મહાભારતની શ્રેષ્ઠતા તેને લીધે કમી થઇ નથી, પણ ઉલટી અધિક જ વધી છે. વ્યાયામશાસ્ત્રનો પણ આવો જ સંગ્રહ થવો જોઇતો હતો. કેમકે પ્રાચીન ગ્રંથોમાં અને અર્વાચીન મરાઠી ગ્રંથોમાં પણ એ શાસ્ત્રની માહિતી છૂટી છવાઇ મળી આવે છે, પણ તે માહિતીનું સંકલીકરણ થવાની અત્યંત અગત્ય હતી. સિવાય ગયા પાંચ છ શતકના જૂના વખતમાં અમારું ઘણું ગ્રંથવાઙ્મય મુસલમાનોની ધમાલમાં નષ્ટ થઇ ગયેલું છે. તથાપિ કેટલાંક શાસ્ત્રોની અને કલાઓની પ્રત્યક્ષ પ્રક્રિયા લોકોમાં અવ્યાહત રીતે ચાલુ જ હતી. તેથી, જો કે વ્યવહારની પરિભાષા ધીમે ધીમે બદલાતી ચાલી, દાખલા તરીકે–મહાભારતની ભીમ અને

જરાસંધની કુસ્તીનાં મુદ્દામાં દાવપેચનાં અનેક નામો અને વર્ણનો આવેલાં છે; પરંતુ પરિભાષા બદલાઇ જવાથી એ દાવપેચનાં વર્ણનો ઉપરથી તેની માહિતી તજ્જ્ઞોને સુદ્ધાં મેળવતાં બહુ જ પરિશ્રમ કરવો પડે છે. શાસ્ત્ર અને વ્યવહારની સાંકળની કડીઓ છૂટી પડી ગયા પછી વ્યાયામની પ્રત્યક્ષ પ્રક્રિયાઓ આજ સુધી ચાલુ રહેલી હોવા છતાં પણ તેનું શાસ્ત્રીય સ્વરૂપ નિશ્ચિત કરવું કઠણ પડે છે. અને તેથી વ્યાયામનાં ક્રીડા-ખેલો, મરદાઇ એટલે પરાક્રમ, અને પરિશ્રમ કિંવા મહેનત, ઇત્યાદિ પ્રકારોની માહિતી શાસ્ત્રીય રીતિએ મેળવવાનું મુશ્કેલ થયું છે. કલા અને શાસ્ત્રનો સંબંધ તૂટી ગયો, અને પછી કદાચ કલાની પ્રત્યક્ષ ક્રિયા ચાલુ રહી, તો પણ તેમાં એક પ્રકારની હીનતા જ આવી જાય છે. હિંદુસ્તાનના મર્દાની ખેલો આજના સુધરેલા યુરોપિયન જગતને પણ આશ્ચર્યચકિત કરી મૂકે છે, એવી હકીકત વખતોવખત સાંભળવામાં આવે છે ખરી; છતાં પણ ક્રિકેટ, ફૂટબૉલ જેવા સુધરેલા ખેલોની પેઠે એ દેશી ખેલોમાં આકર્ષકતા આવતી નથી. એનું કારણ એટલું જ કે એ દેશી ખેલોને જોઇએ તેટલો શાસ્ત્રોનો ભરપૂર ટેકો હજુ મળેલો નથી. આ ઊણપ કાઢવા માટે વ્યાયામશાસ્ત્રનો જ્ઞાનકોશ તૈયાર થાય એ ઘણું જ અગત્યનું હતું. આવો જ્ઞાનકોશ પૂર્ણ થતાં એવા ખેલોથી તે પ્રત્યક્ષ યુદ્ધ સુધીની શાસ્ત્રીય માહિતી એક જ સ્થળેથી મળી જવાની સવડ થશે, અને વર્તમાનકાળની પદ્ધતિએ આ વિદ્યામાં યોગ્ય તે પૂરણી કરીને આ વિદ્યાનો ઉત્કર્ષ કરી શકવાનું તજ્જ્ઞ લોકોને માટે શક્ય થશે. **બોથાટી** એ શબ્દ અને બોથાટીના ખેલોનું વર્ણન ઐતિહાસિક પુસ્તકોમાં પુષ્કળ વખત વાંચવામાં આવે છે. પણ બોથાટી એ હથિયાર કેવું હોય છે તે જોવા માટે વડોદરાના શ્રીમંત આબાસાહેબ મુજુમદારને કેટલોએ પ્રવાસ અને શોધ કરવો પડયો! કેમકે એવા મરદાની ખેલો એક પ્રકારની હીનતા અગર તો અસભ્યતાને લીધે લોકપ્રિય રહેલા નહીં; અને તેને લીધે તેનો પ્રચાર પણ લોકોમાંથી નષ્ટપ્રાય જ થયેલો. વિલાયતી ખેલોની પેઠે આ ખેલોમાં પણ ઉજ્જ્વલતા આણવી હોય તો તેનો શાસ્ત્રો જોડે મેળ પાડવા સિવાય ગત્યંતર જ નથી. આવી સ્થિતિ બધા જ મરદાની ખેલોની થઇ છે. તેનું પુનરુજ્જીવન વ્યાયામશાસ્ત્રના સંકલીકરણથી જ થશે એવી ખાતરી લાગે છે. ખેલોની પેઠે જ જુદા જુદા હથિયારોનાં નામો તથા તેની પ્રક્રિયાઓ વગેરે હકીકત પણ ઐતિહાસિક કથાઓમાં પુષ્કળ જ મળી આવે છે. દાખલા તરીકે શિવાજી મહારાજે અફઝુલખાનનો વધ કરતાં વાઘનખનો ઉપયોગ કરેલો, કે જમદાઢનો ઉપયોગ કરેલો, એ બાબતમાં ઇતિહાસમાં કોઇ કોઇ જગાએ મતભેદ જણાઇ આવે છે. પણ આ હકીકતને કોઇ વિશેષ મહત્ત્વ જ આપતું નથી. કેમકે આ બન્ને હથિયારોનો ઉપયોગ કોઇના પણ જાણવામાં નથી. એ હથિયારોનાં પૂર્વકાળમાં નામ શું હતાં, તે પણ ઘણા ભાગે સાંભળવામાં જ આવ્યાં નથી. અર્થાત્ જે અજ્ઞાત હોય છે તેના તરફ લેખકો ઉપેક્ષા કરે છે. પરંતુ એ પદ્ધતિ ઠીક નથી. પ્રત્યેક વાતનું પગલું પકડીને તેનું બરાબર મૂળ શોધી કાઢવું એ ખરા સંશોધકોનું કર્તવ્ય છે. લેખકો તે તે શાસ્ત્ર-સંબંધી કે કલાસંબંધી ગ્રંથો ઉપલબ્ધ ન થતાં, તેના સંશોધનનો નાદ તેટલેથી જ છોડી દઇ, પોતાનો વિષય માત્ર આગળ ધપાવ્યે રાખે છે. પરંતુ એ ઉપરથી રાષ્ટ્રના ઇતિહાસમાં અજ્ઞાનને લીધે કેટલીક અપૂર્ણતા રહે છે.

## બ્રહ્મવિદ્યા તથા વ્યાયામશાસ્ત્ર

સા બ્રહ્મવિદ્યા સર્વવિદ્યાપ્રતિષ્ઠા મુંડકોપનિષદમાં પ્રારંભમાં જ સર્વવિદ્યાપ્રતિષ્ઠા એટલે

સર્વવિદ્યાના આધારભૂત આ બ્રહ્મવિદ્યા છે, એવું જણાવેલું છે. વ્યાયામશાસ્ત્રનો અને બુદ્ધિવિદ્યાનો સંબંધ કેવો નિકટ છે તે અમે પૂર્વે બતાવેલું જ છે. કોઇપણ વિદ્યા અગર કલા સંપાદન કર્યા પછી તેનો સદુપયોગ કરવાની સત્પ્રવૃત્તિ મનુષ્યના અંતઃકરણમાં હોય તો જ તેની તે વિદ્યાનો કે કલાનો જગતના હિત માટે ઉપયોગ થવાનો સંભવ રહે છે. સાર્વજનિક હિતની દૃષ્ટિ માટે જરૂરની આ મનની સત્પ્રવૃત્તિ ઉત્પન્ન થવા સારુ બ્રહ્મવિદ્યા એ જ એક અદ્વિતીય સાધન છે. અને એ જ ઉદ્દેશથી ભગવાન શ્રી કૃષ્ણે પોતાના ઉપદેશમાં સાર્વકાલિક યુદ્ધ અને ઇશચિંતન સાથે સાથે જ રાખેલાં છે.

ઉત્કટ અને ભવ્ય મહત્ત્વાકાંક્ષા એ જ પુરુષાર્થ બુદ્ધિ છે. આ પુરુષાર્થ બુદ્ધિને સારુ જ્ઞાનની જેટલી જરૂર છે તેટલી જ સામર્થ્યની પણ છે. જ્ઞાન માટે જે રીતે વિદ્યાભ્યાસ છે તે જ રીતે સામર્થ્ય માટે વ્યાયામ છે, અને તેથી જ વ્યાયામના શાસ્ત્રની ઊણપ ભરી કાઢવા માટે વ્યાયામજ્ઞાનકોશકારનું જેટલું અભિનંદન કરીએ તેટલું થોડું જ છે. આવો પ્રયત્ન જોતાં જ ભારતીય રાષ્ટ્રનો કયારેક પણ ખાસ ઉત્કર્ષ થશે એવો ભરોસો પડે છે. 'જગત્ મિથ્યા છે' એવી માયાવાદીઓની અયોગ્ય કલ્પનાથી રાષ્ટ્રમાં એક પ્રકારની જાણે ભ્રમણા જ પડી ગઇ હતી. આ ભ્રમને લીધે આપણા ઋષિઓના ઉપદેશોની પણ આપણા રાષ્ટ્રને ગાઢ વિસ્મૃતિ થઇ હતી. જાણે કોઇ રાજાધિરાજ પોતાની રાજ્યલક્ષ્મીને ભ્રમણાને લીધે ભૂલી જઇને પોતાને એક ભિખારી ગણીને પોતે ભિક્ષા માગવાને તૈયાર થઇ ગયો હોય, તેવી જ આપણા સમાજની હાલમાં સ્થિતિ થઇ ગઇ હતી. "બેસીને કલ્પતરુ તળે બાંધતો ઝોળીની ગાંઠો," એ જ્ઞાનેશ્વર મહારાજના વચન પ્રમાણે કેવળ દરિદ્રતા આપણા રાષ્ટ્રના નસીબમાં આવી પડી છે. પરંતુ અનેક શતકોની શિક્ષાને લીધે આ બેશુદ્ધિ થોડી થોડી કમી થઇને આપણા વૈદિક ઋષિઓનો ઉપદેશ શું છે તે તરફ જોવાની હવે શુભવાસના થવા લાગી છે, એ શુભ ચિહ્ન છે. જો સમાજ ઋષિપ્રણીત ઉપદેશ તરફ બરાબર આંખો ઉઘાડીને જુએ તો તેને એમ જ જણાઇ આવશે કે મહાન્ યોગીઓની જેવી યોગ્યતા, તેવી જ યોગ્ય પ્રતિકાર કરનાર યોદ્ધાની પણ યોગ્યતા છે. બ્રહ્માંડમાં પ્રાણ લઇ જઇને બ્રહ્મરંધ્રનો ભેદ કરીને જે રીતે મહાયોગી પ્રત્યક્ષ બ્રહ્મસ્વરૂપમાં જઇ પહોંચે છે, તે જ રીતે અન્યાયનો પ્રતિકાર કરતાં કરતાં મરણ પામેલો યોદ્ધો પણ પ્રત્યક્ષ બ્રહ્મસ્વરૂપને જ જઇ પહોંચે છે. એવું પ્રત્યક્ષ ઋષિવચન હોવા છતાં યુદ્ધ જેવા મહત્ત્વના યોગથી આપણું રાષ્ટ્ર પરાઙ્મુખ રહે છે એ ખરેખર દુર્દૈવની વાત છે. द्वाविमौ पुरुषौ लोके सूर्यमंडलभेदिनौ । परिव्राड् योगयुक्तश्च रणेचाभि मुखेहतः ॥ આમાં આપેલું યોગયુક્ત એ વિશેષણ યોગીઓની પેઠે જ સમરાંગણમાં દેહ મૂકનારા રણપંડિતને પણ લાગુ કરવાનું છે, એ વીસરવાનું નથી. અને તેટલાજ માટે યુદ્ધને-અન્યાયના પ્રતિકાર માટે કરવામાં આવેલા યુદ્ધને-ધારાતીર્થ એવું શિષ્ટજનોએ નામ આપેલું છે. ઋષિઓના આ દિવ્ય ઉપદેશ તરફ લક્ષ આપીને હિંદુ સમાજે તો હવે પછી પોતાનું માયાવાદી આળસ ફેંકી દઇને આ રાષ્ટ્રીય વિદ્યા તરફ અવશ્ય લક્ષ આપવું. વ્યાયામશાસ્ત્ર જેવું શાસ્ત્ર તે રાષ્ટ્રીય વિદ્યા જ છે. એ વિદ્યાનું પુનરુજ્જીવન કરીને વડોદરાના શ્રીમંત આગાસાહેબે રાષ્ટ્રના પુનરુજ્જીવનનો પ્રારંભ કરેલો છે. એ તેમનું કાર્ય પૂર્ણ યશસ્વી થાય તેવી ઇશપ્રાર્થના કરીને આ લે: [illegible] છું.

સદાશિવ ગોપાળ ભિડેશાસ્ત્રી,
ચાલક, ગીતાધર્મમંડળ, પુના.

# વ્યાયામજ્ઞાનકોશ, ખંડ ૨ જો.



## અનુક્રમણિકા.



**શ્રી. કૈ બાળાસાહેબ પટવર્ધન, કુરૂંદવાડ (મોટી પાટી) ના રાજાસાહેબ તથા કૈ. રા વા. કૃ. દેશમુખ.**

શ્રી. બાળાસાહેબને વ્યાયામનો અતિશય શોખ હતો. એમનો નિયમિત વ્યાયામ એમના મરણના પહેલા ચાર દિવસ જ ફક્ત બંધ રહેલો. તેમણે પોતાના પાસે અનેક પહેલવાનો રાખીને મલ્લવિદ્યાને સારું ઉત્તેજન આપ્યું હતું. પહેલવાનોને આશ્રય આપવાના કાર્યમા શ્રી. કૈ. ખંડેરાવ મહારાજ ગાયકવાડની પેઠે જ એમનું નામ મહારાષ્ટ્રમા પ્રખ્યાત હતુ.

રા. વાસુદેવરાવ દેશમુખ, એમણે સારો વ્યાયામ કરીને ઉત્તમ પ્રકારનું શરીરસામર્થ્ય મેળવ્યું હતું.



શ્રીમંત દત્તાત્રય ચિંતામણ ઉર્ફે આબાસાહેબ મુજુમદાર, વડોદરા.

શ્રી.

# ખંડ] વ્યાયામજ્ઞાનકોશ [૨ જો.



नमः श्रीलक्ष्मणगुरुचरणाभ्याम् ॥

## ધનુર્વેદ.

લેખકઃ—પં. ગોવિંદ વિષ્ણુ શાસ્ત્રી ગાડગીળ (જોશી)





युद्धशस्त्रास्त्रव्यूहादिरचनाकुशलो भवेत् ॥
यजुर्वेदोपवेदोऽयं धनुर्वेदस्तु येन सः ॥ ३८ ॥

શુક્રનીતિ અ૦ ૪, પ્રક૦ ૩

"જેના જ્ઞાનથી યુદ્ધ વખતે શસ્ત્ર વાપરવામાં, અસ્ત્ર છોડવામાં, સૈન્યની વ્યૂહરચના કરવામાં, અને ગનિમી કાવાદાવાથી લડાઇ લડવામાં મનુષ્ય નિપુણ થાય છે, તે આ યજુર્વેદનો ઉપવેદ ધનુર્વેદ નામથી પ્રખ્યાત છે".

### ધનુર્વેદનો સંબંધ.

કોઇને એમ શંકા થાય કે વ્યાયામજ્ઞાનકોશમાં આ ધનુર્વેદનો અંતર્ભાવ કેમ થાય, તો તે માટે પ્રથમ વ્યાયામ એ શબ્દનો અર્થ વિચારીએ.

સુશ્રુતના અ. ૨૪ માં જણાવેલું છે કે શરીરમાં થાક ઉત્પન્ન કરનારું જે કર્મ તે વ્યાયામ. કૌટિલ્ય તેના બે અર્થ કરે છે : એક, કાર્યની શરૂઆત માટે સામાન સંગ્રહવો તે (ઉદ્યોગ); અને બીજો યુદ્ધવિષયક હિલચાલ કરવી તે (લડાઇ). બંનેમાં શરીરશ્રમ છે જ.

મહાભારતમાં તેનો અર્થ કોઇ જગાએ ખેંચતાણ, કોઇ જગાએ શ્રમ અને કોઇ જગાએ લડાઇ (ઝગડો) એવો થાય છે. એ બધામાં પણ શારીરિક શ્રમ વ્યાપક છે.

વ્યાયામની વ્યુત્પત્તિ વિ+આ+યામ એવી છે. એકલા આયામનો અર્થ લંબાઇ થાય છે. શ્રીભગવદ્ગીતામાં તેનો અર્થ નિયમન થાય છે.

એકંદરે, એમ જણાય છે કે શારીરિક શ્રમ એ તેનો સામાન્ય અર્થ છે. પછી તે શ્રમ ગમે તે કારણે—લડાઇને લીધે કે ફરવા જવાને લીધે કે પ્રાણવાયુના નિરોધને લીધે હોય.

યુદ્ધશાસ્ત્ર (ધનુર્વેદ) માં શરીરને મજબૂત બનાવવું એ પહેલું તત્ત્વ છે, અને વ્યાયામ સિવાય મજબૂત શરીર થવું શક્ય નથી. એટલે એ રીતે વ્યાયામમાં ધનુર્વેદનો અંતર્ભાવ થાય છે.

## ધનુર્વેદનું સ્પષ્ટ સ્વરૂપ.

ધનુર્વેદ એટલે માત્ર ધનુષ્યબાણવિદ્યા નહીં, પણ શસ્ત્રાસ્ત્રો વગેરે બધાંનો તેમાં સમાવેશ થાય છે, એ ઉપર આપેલા શ્લોકમાં જણાવેલું જ છે. પરંતુ મહાભારતમાં અશ્વત્થામાના વર્ણનમાં તેનું સ્વરૂપ વિશેષ સ્પષ્ટ કરેલું છે. તેમાં જણાવેલું છે કે "તે (અશ્વત્થામા) ધનુર્વેદનાં (યુદ્ધશાસ્ત્રનાં) દસ અંગો, ચાર પાયા, બાણુવિદ્યા અને અસ્ત્રવિદ્યા તત્ત્વતઃ જાણે છે".

એ દસ અંગો તે આઃ—હાથી, ઘોડા, રથ અને પાયદળ એ ચાર પ્રકારની સેના, અને નદીઓ ઊતરવા માટેનાં વહાણ, બાતમી મેળવનારા જાસૂસો, ઉપદેશકો તથા કામ કરનારા નોકરો, અને કોશ (ખજીનો) તથા વહેવારુ દરતાઓ.

ચાર પાયા એટલે—દીક્ષા (યુદ્ધશાસ્ત્રના નિયમો), શિક્ષા (શિક્ષણ), આત્મરક્ષા (પોતાનું રક્ષણ) અને સાધનો (હથિયારો, માંદાઓની વ્યવસ્થા, રણવાદ્યો વગેરે).

પ્રાચીન કાળે ધનુષ્યના જેવું બીજું કોઇ શ્રેષ્ઠ યંત્ર ન હતું. બાણથી દૂર દૂર રહેલા શત્રુને પણ ઘાયલ કરી શકાતો. એટલે બાણવિદ્યા તે વખતે મહત્ત્વની હતી. અને અસ્ત્રવિદ્યા પણ તેટલા જ મહત્ત્વની હતી. અસ્ત્રો બાણ કરતાં પણ વિશેષ ભયંકર હતાં; તેનાથી બાણ કરતાં પણ વિશેષ પ્રમાણમાં શત્રુનો સંહાર થતો. અર્થાત્ તે બંનેનું શિક્ષણ ધનુર્વેદ (યુદ્ધશાસ્ત્ર) માં અપાતું.

આ ઉપરથી ધનુર્વેદની વ્યાપકતા ખ્યાલમાં આવશે.

## ધનુર્વેદ શિક્ષણ.

આ શિક્ષણના બે પ્રકાર હતા. (૧) પ્રત્યક્ષ પ્રાયોગિક જ્ઞાન અને (૨) શાસ્ત્ર જ્ઞાન. કોઇ પણ જ્ઞાન જે પ્રત્યક્ષ અમલમાં મૂકી શકે તે જ તે શીખ્યો ગણાય. એ શીખનારની યોગ્યતા—અધિકાર નીચે પ્રમાણે હતાંઃ—

महाधनो महोत्साहः सम्पूर्णावयवो युवा ।
श्रमव्यायामशीतोष्णक्षुत्तृष्णादिक्षमः क्षमी ॥

વિશ્વામિત્ર.

"સંપત્તિવાન, ઉત્સાહવાન, શરીરના કોઇ પણ અંગની ખામી વગરનો, અને તરુણ; વળી શ્રમ (અખાડાનાં કામો, કુસ્તી વગેરે) તથા વ્યાયામ (શસ્ત્રાદિની મહેનત) કરી શકે તેવો; ઉપરાંત ટાઢ તાપ, ભૂખતરસ વગેરે સંકટોને સહી શકે તેવો તથા સહનશીલ", એવો માણસ ધનુર્વેદ શીખવાને લાયક છે.

પ્રથમ તો તેણે પોતાના શરીરને કેળવવું જોઇએ.

कुर्याद्योग्यानि गात्राणि योद्धुमिच्छुः कृतश्रमः।

"યુદ્ધની ઇચ્છા કરનારે પ્રથમ મહેનત કરવી, અને શરીરના સઘળા અવયવોને તૈયાર કરવા".

અર્થાત્ પ્રથમ શારીરિક શિક્ષણ જોઇએ. તેને જ અમે પ્રાથમિક શિક્ષણ ગણેલું છે. એમાં અખાડામાં કરવાનાં કામો તથા શસ્ત્રાસ્ત્રોના જુદા જુદા દાવોનો સમાવેશ થાય છે.

## પ્રાથમિક શિક્ષણ.

આપણા દેશમાં બૌદ્ધિક શિક્ષણ અને શારીરિક શિક્ષણ જોડે જોડે જ ચાલે છે. ઉપનયન થયું કે વિદ્યાભ્યાસની શરૂઆત થાય છે અને તે જ વખતે સૂર્યનમસ્કાર પણ શરૂ થાય છે. આ સૂર્યનમસ્કાર શરીરના બધા અવયવોને એકસરખો વ્યાયામ આપે છે. તે સંબંધી સવિસ્તર માહિતી ઔંધ નરેશ શ્રીમંત બાળાસાહેબ પંતપ્રતિનિધિએ પ્રગટ કરેલી છે એટલે તે સર્વને સુસાધ્ય છે. આ શારીરિક વ્યાયામની જોડે જ પ્રાચીન કાળમાં શસ્ત્રાસ્ત્રોનો અભ્યાસ શરૂ થતો. ક્ષત્રિયોના હાથમાં ધનુષ્ય અને વૈશ્યોના હાથમાં ચાબુક અપાતો. દ્રૌપદી પુત્રોએ બાર વર્ષે બાળપણના ખેલો મૂકી દઇને ભીષ્મપિતા પાસે શસ્ત્રાભ્યાસ શરૂ કરેલો, અને તેને માટે પાળવાના નિયમો કડકપણે પાળવા માંડેલા.

સૂર્યનમસ્કાર ઘરમાં જ કરી શકાય છે, અને તેને માટે સાધનો પણ કંઇ જોઇતાં નથી. પણ કુસ્તી વગેરે વ્યાયામોને માટે અખાડાની જરૂર પડે છે. એ અખાડો અગિયાર દંડ (દંડ=ચાર હાથ) લાંબો અને નવ દંડ પહોળો જોઇએ, અને તેમાં લાલ નરમ માટી પૂરવી જોઇએ.

બધાં માણસે પોતાના હિત માટે બારે માસ વ્યાયામ કરવો, પણ તે પોતાની શક્તિના ધોરણે કરવો. વય, બળ, શરીર, સ્થળ, કાળ, ખોરાક વગેરેને અનુસરીને વ્યાયામ કરવો. એ ઓછો કરે તેના સ્નાયુઓ ઢીલા પડે છે, અને વિશેષ કરે, તેને અતિશ્રમ લાગે છે. કપાળ અને નાક ઉપર, તથા કાખમાં અને હાથ પગના સાંધામાં પસીનો વળવા માંડે અને ગળું સુકાવા લાગે, એટલે અર્ધી શક્તિ પૂરી થઇ સમજવું. જેની ગરમ પ્રકૃતિ હોય તેને કાખમાં પરસેવો જલદી આવે છે. જેનો મગજ નબળો હોય તેને કપાળ અને ગળા ઉપર પરસેવો જલદી આવે છે. જેનાં ફેફ્સાં નબળાં હોય તેને શ્વાસ જલદી ચડે છે. આ રીતે શક્તિનો વિચાર કરીને નિત્ય વ્યાયામ કરવો, એટલે શરીર હળવું લાગશે, કામ કરવાની શક્તિ વધશે અને થાક લાગશે નહીં. એક જ સ્થિતિમાં તે વધારે વખત રહી શકશે, કષ્ટ–ત્રાસ–શ્રમ સહી શકશે, અને અંદરની દુર્ગંધિનો નાશ થશે. વળી જઠરાગ્નિ પ્રદીપ્ત થશે અને ખોરાક પચશે. અખાડામાં કુસ્તી, દંડ, બેઠક, નમસ્કાર, મગદળ, વગેરે અનેક પ્રકારના વ્યાયામ કરી શકાય છે, અને તે બધાંનો હેતુ શરીરને કેળવવાનો–કસવાનો છે. શરીર સંપત્તિ એટલે—

रूपलावण्यबलवज्रसंहननत्वानि कायसंपत्॥
યોગ૦ ૩–૪૫

"રૂપ (ઘાટ), લાવણ્ય (કાંતિ) બળ અને વજ્ર (લોખંડ) જેવું શરીર", અને તે પ્રમાણે કપડાં પણ દમામદાર પહેરવાં, એટલે શરીરનું સૌન્દર્ય વિશેષ દીપે છે.

## કુસ્તી.

कर्षणैः सन्धिमर्माणां प्रतिलोमानुलोमतः।
बन्धनैर्घातनं शत्रोर्युक्त्या तद् बाहुयुद्धकम्॥
શુક્ર૦ ૪–૭–૩૩૮

"શરીરના જુદા જુદા ભાગો યુક્તિથી પકડીને તેને આગળ કે પાછળ ખેંચીને સાંધાઓ કે મર્મસ્થાનોમાં ઘાત કરવો, તેમ જ શત્રુના શરીરના અવયવો તેના જ શરીરમાં જુદી જુદી રીતે બાંધીને તેને મારવો, તેને બાહુયુદ્ધ અગર કુસ્તી કહે છે".

આ યુદ્ધમાં શરીરના સાંધા તથા મર્મસ્થાનોની માહિતી જોઇએ અને તેના પર આઘાત કેવી રીતે કરવો, તથા આપણા તેવા ભાગોનું રક્ષણ કેવી રીતે કરવું તે જાણવું જોઇએ. શરીરનો અભ્યાસ કરીને અને સૃષ્ટિનું નિરીક્ષણ કરીને વસિષ્ઠે તે માટેના ચાળીસ પેચ બતાવેલા છે. તે પૈકી કેટલાક પ્રથમ ખંડમાં આપેલા છે (જુઓ પૃ. ૪૮.) બાકીના અહીં બતાવીએ છીએ. विस्पृष्टकरणं=ઢીલું કરવું, मार्गगतं=સીધા ખેંચવું, गजस्कंदं=ખભા ઉપર ચડાવવું, अपराङ्मुखं=ઊંધા પાડવું, देवमार्गं=ઉપર ખેંચવું, अधोमार्गं=નીચે દબાવવું, अमार्गं=બાજુએ ખેંચવું, गमनाकुलं=ગોળ ગોળ ફેરવવું, यष्टिघातं=કાઠીની પેઠે પછાડવું, वसुधादारणं=જમીનમાં દાટવું, गात्रपंथं=મુઠ્ઠીઓ મારવી, सुदारुणं=બાથ ભીડવી, विपृष्टं=વળ દેવો, सोदकं=મરડવું, शुर्यं=તાણવું, भुजावेष्टितं=હાથથી પકડવું, बाहुमूलं=બગલ પકડવા, વગેરે.

કોઇ પણ કામ કરતાં અમુક ચોક્કસ રીતે બેસવું પડે છે, ઊભવું પડે છે, અગર અધૂકડા રહેવું પડે છે તેને સ્થાન (પવિત્રા) કહે છે. તે જ પ્રમાણે કુસ્તી કરવામાં પણ અનેક પવિત્રાથી ઉભા રહેવાનું હોય છે. અને તે રીતે રહીને ઉપર જણાવેલા પેચથી માણસ હાથીનો પગ મરડી શકે છે, વાઘને ચીરી શકે છે, હરણને પકડી શકે છે અગર ભારે વજન ઊંચકીને ફેંકી શકે છે.

કુસ્તીમાં શત્રુને મારવાના આઠ દાવ શુક્રાચાર્યે ઠરાવેલા છેઃ (૧) ડાબા હાથથી શત્રુના વાળ પકડવા, (જેમ શ્રીકૃષ્ણે કંસને પકડેલો); (૨) શત્રુને જમીન ઉપર ચીત કરવો, (૩) જમીન ઉપર પાડીને માથા ઉપર લાતો મારવી, (૪) પેટ ઉપર ઘૂંટણથી પ્રહાર કરવા, (૫) મુઠ્ઠીથી શત્રુના ગાલ ઉપર થાપટો મારવી, (૬) મર્મસ્થાન ઉપર કોણીના પ્રહાર કરવા, (૭) શત્રુને ચીમટીઓ ભરવી, અને (૮) મર્મસ્થાનમાં આઘાત કરવા, શત્રુને ગોળ ગોળ ફેરવવો તથા જમીન ઉપર પછાડીને મારવો. (શીખ ગુરુ ગોવિંદસિંહે આવી આજ્ઞાઓ આપેલી છે.)

## શરીરસંપત્તિ.

ગ્રીસનો સિકંદર બાદશાહ હિંદુસ્તાનમાં આવ્યો તે વખતે તેને પંજાબનાં ઘણાં નાનાં નાનાં રાજ્યો જોડે લડાઇઓ થયેલી. તેનું વર્ણન ગ્રીકોએ લખેલું છે તેમાં ભારતીય લોકોની લડાયક વૃત્તિનાં અને શારીરિક બળનાં તેમણે વખાણ કરેલાં છે. આ લડાઇઓ પૈકી કેટલીકમાં સિકંદરની હાર થયેલી. ક્ષુદ્રક અને માલવ સાથેની લડાઇમાં એકલા ક્ષુદ્રકોએ સિકંદરનો પરાભવ કરેલો, અને કઠોની સેના થોડી હતી તો પણ તેમણે સિકંદરને પોતાની વીરતાનો સારો પરિચય કરાવેલો.

એ કઠોમાં એવો રિવાજ હતો કે બાળકોનું લાલનપાલન માતાપિતાએ ન કરતાં સરકારી અધિકારીએ કરવું. બાળકોના શરીરપરીક્ષા માટે તેઓ ખાસ સરકારી અધિકારી રાખતા અને અશક્ત કે અપંગ બાળકોને મારી નાખવાની મુખ્ય અધિકારીને સત્તા રહેતી. આ કઠની પડોશમાં સૌભૂતિ લોકો રહેતા. તેઓ પણ સૌન્દર્યના ઉપાસકો હતા. તેના રાજા તરીકે સુંદરમાં સુંદર માણસને તેઓ ચૂંટતા. લગ્નસંબંધ છોકરો અને છોકરી જ નક્કી કરતાં અને તે નક્કી કરવામાં કુળ નહીં પણ સૌન્દર્ય

જોવામાં આવતું. યાદવોમાં પણ વૃષ્ણિઓમાં સૌન્દર્યભક્તિ વિશેષ હતી.

ગ્રીક લેખક મેગેસ્થનિસે મૌર્યોની જે સર્વ-પ્રિય વ્યાયામ પદ્ધતિ જણાવેલી છે, તે 'સંઘર્ષણ' હતી. સંઘર્ષણ એટલે બે વ્યક્તિઓએ પોતાનાં શરીર એકમેકના ઉપર ઘસવાં. આ સંઘર્ષણના અનેક પ્રકાર હતા, તે કરતી વખતે શરીરને ચીકણો પદાર્થ ચોળવામાં આવતો, જેથી ચામડી ઘસાતી નહીં. હાલમાં પણ ત્રિચિનાપલ્લી તરફ તેવો રિવાજ છે. ત્યાં એરંડિયું અને મીણ મિશ્ર કરીને શરીરે ચોળે છે.

વ્યાયામ કર્યા પછી માલિસ કરવામાં આવતું અને પછી સ્નાન થતું. હાલ આપણે ત્યાં માલિસ કરનારા ઘટી ગયા છે, પણ પ્રાચીન સમયમાં તેના ધંધાદારીઓ—છેક રામાયણના સમયે પણ—હતા.

કુસ્તી એટલે નિયુદ્ધ. તેના બે પ્રકાર છે; હનુમંતી કુસ્તી અને ભીમસેની કુસ્તી. હનુમંતી કુસ્તીનો આ તરફ પ્રચાર છે, જ્યારે ભીમસેની કુસ્તી પંજાબ, મથુરા વગેરે સ્થળે હોવાનુ સાંભળ્યું છે. ત્યાં ગદાનો અભ્યાસ મુખ્યત્વે થાય છે અને વ્યાયામની શરૂઆત પણ ગદાથી થાય છે.

## શસ્ત્રાભ્યાસ.

इषुर्ब्रह्मा गुणो विष्णुर्धनुर्देवो महेश्वरः ।
एतेषां स्मरणं नित्यं कर्तव्यं जयमिच्छता ॥
(કોદંડ મંડન)

"બાણ એ બ્રહ્મદેવ છે, ધનુષ્યની દોરી એ વિષ્ણુ છે, અને ધનુષ્ય એ સાક્ષાત્ મહાદેવ છે. વિજયની ઇચ્છા વાળા માણસે તે ત્રણેનું સ્મરણ હંમેશાં કરવું".

પ્રાથમિક શિક્ષણમાં કુસ્તી, દંડ, મગદળ, બેઠક વગેરે આવે છે, તેમ જ શસ્ત્રાભ્યાસ પણ આવે છે. એ શસ્ત્રાભ્યાસ માટેનુ મેદાન સમભૂમિ (સપાટ) જોઇએ. તેમાં કાંકરા, રોડાં, કચરા, કાંટા કે કાંટાવાળાં ઝાડો ન જોઇએ. વળી તે વિસ્તીર્ણ જોઇએ. લોકોનો અવરજવર તેમાં ન હોય, તથા તેની ચોતરફ ભીંત હોવી જોઇએ. વળી તે શુદ્ધ જોઇએ. તેની બધી બાજુએ ફૂલ ઝાડો ઉછેરવાં અને તેમાં વખતોવખત ધૂપ કરવો. આવી જગાને શ્રમભૂમિ કહે છે.

## લાઠી.

લાઠી એ એક શસ્ત્ર છે. તે સ્વસંરક્ષણ માટે તેમ જ યુદ્ધ માટે ઉપયોગી છે. બે આંગળથી ઓછી તેની જાડાઇ અને ચાર હાથથી ઓછી તેની લંબાઇ જોઇએ. તેને 'યષ્ટિ' પણ કહેતા. એક હાથથી ફેરવવી અને બે હાથથી તેને સમજાવી, એવા તેના બે દાવ છે. તે માટે તેને ફેરવવાનો મહાવરો (અભ્યાસ) કરવો જોઇએ. તેનાથી પોતાનું રક્ષણ થવું જોઇએ અને શત્રુ ઉપર આઘાત થવો જોઇએ. તે જમણા તથા ડાબા એમ બંને હાથે ફેરવતાં આવડવી જોઇએ. કોઇ વખત જમણો હાથ નકામો થઇ પડે, તો ડાબો હાથ તેટલો જ તૈયાર હોવો જોઇએ. જાપાનમાં બાળકોને બંને હાથથી કામ કરતાં શીખવાય છે. જુદા જુદા અખાડાઓમાં તેના જુદા જુદા હાથ થાય છે. પણ મસ્તક, કાનની બૂટ, બગલ અને પિંડી વગેરે જગાએ ઘાવ મારવા એ બધી જગ્યાએ હોય છે. શરીરનાં મર્મસ્થાનો ઉપર ઘાવ મારવો એવો એમાં આશય છે. લાઠી બધી જગાએ મળે તેવું, ગમે ત્યાં રખાય તેવું, અને ગમે ત્યારે વપરાય તેવું શસ્ત્ર છે. તે ફેરવવાનો નિત્યનો મહાવરો રાખવાથી તે જલદી જલદી ફેરવાય છે અને વધારે વખત સુધી ફેરવાય છે.

## ધનુષ્ય.

બધાં શસ્ત્રોમાં ધનુષ્ય અતિશય મહત્વનું છે. ધનુષ્યને લગતી વિદ્યાનાં નવ અંગો છે:—

(૧) ધનુષ્યની કમાન, (૨) ધનુષ્યની દોરી, (૩) ધનુષ્યમા વાપરવાનુ બાણ, (૪) ઊભા રહેવાની પદ્ધતિ (૫) ભાથામાથી બાણને પસંદ કરવુ, (૬) નિશાન તાકવુ, (૭) દોરીને ખેંચવી, (૮) બાણ છોડવુ, અને (૯) કુશળતા

આ શિક્ષણનો આરંભ કેમ કરવો તેનો પ્રથમ વિચાર કરીએ—

ब्राह्मणाय धनुर्दद्य खड्ग क्षत्रियसूनवे ।
वैश्याय दापयेत् कुन्त गदा शूद्राय दापयेत् ॥
विश्वामित्र

"બ્રાહ્મણને—ઉત્તમ માણસને—ધનુષ્ય આપવુ, ક્ષત્રિયને—બીજા પ્રકારના માણસને—તલવાર આપવી. વૈશ્યને—ત્રીજા પ્રકારના માણસને-ભાલુ આપવુ, અને શૂદ્રને—ચોથા પ્રકારના માણસને-ગદા આપવી એ સિવાયના નિ શસ્ત્ર માણસે કુસ્તી કરવી આમા બ્રાહ્મણ વગેરે શબ્દો જાતિવાચક નથી. પણ માણસના ગુણવાચક છે સાતમા કે આઠમા વર્ષથી આ વિદ્યાની શરૂઆત કરવી અને સાધનો તેમની શક્તિને અનુસરીને નાના વાપરવા

વેદોનો અભ્યાસ કરતા પહેલા જે પ્રમાણે ઉપનયન સસ્કાર થતો તે જ પ્રમાણે આ વિદ્યા માટે પણ ઉપનયનની વિધિ હતી

कृतोपवास शिष्यस्तु धृताजिनपरिग्रह ॥
सतर्प्यदानहोमाभ्या सुरान्स्वाहाविधानत ।
बद्धाञ्जलिपुटस्तत्र याचयेद्गुरुतो धनु ॥

"ધનુર્વેદના શિક્ષણની શરૂઆતના દિવસે શિષ્યે પ્રથમ શુચિર્ભૂત થવુ, ઉપવાસ કરવો, હોમ કરવો, દેવતાઓને આહુતિ દેવી, તથા દાન કરવુ પછી શિષ્યે બને હાથ જોડીને ગુરુજી પાસે નમ્રતાપૂર્વક ઊભા રહેવુ અને તેમના પાસેથી ધનુષ્ય માગવુ '

પછી ગુરુએ શિષ્યને તેના કાર્યની સિદ્ધિ થાય તે માટે શ્રીશંકરે બતાવેલા પાપહારક અને વિઘ્નનાશક એવા અંગન્યાસ શીખવવા શિખાનો સ્પર્શ કરીને બ્રહ્મરન્ધ્રને સ્થાને "ॐ ह्रीँ शिखा स्थान शकराय नम " એ મત્ર બોલી મહાદેવની સ્થાપના કરવી બને બાહુનો સ્પર્શ કરીને, "ॐ ह्रीँ बाहो केशवायनम ' એ મત્ર બોલી વિષ્ણુની સ્થાપના કરવી નાભિનો સ્પર્શ કરીને, "ॐ ह्रीँ नाभिमध्ये ब्रह्मणनम ' એ મત્ર બોલી બ્રહ્મદેવની સ્થાપના કરવી અને જાંઘનો સ્પર્શ કરીને, "ॐ ह्रीँ जघयोर्गणपतयनम " એ મત્ર બોલી ગણપતિની સ્થાપના કરવી તે પછી ગુરુએ ' काण्डात्काडात्प्ररोहन्ति परुष परुष परि" એ ધનુર્મત્રથી અભિમંત્રણ કરેલુ નાનુ અને હળવુ ધનુષ્ય શિષ્યને આપવુ

પ્રથમ શિષ્યે પુષ્પવેધ શીખવો, પછી મત્સ્યવેધ શીખવો અને પછી માસવેધ શીખવો આ નાના ને હલકા ધનુષ્યથી શિષ્યની મોટા અને ભારે ધનુષ્ય માટે તૈયારી થતી જેવા ધનુષ્યથી શિષ્યની કુશળતા કેળવાય તેવુ ધનુષ્ય તેને અપાતુ ધનુષ્યને ખેચવામા જ જો શિષ્યની શક્તિ ખૂટી જાય તો તેનાથી લક્ષ્યવેધ થાય નહી, માટે સાધારણ ધનુર્ધારીઓના કરતા હલકા વજનનું ધનુષ્ય પ્રથમ અપાતું આ પ્રાથમિક તૈયારી આપણા હાલના "લેઝિમ" ને મળતી હતી હાલ લેઝિમ લાકડા અને લોખડના બનાવે છે, પણ જૂના લેઝિમો એકલા લોખડના જ બનતા અને તેનો આકાર ધનુષ્ય ને મળતો જ છે ' આવા ધનુષ્ય ચલાવતા જુદા જુદા પવિત્રાથી ઊભા રહેવુ પડતું, અને જુદી જુદી રીતે નમવુ-વળવુ પડતુ લેઝિમના પણ કેટલાક હાથ આને મળતા જ છે

### બાણોનો અભ્યાસ.

નાખવાની જગાએ ધનુર્ધારીને ઊભા રહેવા માટે તેમ જ નિશાન મારવા માટે એવી બે

જગા તૈયાર કરવી નિશાનની જગાએ બળદના કાંધની ગોદડી જેવો નરમ માટીનો બે હાથ ઊંચો અને પહોળો ઓટલો રાખવો જોઇએ તેના ઉપર પછી નિશાન તાકવું એ જગાથી કેટલેક અંતરે લાંબે તથા નજીક એમ ધનુર્ધારીને બેસવાની જગાઓ બનાવવી, તેને સ્થાન ભૂમિ કહે છે. ત્યા બેસીને તેણે બાણ છોડવાં. ઓછામા ઓછું દશ ડગલાંનું અંતર રાખીને શરૂઆત કરવી શરૂઆતમા જે બાણ લેવા તે સમ લેવા, અને શરૂઆતના વર્ષ છ મહિના ગુરુએ તેના પર નજર રાખીને વિદ્યાર્થીની યોગ્યતા ઠરાવવી આ વિદ્યા તારણ તથા મારણ બન્ને કરનારી છે, અને તે અપાત્રના હાથમા જતા શીખનારને પણ હાનિકારક છે, માટે ગુરુએ યોગ્યતા પારખીને વિદ્યાર્થીને તે શીખવવી.

## ધનુષ્યની કમાન.

કમાન લાકડાની કિંવા શીંગડાની કિંવા લોઢાની (ધાતુની) બનાવવી લાકડું ચંદન, નેતર, સાગ, ધાવડો કે સાદડનુ વાપરવું. એ ઉપરાંત સાગ, વાંસ કે અંજન પણ વપરાય. શીંગડું ભેંસ કે જંગલી ગાયનુ વાપરવુ; અને ધાતુમા સોનું, ચાંદી, તાંબું કે લોઢું વાપરવું. લાકડું ચીકણુ, મજબૂત અને ભારે જોઇએ તથા તે વચમા સીધુ, અને બંને છેડે વળેલુ જોઇએ સત્પુરુષના પગ અને મસ્તકની પેઠે તેના બંને છેડા એક હારમા જોઇએ કમાનને બાંધવાની દોરી એવી બાંધવી કે તે સુંદર સ્ત્રીની ભમરના જેવી થઇ શકે કમાન જો શીંગડાની કે ધાતુની હોય, તો તેની મજબૂતી માટે તેને જુદી જુદી પાતળી પટ્ટીઓ એકત્ર બાંધવી. વાંસના જેવી સ્થિતિસ્થાપકતા તેમા હોતી નથી, તેથી આવી પટ્ટીઓ બાંધવાની જરૂર રહે છે. શીંગડાની કમાનની તેની પટ્ટીઓ તાંતથી જોડી દેવી, અને ધાતુની કમાનની તેની પટ્ટીઓ, સોના કે ચાંદીથી જોડી દેવી. પોલાદની કમાનની તેની પટ્ટીઓ રતનથી પણ મઢી લેવાય. ટૂંકામા કમાન સ્થિતિસ્થાપક અને મજબૂત બનાવવી

કમાનના મધ્ય ભાગને **લસ્તક** કહે છે અને બંને છેડાના ભાગને **અટની** કે ગટૂ કહે છે ધનુષ્યની લંબાઇ ચાર હાથ હોય. અને લસ્તકની લંબાઇ ૧૨ આંગળ હોય. લસ્તક ત્રણ આંગળ પહોળું અને બે યવ જાડું હોય લસ્તકથી અટની સુધી ધનુષ્ય પાતળું પાતળું થતું જતુ હોય તે સુંવાળું જોઇએ અને પીઠ તરફ વળેલું જોઇએ. કમાનની એ ગાંઠોની વચ્ચેના ભાગને પર્વ (પેરી) કહે છે. તેની પેરી ધનુષ્યમા ત્રણ હોય તો તે ઉત્તમ, પાંચ હોય તો તે મધ્યમ અને સાત હોય તો કનિષ્ઠ ગણાય છે. ચાર, છ કે આઠ પેરીનું ધનુષ્ય વપરાય નહીં. વાંસની વૃદ્ધિ કેટના જોરથી થઇ છે તેનુ માપ આ પેરીઓ ઉપરથી સમજાય છે. શીંગડાનું કે ધાતુનુ ધનુષ્ય હોય તો તેને ત્રણ, પાંચ કે સાત પટ્ટીઓ બેસાડે છે. જેટલી પટ્ટીઓ વધારે તેટલી તે વધારે પાતળી હોય.

અભ્યાસ કરતી વખતે ધનુષ્યનું વજન ડાબા હાથ માટે સાતસો ભારનુ અને જમણા હાથ માટે નવસો ભારનું જોઇએ. કોઇ કઠણ વસ્તુ ભેદવી હોય તો હજાર ભારનું ધનુષ્ય સારું. જેવું ધનુષ્ય વાપરવાનું, તેનુ—તેનાથી વધારે તે વાપરનારમા જોર હોવું જોઇએ. વાપરનાર કરતા ધનુષ્ય ભારે હોય, તો તે પૂરતુ વળતુ નથી અને નિશાન બરાબર સધાતુ નથી.

કમાનમા અઢાર દોષ હોય છે. (૧) તેની લંબાઇ, પહોળાઇ, જાડાઇ કે વજન જોઇએ તે કરતા કમી હોય, (૨) લંબાઇ વધારે હોય (૩) પેરીઓ બેકી સંખ્યામાં હોય, (બરાબર મધ્યમાં પેરી આવે તો ત્યાથી તૂટવાનો સંભવ છે), (૪) તેમા જંતુઓના છિદ્રો હોય, (૫) તેમા વાંક હોય, (૬) તેની કાન ખરાબ હોય, (૭) તે

જગા તૈયાર કરવી. નિશાનની જગાએ બળદના કાંધની ગાદડી જેવા નરમ માટીનો બે હાથ ઊંચો અને પહોળો એટલો રાખવો જોઇએ. તેના ઉપર પછી નિશાન તાકવું. એ જગાથી કેટલેક અંતરે લાંબે તથા નજીક એમ ધનુર્ધારીને બેસવાની જગાઓ બનાવવી, તેને સ્થાન ભૂમિ કહે છે. ત્યાં બેસીને તેણે બાણ છોડવાં. ઓછામાં ઓછું દસ ડગલાંનું અંતર રાખીને શરૂઆત કરવી. શરૂઆતમાં જે બાણ લેવાં તે સમ લેવાં, અને શરૂઆતના વર્ષ છ મહિના ગુરુએ તેના પર નજર રાખીને વિદ્યાર્થીની યોગ્યતા ઠરાવવી. આ વિદ્યા તારણ તથા મારણ બન્ને કરનારી છે, અને તે અપાત્રના હાથમાં જતાં શીખવનારને પણ હાનિકારક છે; માટે ગુરુએ યોગ્યતા પારખીને વિદ્યાર્થીને તે શીખવવી.

### ધનુષ્યની કમાન.

કમાન લાકડાની કિંવા શીંગડાંની કિંવા લોઢાની (ધાતુની) બનાવવી. લાકડું ચંદન, નેતર, સાલ, ધાવડો કે સાદડનું વાપરવું. એ ઉપરાંત સાગ, વાંસ કે અંજન પણ વપરાય. શીંગડું ભેંસ કે જંગલી ગાયનું વાપરવું; અને ધાતુમાં સોનું, ચાંદી, તાંબું કે લોઢું વાપરવું. લાકડું ચીકણું, મજબૂત અને ભારે જોઇએ તથા તે વચમાં શીધું, અને બંને છેડે વળેલું જોઇએ. સત્પુરુષના પગ અને મસ્તકની પેઠે તેના બંને છેડા એક હારમાં જોઇએ. કમાનને બાંધવાની દોરી એવી બાંધવી કે તે સુંદર સ્ત્રીની ભમરના જેવી થઇ શકે. કમાન જો શીંગડાની કે ધાતુની હોય, તો તેની મજબૂતી સારુ તેને જુદી જુદી પાતળી પટ્ટીઓ એકત્ર બાંધવી. વાંસના જેવી સ્થિતિસ્થાપકતા તેમાં હોતી નથી, તેથી આવી પટ્ટીઓ બાંધવાની જરૂર રહે છે. શીંગડાની કમાનની તેવી પટ્ટીઓ તાંતથી જોડી દેવી, અને ધાતુની કમાનની તેવી પટ્ટીઓ, સોના કે ચાંદીથી જોડી દેવી. પોલાદની કમાનની તેવી પટ્ટીઓ રતનથી પણ મઢી લેવાય. ટૂંકામાં કમાન સ્થિતિસ્થાપક અને મજબૂત બનાવવી.

કમાનના મધ્ય ભાગને **લસ્તક** કહે છે અને બંને છેડાના ભાગને **અટની** કે ગટ્ટ કહે છે. ધનુષ્યની લંબાઇ ચાર હાથ હોય. અને લસ્તકની લંબાઇ ૧૨ આંગળ હોય. લસ્તક ત્રણ આંગળ પહોળું અને બે યવ જાડું હોય. લસ્તકથી અટની સુધી ધનુષ્ય પાતળું પાતળું થતું જતું હોય. તે સુંવાળું જોઇએ અને પીઠ તરફ વળેલું જોઇએ. કમાનની બે ગાંઠોની વચ્ચેના ભાગને <u>પર્વ (પેરી)</u> કહે છે. તેવી પેરી ધનુષ્યમાં ત્રણ હોય તો તે ઉત્તમ, પાંચ હોય તો તે મધ્યમ અને સાત હોય તો કનિષ્ઠ ગણાય છે. ચાર, છ કે આઠ પેરીનું ધનુષ્ય વપરાય નહીં. વાંસની વૃદ્ધિ કેટલા જોરથી થઇ છે તેનું માપ આ પેરીઓ ઉપરથી સમજાય છે. શીંગડાનું કે ધાતુનું ધનુષ્ય હોય તો તેને ત્રણ, પાંચ કે સાત પટ્ટીઓ બેસાડે છે. જેટલી પટ્ટીઓ વધારે તેટલી તે વધારે પાતળી હોય.

અભ્યાસ કરતી વખતે ધનુષ્યનું વજન ડાબા હાથ માટે સાતસો ભારનું અને જમણા હાથ માટે નવસો ભારનું જોઇએ. કોઇ કઠણ વસ્તુ ભેદવી હોય તો હજાર ભારનું ધનુષ્ય સારું. જેવું ધનુષ્ય વાપરવાનું, તેવું–તેનાથી વધારે તે વાપરનારમાં જોર હોવું જોઇએ. વાપરનાર કરતાં ધનુષ્ય ભારે હોય, તો તે પૂરતું વળતું નથી અને નિશાન બરાબર સધાતું નથી.

કમાનમાં અઢાર દોષ હોય છે. (૧) તેની લંબાઇ, પહોળાઇ, જાડાઇ કે વજન જોઇએ તે કરતાં કમી હોય, (૨) લંબાઇ વધારે હોય, (૩) પેરીઓ બેકી સંખ્યામાં હોય, (બરાબર મધ્યમાં પેરી આવે તો ત્યાંથી તૂટવાનો સંભવ છે), (૪) તેમાં જંતુઓનાં છિદ્રો હોય, (૫) તેમાં વાંક હોય, (૬) તેની છાલ ખરાબ હોય, (૭) તે

અંદરથી બગડેલું હોય, (૮) દોરી જાડી બાંધી હોય, (૯) દોરી વધારે પાતળી બાંધી હોય, (૧૦) દોરી સડેલી હોય, (૧૧) વચમાં ફાટ પડી હોય, (૧૨) અંદરના તંતુઓ છૂટા થઇ ગયા હોય, (૧૩) દોરીના તંતુઓ છૂટા હોય, (૧૪) હાથમાં બરાબર પકડાય તેમ ન હોય, (૧૫) છાલ ઘસાયલી હોય, (૧૬) પાછળનો કે અંદરનો કોઇ પણ ભાગ ઘસાઇ ગયો હોય, (૧૭) વધારે સખત કે કઠણ હોય, અને (૧૮) કોઇપણ ભાગ સખત થઇ ગયો હોય.

ધનુષ્યના દિવ્ય ધનુષ્ય અને માનવ ધનુષ્ય એવા પણ બે પ્રકાર છે. સાડા પાંચ હાથ લંબાઇ હોય તે દિવ્ય ધનુષ્ય અને તેથી ઓછી લંબાઇ હોય તે માનવ ધનુષ્ય. વાપરનાર આજાનુબાહુ હોય તો જ દિવ્ય ધનુષ્ય વાપરી શકે. એવું ધનુષ્ય મહેશ્વર, પરશુરામ, દ્રોણ, અર્જુન અને સાત્યકિ વાપરતા. ભગવાન રામચંદ્ર પણ તેવું જ ધનુષ્ય વાપરતા. ભારે વજનનાં અને વધારે શક્તિવાળાં ધનુષ્ય પણ આજાનુબાહુ હોય તે વાપરી શકે. શીંગડાંનું ધનુષ્ય પણ દિવ્ય ધનુષ્ય કહેવાય. વિષ્ણુનું શાર્ઙ્ગ ધનુષ્ય સાત વેંત (સાડા ત્રણ હાથ) નું હતું, અને તે તેના સિવાય કોઇ વાપરી શકતું નહીં.

હાથી ઉપર બેઠેલાએ અને ઘોડેસ્વારે શીંગડાંનાં ધનુષ્યો વાપરવાં. રથીઓએ અને પાયદળે વાંસનાં ધનુષ્યો વાપરવાં. પરંતુ વીર પુરુષે તો પોતાની ઇચ્છા પ્રમાણે અને અનુકૂળ આવે તે ધનુષ્ય વાપરવા અડચણ નથી.

[ ધનુષ્યની દોરી માટે સૂતર, તાંત કે લતાનો ઉપયોગ કરવો. શણ, રેશમ કે કપાસના સૂતરની દોરી બનાવવી, અગર હરણ, ભેંસ કે બકરાની તાંત વાપરવી. તેમ જ અર્કવેલ કે મોરવેલ કે ચોરવેલનો ઉપયોગ કરવો.]

દોરી આંગળી જેટલી જાડી, ધનુષ્ય જેટલી લાંબી, સાંધા વગરની, શુદ્ધ તંતુની, ત્રેવડ કરેલી, બરાબર મજબૂત બાંધેલી, સુંવાળી અને બધી રીતનો ઉપયોગ ખમી શકે તેવી જોઇએ. શરૂઆત માટે સૂતરની દોરી વાપરવી. વેલની દોરી ઉનાળામાં તપી જઇ નિરુપયોગી થઇ જાય છે અને તાંતની દોરી ચોમાસામાં બગડી જાય છે. માટે સૂતર કે રેશમની દોરી વધારે સારી. વગર ઘસાયલી તથા ચીકણી થઇ ગઇ હોય તેવી દોરીને વખતો વખત ધોવી. વધારે ઝીણી દોરી હશે, તો તે તાણતાં તૂટી જશે અને તેનાપર બાણ બરાબર બેસશે નહીં. તેમ જ બહુ જાડી દોરી હશે, તો તે બરાબર તણાશે નહીં. ગાંઠવાળી દોરી હશે તો બંને ભાગને સરખું તાણ લાગશે નહીં, તેથી બાણ ત્રાંસું જશે. તેમ જ ઢીલી ગાંઠવાળી દોરી પણ પૂરું તાણ લેશે નહીં. દોરીનો કોઇ ભાગ ઘસાઇ ગયો હોય કે તેના તંતુ છૂટા થઇ ગયા હોય તો તે વાપરવામાં લેવી નહીં, કાપવાળી દોરી પણ વાપરવી નહીં.

પ્રાચીન કાળે યુદ્ધનાં સાધનોમાં જુદા જુદા પ્રકારનાં ધનુષ્યો, બાણો અને દોરીઓનો સંગ્રહ પ્રત્યેક વીરોની જોડે રહેતો. કેમ કે ચાલુ લડાઇમાં એક દોરી તૂટી કે બગડી, અગર ધનુષ્ય તૂટ્યું, તો તે તાબડતોબ ત્યાં જ મળવું જોઇએ. તે વખતે ધનુષ્ય અને દોરી બનાવવાનાં કારખાનાં જ ચાલતાં, અને તેના વેચનાર ધંધાદારીઓ પણ હતા. લડાઇ વખતે તેનાં ગાડેગાડાં જોડે રહેતાં.

## બાણ.

वाणयोर्निर्द्विधा प्रोक्ता शरनाराचसंज्ञया ॥
शरो वैणवमौर्व्याख्यो नाराचो लोहनिर्मितः ॥

विश्वामित्र.

["બાણ બે પ્રકારનાં હતાં, શર અને નારાચ.

શર તે વાસ કે બીજા લાકડામાથી બનાવાતુ અને નારાચ ધાતુનુ બનાવાતુ " ]

તે સીધુ, ગોળ, સુનાળુ અને ચીકણુ તથા છિદ્ર વગરનુ, યોગ્ય માપનું અને ગાઠ વગરનુ મીધુદાર હોવુ જોઇએ વળી તે સારી જગામા ઉત્પન્ન થયેના કઠણુ લાકડાનુ હોવુ જોઇએ. તે મૂઠ વગરના બે હાથ જેટલુ લાબુ અને ટચની આગળી જેટનુ જાડુ જોઇએ

તેનુ ફળુ ઉત્તમ પોનાદનુ, સારી ધારવાળુ, ઘણુ કઠણુ અને જરા પણ નળી ગયેનુ નહીં એવુ જોઇએ તેનુ વજન બાણુને જોડાતા પીછા જેટનુ જોઇએ અને તે બાણુને સજ્જડ જોડી દેવુ જોઇએ

[ પીછા કક, હસ, શશાદ, ક્રૌચ, મોર અને ગીધ વગેરે પક્ષીઓના સારા પીછુ છ આગળ લાબુ જોઇએ દરેક બાણુને તેવા ચાર ચાર પીછા લગાડવા/ધનુષ્યમાથી બાણુ છૂટે/ અને લક્ષ્યને વેધે, ત્યા સુધીના ગાળામા બાણુ પવનને લીધે વાકુ ન વળી જાય, તે માટે આવા પીછા વળગાડ્વા પડે છે ]

[ બાણુના ફળાના અનેક પ્રકાર છે (૧) આરામુખ–ચમારની આર જેવા ધાર વાળા, (૨) ક્ષુરપ્ર–અસ્ત્રા જેવી ધારવાળા, (૩) ગોપુચ્છ–ગાયની પૂછડી જેવા, (૪) અર્ધ પુચ્છ–અર્ધી પૂછડી જેવા, (૫) સૂચીમુખ–સોય જેવી અણી વાળા, (૬) ભલ્લ–ભાલા જેવી અણી વાળા, (૭) અર્ધચંદ્ર–અર્ધ વર્તુળ, (૮) દ્વિભલ્લ–બે અણી વાળા, (૯) કર્ણિક–કળી જેવા મોઢા વાળા, અને (૧૦) કાકતુડ–કાગડાની ચાચ જેવી અણી વાળા

બાણુના પુરષ સ્ત્રી અને નપુસક એવા પણ ભાગ છે જે બાણુ પછનાડેના ભાગમા જાડુ થતુ જાય છે તે પુરુષ, જે આગળ જાડુ થતુ જાય છે તે સ્ત્રી, અને જે સરખુ હોય છે તે નપુસક મ્હેવાય છે કઠણુ વસ્તુ તોડવામા પુરુષ બાણુ, દૂર લક્ષ્યવેધ કરવામા સ્ત્રી બાણુ, અને સામાન્ય લક્ષ્યવેધ કરવામા નપુસક બાણુ વપરાય છે.

[ બાણુના આ ફળાને ખાર વગેરે લગાડી તપાવતા અને પાણીમા બોળી પાણીદાર બનાવતા ]

[ જૂનુ થઇ ગયેલુ, સળેલુ, ઓછી લબાઇ વાળુ સીધેસીધુ ન હોય તેનુ, કાણાવાળુ, જાડુ, વધારે પાતળુ, અને ઘસાઇ ગયેનુ બાણુ ખરાબ સમજવુ ]

ચીકણુ, કોમળ, અભગ અને સુદૃઢ લોખડ લઇને તેના ટચલી આગળી જેવડા જાડા બે બે હાથના ટુકડા કરવા એટને નારાચ બાણુ થશે તેને પાચ મોટા પીછા લગાડના તે (નારાચ) કઠણુ વસ્તુને તોડી શકે છે

[ બાણુમા ત્રણુ મુખ્ય ગુણુ જોઇએ તે વજનમા હળવુ જોઇએ જાતે મજબૂત હોવુ જોઇએ અને તેની ધાર તીક્ષ્ણુ હોવી જોઇએ ]

ગુણુ પ્રમાણે તેના નામ ઠરાવેના છે (૧) શર–વજનમા હળવુ અને તીક્ષ્ણુ ધારવાળુ (૨) મલ્લ–વજનમા વધારે પણ તીક્ષ્ણુ ધારવાળુ (૩) અર્ધચન્દ્ર–શર જેવુ પણ તેનું ફળુ અર્ધવર્તુલ (૪) નારાચ–જરા જાડુ પણ વધારે તીક્ષ્ણુ અને અત્યત મજબૂત (૫) શક્તિ–નારાચ જેવુ જાડુ પણ તેના જેટનુ કઠણ નહીં [(૬) યષ્ટિ–લનકુ પણ પોલુ, અને તેના પોલાણુમા વિષવાળુ કેટલીક વખતે આ ફળાને બહારથી પણ વિષ લગાડતા ]

બાણુના કામો—(૧) છેદન–કાપવુ, કકડા કરવા (૨) ભેદન–અદર પેસવુ (૩) વ્યૂહન–એક પછી એક જણને એક હાર થઇ જવી (૪) તાડન–તોડીતોડાણુ કરી મૂકવુ

## સ્થાન-પવિત્રા.

स्थानान्यष्टौविधेयानि योजने भिन्नकर्मणा।
मुष्टयः पञ्च समाख्याताः व्यायाः पञ्च प्रकीर्तिताः ॥
विश्वामित्र.

ધનુષ્ય ચલાવતા જુદી જુદી રીતે ઊભવું પડે છે તથા વળવું પડે છે, તેને સ્થાન કે પવિત્રા કહે છે. કોઇ એકક પણ કહે છે આના પવિત્રા આઠ છે ધનુષ્યની દોરી પકડવાના પ્રકાર પાચ છે, અને કમાન પકડવાના પણ પ્રકાર પાચ છે

પવિત્રા—(૧) **આલીઢ**–ડાબો પગ સીધો આગળ, અને જમણો પગ પાછળ વળેલો. બને પગ વચ્ચે અંતર બે હાથ. (૨) **પ્રત્યાલીઢ**–જમણો પગ સીધો આગળ અને ડાબો પગ વળેલો પાછળ. (આ બને પવિત્રાથી દૂર દૂર બાણુ મરાય છે.) (૩) **વિશાખ**–બને પગ એક હાથના અંતરે સરખા રાખવા. (આથી બારીક લક્ષ્યવેધ થાય છે) (૪) **સમપાદ**–બને પગ સરખા ટકાવીને ઊભા રહેવું. (૫) **દર્દુરક્રમ**–બને ઘૂંટણુ જમીનને અડાડીને તેના ઉપર શરીરને ટેકવવું. (કઠણુ વસ્તુ તોડવા માટે) (૬) **ગરુડક્રમ**-જમણો ઘૂટણુ જમીન ઉપર અને ડાબો પગ પાછળ વળેલો રાખવો (૭) **અસમપાદ**-એક પગ જરા આગળ અને બીજો જરા પાછળ રાખવો (૮) **પદ્માસન**–એક ઘૂટણુ ઊંચો અને બીજો નીચે જમીન ઉપર તથા પગનો પંજો અવળો કરીને બેઠકની નીચે રાખવો. એને વીરાસન પણ કહે છે.

ધનુષ્યની દોરી પકડવાના પ્રકાર—(૧) **પતાકા**–અગૂઠાના છેડાને તર્જનીનો છેડો જોડવો (દૂર બાણુ છોડવા માટે) (૨) **વજ્ર-મુષ્ટિ**–અગૂઠાનો છેડો તર્જની અને મધ્યમાની વચમા ઘાલવો (નારાચ બાણુને જોરથી મારવા માટે) (૩) **મત્સરી**–અગૂઠા અને તર્જનીની ચપટી બીડવી. (ચમત્કારિક લક્ષ્ય વેધવા માટે) (૪) **કાકતુંડી**–તર્જની, મધ્યમા અને અગૂઠાથી ચપટી બીડવી (બારીક લક્ષ્ય વેધવા માટે) (૫) **સિંહકર્ણ**–તર્જની, અનામિકા તથા અગૂઠાથી ચપટી બીડવી. (સાધારણુ ઉપયોગ માટે).

**કમાન પકડવાના પ્રકાર**–(૧) **અધઃ**–ચપટીથી બાણુને જરા નમેલુ રાખવુ. (દૃઢ વેધ માટે). (૨) **સમ**–ચપટીથી બાણુને સીધે-સીધુ રાખવુ. (સામાન્ય કામ માટે) (૩) **ઊર્ધ્વ**–ચપટીથી બાણુને જરા ઊંચે રાખવુ. (કઠણુ કે દૂરના વેધ માટે) (૪) **નિરંગુષ્ઠા**–અંગૂઠો કમાનને ન અડવા દેવો. (સૂક્ષ્મવેધ માટે). (૫) **શ્લથા**–મૂઠીની વચમા કમાનને ઢીલી પકડવી. (ચિત્રવેધ માટે).

**સંધાન**—શુદ્ધ અને સંરક્ષિત પટાંગણુ ઉપર આલીઢ પવિત્રા પ્રમાણે ઊભા રહીને, પૂર્વ પશ્ચિમ કે ઉત્તરે મોઢું કરીને, બને હાથ બરાબર પહોળા રાખીને, તથા ડોકું અને માથું સીધા રાખીને ગુરુજીએ બતાવેલી રીત પ્રમાણે બાણુ છોડવાનો અભ્યાસ કરવો

श्रमेणास्खलितं लक्ष्यं दूरं च बहुभेदनम् ।
श्रमेणास्खलिता क्षिप्तिः शीघ्रसन्धानमाप्यते ॥
श्रमेणचित्रयोधित्वं श्रमेण प्राप्यते जयः ।
तस्माद्गुरुसमक्षं च श्रमः कार्यो विजानता ॥
विश्वामित्र

"બાણુ મારવાનો હમેશા અભ્યાસ કરવાથી નિશાન ચુકાય નહી, દૂર દૂર અંતરે જોરથી બાણુ મારી શકાય, ધનુષ્ય બિનચૂક ખેચતા આવડે, અને જલદીથી નિશાન મારતા આવડે વળી ઘણા પ્રકારની કુશળતા આવે, તથા વિજય મળે માટે, વિદ્યાર્થીઓએ ગુરુજીની દેખરેખ નીચે અભ્યાસ કરવો".

પ્રથમ ડાબા હાથમા કમાન પકડીને બાણ મારવાનો અભ્યાસ કરવો પછી જમણા હાથથી તે જ પ્રમાણે અભ્યાસ કરવો અને એ રીતે બને હાથનો મહાવરો કરવો

પ્રથમ ધનુ બને પકડવુ, પછી તેને દોરી બાધવી, પછી પવિત્રા પ્રમાણે ઊભા રહેવુ અને નિશાન તાકવુ એક વખત ધનુષ્ય ખેચ્યુ કે પછી તેને જમીનને અડકવા જ દેવુ નહીં ધનુષ્ય ખેચતા પહેલા શકર તથા ગણપતિને અને ધનુષ્ય તથા બાણને નમસ્કાર કરવા ડાબા હાથમા ધનુષ્યની કમાન બરાબર મધ્યમા પકડવી, જમણા હાથમા બાણ લેવુ અને નિશાન તાકવુ ધનુષ્ય ખેચતા પહેલા ગુરુજીની આજ્ઞા લેવી પછી શ્વાસ અદર ખેચવો (પૂરક), પવિત્રા વખતે શ્વાસ અદર ભરવો (કુભક), અને બાણ છોડતા શ્વાસ છોડવો (રેચક) આ રીતે યોગાભ્યાસપૂર્વક સતત અભ્યાસ કરવો

૭ મહિનાના અભ્યાસથી ધનુષ્ય તથા બાણ બરાબર પકડતા આવડે છે, અને એક વર્ષના અભ્યાસથી નિશાન બરાબર સધાય છે નારાચ બાણ લક્ષ્ય વેધીને જાય તે મહાદેવની કૃપાથી બને છે. હાથમા બાણ પકડવુ, તે કૂતની પેઠે પકડવુ, અને ધનુષ્યને સાપની પેઠે વળગાડવુ ધનુષ્ય હાલી જાય, તો બાણ લક્ષ્યને બરાબર વેધી શકતું નથી લક્ષ્યના તરફ દૃષ્ટિ રાખવી, તે કૃપણની જેવી ધન તરફ દૃષ્ટિ હોય તેવી એકાગ્ર રાખવી સવારથી બપોર સુધી પશ્ચિમ તરફ, બપોરથી સાજ સુધી પૂર્વ તરફ અને હર કોઈ વખતે ઉત્તર તરફ લક્ષ્ય રાખવુ

બાણ મારતા પ્રથમ બાર હાથનું અતર રાખવુ, પછી ચોવીસ હાથનું અને પછી અડતાળીશ હાથનુ અતર રાખવુ એટલો અભ્યાસ થયા પછી વધારે દૂરનો પણ વેધ કરી શકાશે પ્રથમ એકની સખીઓ દેખતા શીખવુ ધનુષ્ય બરાબર પકડતા આવડે તેટલા માટે ખાલી દોરી બાધી, ખેચીને ધીમે ધીમે છોડવાનો અભ્યાસ કરવો દસ બાણ મારવાથી જેટલી કુશળતા આવે છે, તે એક સોને પણ બરાબર મારવાથી આવે છે, અને દસ સખી મારવાથી જે કુશળતા આવે છે, તે એક વખત પણ દોરી બરાબર પકડવાથી આવે છે

ત્રણ આગળીના મૂળ અને વેઢાઓ બરાબર ગોઠવીને અને ટચલી આગળીથી બરાબર દાબીને ધનુષ્ય પકડવુ, અને ચાર આગળીની ચપટીમા બાણ તથા દોરી પકડીને અને કાન પર્યંત ખેચીને બાણ છોડવુ તેને "ચન્દ્ર-ભેદ" કહે છે ધનુષ્ય ચાર હાથ લાબુ હોય છે અને દોરી પણ ચાર હાથ લાબી હોય છે ધનુષ્યને મધ્યમા પકડીને ખેચવાથી તેનુ બે હાથનુ વર્તુલ બને છે ખભાથી આગળીઓ સુધીની હાથની લબાઈ બે હાથથી ઓછી હોય છે એટલે કાન પર્યંત ખેચવાથી વર્તુલ બરાબર થાય છે અને બાણને ખૂબ જોર મળે છે ઓછુ ખેચવાથી તેને જોર ઓછુ મળે છે, અને વધારે ખેચવાથી કમાનનો થોડો ભાગ ત્રિજ્યામા આવી જાય છે તેથી કમાનનુ બળ વહેચાઈ જતા બાણને જોર ઓછુ મળે છે દોરી પાછળ ખેચ્યા પછી તેનામા જોર આવવા માટે તેને પા કે અર્ધી કે આખી આગળ આમળવી

જેને બાણ મારવાનુ (તાકવાનુ) તે લક્ષ્ય ચાર પ્રકારનુ હોય છે (૧) સ્થિર-બાણ મારનાર એક જ જગાએ નિશ્ચળ હોય અને લક્ષ્ય પણ નિશ્ચળ હોય તે (૨) ચલ-બાણ મારનાર નિશ્ચળ હોય પણ લક્ષ્ય ચલ હોય તે (૩) ચલાચલ-બાણ મારનાર ચલ હોય એટલે વાહનનો ઉપયોગ કરતો હોય અને લક્ષ્ય સ્થિર હોય તે (૪) દ્વયચલ-બાણ મારનાર અને લક્ષ્ય બને ચલ હોય તે અભ્યાસ કરતી વખતે જે સ્થિર નિશાનો તે સ્થિર એક જ

જગાએ ઊભા રહીને ઊડતા પક્ષી ઉપર કે દોડતા હરણ ઉપર નિશાન તાકવું તે ચલ, કિલ્લા ઉપરનું નિશાન તાકવું તે ચલાચલ, અને ચાલતા ઘોડા કે રથ ઉપર બેસીને દોડતા હરણ વગેરે ઉપર નિશાન તાકવું તે દ્વયચલ લક્ષ્ય.

અભ્યાસ માટેનું લક્ષ્ય તે પુરુષના જેટલું ઊંચું જોઇએ અને તે ચોખૂણીઉં જોઇએ. તેની બરાબર મધ્યમાં સોળ આંગળ વ્યાસનો એક ચંદ્ર બનાવવો, અને તેને કાળો રંગ લગાડવો. તે ચંદ્રની બહાર એક વર્તુળ જોઇએ અને તેની પણ બહાર એક વર્તુળ જોઇએ. આખું નિશાન ધોળું જોઇએ અને બંને વર્તુળની હદો કાળી જોઇએ.

જે વચલા ચંદ્રમાં બાણ મારે તે ઉત્તમ. તે પછીના વર્તુલમાં મારે તે મધ્યમ, અને છેક છેલ્લા વર્તુલમાં મારે તે કનિષ્ઠ. બાણ મારવું તે સાઠ ધનુષ્ય (એક ધનુષ્ય એટલે ચાર હાથ) ને અંતરે રહીને મારવું તે ઉત્તમ કહેવાય. ચાળીસ ધનુષ્યથી મારે તે મધ્યમ અને વીશ ધનુષ્યથી મારે તે કનિષ્ઠ. નારાચ બાણ ચાળીસ ધનુષ્યથી મારે તે ઉત્તમ, ત્રીસ ધનુષ્યથી મારે તે મધ્યમ, અને સોળ ધનુષ્યથી મારે તે કનિષ્ઠ. શર વધારેમાં વધારે બસો ધનુષ્યના અંતરે જઇ શકે છે. એ તેની અંતિમ સીમા છે, અને એકસોવીસ ધનુષ્ય એ નારાચની અંતિમ સીમા છે.

નિશાન મારવાના ત્રણ પ્રકાર છેઃ **અધઃ**, **ઊર્ધ્વ** અને **સમ** જ્યારે બાણ દૂર મારવાનું હોય છે ત્યારે અધઃ સંધાન કરવું, જ્યારે સ્થિર લક્ષ્ય ઉપર મારવાનું હોય ત્યારે સમ સંધાન કરવું અને જોરથી મારવું હોય ત્યારે ઊર્ધ્વ સંધાન કરવું. મનુષ્યની ઊંચાઇના પ્રમાણમાં જે લક્ષ્ય છાતીની બરાબર હોય તે સમ લક્ષ્ય, છાતીથી ઊંચું તે ઊર્ધ્વ લક્ષ્ય, અને છાતીથી નીચું તે અધો લક્ષ્ય.

ધનુષ્યથી છૂટેલા બાણ સંબંધે ત્રણ બાબતો જોવાની હોય છે. (૧) બાણની ગતિ, (૨) પૃથ્વીનું આકર્ષણ અને (૩) પવનનું જોર. બાણને મળેલી ગતિ પ્રમાણે તે આગળ જાય છે; પૃથ્વીનું આકર્ષણ તેને નીચે ખેંચે છે અને પવનનું જોર વિરુદ્ધ હોય તો તેનો પ્રતિરોધ કરે છે. પરિણામે બાણ મૂળની ગતિ પ્રમાણે સીધું ન જતાં જરા જરા નીચે આવતું જાય છે. જેમ વખત વધારે જાય છે, તેમ પ્રતિબંધક બળ વધે છે, અને બાણ વધારે નીચે આવે છે. તેમાં પણ પવન વધારે પ્રતિરોધ કરે છે. એટલે દૂર દૂર બાણ છોડતી વખતે તેનો પણ વિચાર રાખવો પડે છે.

વિદ્યાર્થીએ આગલો અને પાછલો બંને હાથ એક જ સપાટીમાં રાખવા. બંને ખભા સરખા રાખવા, હાથ બિલકુલ હલવા દેવા નહીં, આંખો મટમટાવવી નહીં, દૃષ્ટિ લક્ષ્ય તરફ જ રાખવી અને ધનુષ્યની કમાન જે મૂઠીથી પકડી હોય તે મૂઠીની ઉપરની બાજુ લક્ષ્યને જોડે મેળવવી અને બાણની અણી (ફળી) પણ લક્ષ્યની જોડે મેળવવી. તાત્પર્ય, મૂઠીની ઉપલી બાજુ, બાણાગ્ર અને લક્ષ્ય એ ત્રણેને એક જ રેખામાં લાવી, લક્ષ્ય ઉપર દૃષ્ટિ બરાબર એકાગ્રતા પૂર્વક રાખી, બાણ છોડવું.

જે મનુષ્ય ભાથામાંથી બાણ કાઢવું, નિશાન તાકવું, અને બાણ ખેંચવું તથા છોડવું, એ બધાં કામો ત્વરાબંધ કરે છે તે હંમેશના અભ્યાસથી જલદી લક્ષ્ય વેધ કરી શકે છે. તેને **શીઘ્રસંધાન** કહે છે. પ્રત્યાલીઢ પવિત્રા ઉપર અધઃ સંધાન કરવું, અને દર્દુર પવિત્રા ઉપર ઊર્ધ્વ સંધાન કરવું. બીજા પવિત્રાઓ ઉપર સમસંધાન કરવું. વીરાસન પવિત્રા ઉપર બાણ મારવાનો અભ્યાસ કરવો.

બાણ બરાબર લાગવા માટે બીજી કેટલીક બાબતનો વિચાર કરવો પડે છે. (૧) લક્ષ્ય દૂર

હોય તો પવન વિશેષ નડે છે. (૨) લક્ષ્ય ચન હોય તો તેની ગતિનું જ્ઞાન જોઇએ અને (૩) પોતે ચલ હોય અને લક્ષ્ય અચલ હોય તો પોતાની ગતિનું પોતાને ભાન હોવું જોઇએ. વળી પ્રકાશને પણ વિચારમાં લેવો જોઇએ. પ્રકાશ બરાબર ન હોય તો બાણનો અગ્રભાગ બરાબર દેખાતો નથી, અને લક્ષ્ય પણ દૂર હોય તો તેવે વખતે ઝાંખું દેખાય છે, લક્ષ્ય ચન હોય તો તેની ગતિ વિચારીને બાણ છોડવું જોઇએ. પોતે ચલ હોય તો બાણ લક્ષ્યથી તેના પ્રમાણમાં પાછળ મારવું.

જે ધનુર્ધારી બરાબર ખેંચીને, તેજન કરીને, અને મૂઠીથી બરાબર પકડીને પોતાનું બાણ સીધું છોડે છે તે માણસનું બાણ, ઘોડા કે હાથીના શરીરને પણ ભેદીને બહાર નીકળે છે. તેજન કરવું એટલે બાણમાં વધારે શક્તિ લાવવા દોરીને થોડો વળ દેવો. જેનું બાણ ધામની સળી જેવું હળવું હોય છે, જેનું ધનુષ્ય બળતી આગ જેવું ધગધગતું હોય છે, અને જેની દોરી જીવ કે પ્રાણ જેવી હોય છે, તે ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ છે.

ધનુષ્યની દોરી જે શિખા પર્યંત ખેંચે છે તે **કૈશિક** કહેવાય છે, કાનની ઉપરના ભાગ સુધી જે ખેંચે છે તે **સાત્વિક** કહેવાય છે કાન સુધી ખેંચે છે તે **વત્સકર્ણ** કહેવાય છે ગળા સુધી ખેંચે છે તે **ભરત** કહેવાય છે અને ખભા સુધી ખેંચે છે તે **સ્કંધ** કહેવાય છે. ભારતીય ધનુર્ધારીઓ સાધારણ રીતે કાન સુધી ખેંચનારા ઘણા ભાગે હોય છે. ચમત્કારિક કૌશલ્ય દાખવવા **કૈશિક**, લક્ષ્ય નીચેના ભાગમાં હોય તો **સાત્વિક**, સાધારણ રીતે **વત્સકર્ણ**, જોરથી બાણ મારવું હોય તો **ભરત** અને જોરથી પણ દૂર સુધી બાણ મારવું હોય તો **સ્કંધ**, એ રીતે બાણ ખેંચવું શિખા અને ગાન વચ્ચે દસ આગળનું અંતર છે, એ બે આગળના અંતરે બાણ ખેંચતા આ પાંચે પ્રકારો બને છે.

આંખો, મોઢું, માથું, ડોક, મન, સંધાન અને આગળો હાથ તથા બાણનું ફળું અને લક્ષ્ય એ સઘળાં બાણ મારતી વખતે નિશ્ચળ જોઇએ અને એકાગ્ર જોઇએ લક્ષ્યને બાણ લાગે, અગર બાણના પવનનો, પીંછાનો કે અગ્ર ભાગનો તેને સ્પર્શ થાય, એટલે નાનું કે હળવું લક્ષ્ય હાલે, તો લક્ષ્યવેધ થયો ગણાય.

દૃઢ, દૂર, ચન અને સૂક્ષ્મ એવા લક્ષ્યના ચાર પ્રકાર છે. જે ભાગે નહીં તે દૃઢ લક્ષ્ય, જે વધારે દૂર હોય તે દૂર લક્ષ્ય, જે ચંચળ હોય તે ચન લક્ષ્ય અને જે બારીક હોય, પછી તે નજીક હોય કે દૂર હોય, તે સૂક્ષ્મ લક્ષ્ય આ પૈકી ચન અને સૂક્ષ્મ લક્ષ્યને હળવા ધનુષ્યથી વેધી શકાય છે પણ દૃઢ અને દૂર લક્ષ્યને જોરથી બાણ માર્યા વગર વેધી શકાતું નથી.

આગલા હાથે બરાબર સખત પકડીને ધનુષ્યને જોરથી અને શક્તિ હોય ત્યાં સુધી (કૈશિક) શિખા પર્યંત ખેંચવું. તેમ કરવાથી દૃઢવેધ થાય છે.

માટીના ગોળાને અને ઘેટાનાં શીંગને, તેમ જ ચામડું, લાકડું અને પથ્થર વગેરે પદાર્થોને, તથા કુંભારના ચાક ઉપર બેસાડેલી ખૂબ જોરથી ફરતી માટીને વેધવી, તેને દૃઢવેધ કહે છે.

લાકડું સૂચીમુખ બાણથી ભેદવું, ચામડું ધારામુખ બાણથી છેદવું, ડોક કે પેટ અર્ધચંદ્ર બાણથી તોડવા, દોરી કે હાથ કે ધનુષ્યની કમાન કે બાણનાં પીંછા એ ક્ષુરપ્ર બાણથી તોડવાં, અને બીજી કઠણ વસ્તુઓ સૂચીમુખ બાણથી તોડવી. ધાતુની પટ્ટીઓને જે ધનુર્ધર બે, ચાર, પાંચ કે સાત બાણ એક પછી એક મારીને તોડી શકે છે, તેને શ્રેષ્ઠ સમજવો. એકદમ સાત બાણ મારનારો ધનુર્ધર સૌથી શ્રેષ્ઠ છે. દૂર

બાણુ મારીને જોરથી વસ્તુને તોડવી હોય, ધીમેથી કામ કરવું હોય, અગર સૂક્ષ્મ વસ્તુ ભેદવી હોય, તો સ્ત્રી બાણુ વાપરવું અને તે પતાકા મૂઠીથી જોડીને દૂરપાત ગતિથી છોડવું. તેમ જ સ્કંધ આકર્ષણથી અને વજ્રમુષ્ટિથી પુરુષ બાણુ છોડવાથી કઠણુમાં કઠણ વસ્તુ પણ તૂટે છે, અર્થાત્ દૂરના માટે સ્ત્રી બાણુ અને દૃઢ આઘાત માટે પુરુષ બાણુ વાપરવું.

સારી નરમ માટીનો ગોળો, જોરથી ફરનારા કુંભારના ચાક ઉપર માટલામાં રાખેલો છતાં, માટલું ન ફૂટવા દેતાં, જે વેધી શકે, તે ઉત્તમ બાણુ મારનાર ગણાય.

ધનુષ્યથી બાણુ છૂટ્યા પછી, તે જે પદ્ધતિથી જાય તે તેની ગતિ કહેવાય, એ ગતિ ત્રણુ પ્રકારની છે: (૧) **સૂચીમુખ**–જે બાણુ જતી વખતે તેનાં પીછાં હોવા છતાં તે નથી એમ જ જણાય તે. (૨) **મીનપુચ્છા**–કઠણુ ધનુષ્યમાંથી ઘણા વેગથી છૂટેલું બાણુ જે સૂં સૂં કરતું જાય તે અને (૩) **ભ્રમરી**–છૂટેલું બાણુ તદ્દન સીધેસીધું જાય તે.

આ સિવાય વામગા, દક્ષિણા, ઊર્ધ્વગા અને અધોગમા નામની તેની ચાર દૂષિત ગતિઓ પણ છે. જામદગ્ન્ય તેના પ્રકારો અધઃપુંખા, ઊર્ધ્વપુંખા, મૌદ્રિકા અને ભ્રામિકા એવા ગણાવે છે. નારાચમાં આ ચાર ઉપરાંત સીતિકા, મત્સ્યપુચ્છા, સકંપા, ગોમૂત્રિકા, અને ત્રોટી એવા દોષો હોય છે.

એક મનુષ્ય સવારથી બપોર સુધીમાં ચારસો અને બપોરથી સાંજ સુધીમાં ચારસો બાણુ છોડી શકે છે. એ રીતે દિવસમાં આઠસો બાણુ છોડે તે ઉત્તમ ધનુર્ધર કહેવાય. છસો છોડે તે મધ્યમ અને ચારસો છોડે તે કનિષ્ઠ કહેવાય.

બાણુના અગ્રભાગ ઉપર દૃષ્ટિ એક સરખી ચોંટાડીને જે એકાગ્રતાથી એક મુહૂર્ત (અઢી ઘડી) ઊભો રહે તે કનિષ્ઠ યોધ્ધો, ત્રણુ મુહૂર્ત ઊભો રહે તે મધ્યમ યોધ્ધો અને ચાર મુહૂર્ત ઊભો રહે તે ઉત્તમ યોધ્ધો ગણાય. પાંચ મુહૂર્ત (બે પહોર) ઊભો રહે તે દિવ્ય પુરુષ ગણાય.

જે જલદી જલદી અને ઘણા વખત સુધી બાણુ મારી શકે અગર જે દૂર દૂર બાણુ મારીને દૃઢવેધ કરી શકે તે સવ્યસાચી કહેવાય.

ચોમાસામાં શરદ હવાને લીધે દોરી, બાણુ તથા ધનુષ્ય ખરાબ થઇ જાય છે. માટે તે વખતે તે ઋતુમાં બાણુ વગરનો–એકલા ટંકારનો અભ્યાસ કરવો.

જે બાણુ બરાબર વચમાંથી પકડતાં આંગળી ઉપર બરોબર સમતોલ રહે, એક બાજુ ફળા તરફ કે બીજી બાજુ પીછા તરફ નમી જાય નહીં, તે ઉત્તમ ગણાય. ધનુર્ધારીઓ આવાં બાણો પારખીને જુદાં રાખે છે અને હરીફાઇ વખતે તેનો ઉપયોગ કરે છે.

### કૌશલ્ય.

બાણુ મારવાના કૌશલ્યમાં દસ બાબતો આવે છે: (૧) **ક્રિયા**–ચિત્તને એકાગ્ર કરીને આખા શરીરને કે શરીરના કોઇ પણ ભાગને તદ્દન નિશ્ચળ કરતાં આવડે તે. (૨) **યોગ**–ધનુષ્યની કમાન, દોરી, બાણુનો અગ્રભાગ અને નજરને એક જ રેષામાં લાવવાં તે. (૩) **શલાકા**–સળી મારવાની પ્રવીણુતા તે. (કોઇ મજબૂત વસ્તુમાં છિદ્ર પાડીને એ છિદ્રમાંથી સળીને આરપાર કાઢવી). (૪) **જયા**–ધનુષ્યની દોરી જલદી જલદી બાંધતાં, છોડતાં અને તાણુતાં આવડે તે. (૫) **શ્રમ**–બાણુ જોડવાનો અને નિશાન તાકવાનો જે પુષ્કળ અભ્યાસ કરવો પડે છે તે. (૬) **ઉત્કર્ષ**–ધનુષ્યને જોરથી ખેંચીને વારંવાર વાળતાં તથા છોડતાં આવડે તે. (૭) **દૃઢ**–સોખંડના પતરાને

કે એવી કઠણ વસ્તુને ભેદવી તે (૮) દૂર–ઘણે દૂર બાણ મારતા આવડે તે (૯) ચિત્ર–છુપાયલી વસ્તુને બાણ મારવું અને આશ્ચર્યકારક કર્મ કરવું તે (૧૦) યુદ્ધ–શત્રુને મર્મસ્થાનમાં અચૂક બાણ મારીને ઘાયલ કરવો કે ઠાર મારવો તે

નારાચ બાણના ૭ કામો ગણાવેલા છે (૧) સદ્ગતિ–નાસા અંતર સુધી બાણને ઇષ્ટ ગતિથી ચલાવવું તે (૨) છેદ–સામાનું બાણ તોડવું અગર લક્ષ્યના કકડા કરવા તે (૩) ભેદ–લક્ષ્યમાં છિદ્ર પાડવું તે (૪) ઘાત–લક્ષ્યને તોડવું તે (૫) સ્પર્શ–લક્ષ્યને બાણ કેવળ અડકે એવી રીતે મારવું તે. (૬) પ્રવેશન–લક્ષ્યમાંથી બાણને આરપાર કાઢવું તે

ચિત્રવેધ એક ચમત્કાર તરીકે કરવામાં આવે છે જે રીતે કાગળ ઉપર, પથ્થર ઉપર કે કાષ્ટ ઉપરનું ચિત્ર જોતાં, મનુષ્યને કૌતુક લાગે છે, તે જ રીતે ધનુષ્ય બાણની સહાયથી પણ અનેક કૌતુકો થઈ શકે છે તેને માટે તે કરનારમાં શક્તિ, યુક્તિ તથા કલ્પનાની જરૂર છે તેમાં (૧) હાલતા ચાલતા અગર બારીક લક્ષ્યને હાથની ચપળતાથી અચૂક તાકવું, અગર બારીક સળી કે વાળ તોડવો (૨) બારીક છિદ્રમાં બાણ નાખવું અગર નાજુક વસ્તુનો માત્ર સ્પર્શ કરવો (૩) બને બાજુ ફળાં હોય તેવાં બાણ મોઢામાં ભરવાં અને (૪) દસ બાર બાણ એક સાથે છોડવા, વગેરે ચમત્કારો બની શકે છે પણ તે સાધારણ માણસને માટે અશક્ય કે જેનો હાથ હળવો હોય, અને જેણે પુષ્કળ અભ્યાસ કરેલો હોય, તે જ આવા કામો કરી શકે છે દર્ભની કે પાંદડાની બારીક સળી તોડવી, મોટો પથ્થર તોડવો, અને એક પછી એક આવેલા બે ઝાડ તોડવાં વગેરે કામો ઘણા અભ્યાસથી જ સાધ્ય થઇ શકે એ જ રીતે બે માણસ સામે સામે ઊભા રહે અને એકી વખતે બાણ છોડીને તેના બાણો સામે સામે અથડાય, એવો પ્રયોગ પણ થઇ શકે છે

બાણ મારવાની કુશળતા પ્રમાણે તેના આના પ્રકારો થાય છે (૧) દઢાઘાતી–લોખંડના, ચામડાના કે માટીના ચાર ગોળાને એક સાથે તોડે તે (અર્ધા આગળથી દોઢ આગળ સુધીનું જાડું પતરું અને પાંચ ચર્મથી તે ચોવીશ ચર્મ જેટલી જાડી જણસ એક જ બાણથી તોડવી તે તેની પરાકાષ્ટા ગણાય) (૨) દઢવેધી–કુંભારના ફરતા ચાક ઉપરનો ફરતો માટીનો ગોળો વેધવો તે (૩) ઘટવેધી–પાણીમાં વર્તુળાકાર ફરતો ઘડો વેધવો તે (૪) યુગી–ગોળ ફરતુ લાકડું એક જ પ્રદક્ષિણામાં બે વખત આવે, તેને બને વખત એક એક બાણથી વેધવું તે. (૫) બાણચ્છેદી–લક્ષ્ય સ્થાને નાખેલા બાણને ઊભું ચીરવું અગર તોડવું તે (૬) સૂક્ષ્મવેધી–એક લાકડાને ઘોડાનો વાળ બાંધી તેને એક છેડે કોડી બાંધીને તેને ગોળ ફેરવવી, અને તેને ફરતી સ્થિતિમાં વેધવી તે (૭) કાષ્ટવેધી–લક્ષ્ય સ્થાને ગાયની પૂછડી જેટલું જાડું બીલ લાકડું રાખીને તેને વેધવું કે તોડવું તે (૮) ચિત્રયોધી–લક્ષ્યની જગામાં સોપારી જેવડું ટપકું કરવું અને તે લક્ષ્યને પોતાની આસપાસ ફરતું રાખીને તે ટપકાને વેધવું તે (૯) ગોલભેદી–લાકડાના બે દડા દરેક માણસ એક પછી એક ઊંચા ફેંકે, તેને વાંસ ફરતી બાણ મારીને વેધવા તે (૧૦) શબ્દવેધી–લક્ષ્ય સ્થાને કાંસાનું વાસણ રાખી તેના પર કાંકરો મારી તેનો અવાજ કરવો, અને એ અવાજ ઉપરથી જ (આંખે જોયા સિવાય) એ વાસણને વેધવું તે. (૧૧) બાણાવલી–ધનુષ્યની દોરીને એક સાથે એક મૂઠીભર બાણ જોડીને તેને એકી વખતે દશે દિશામાં છોડવાં, અગર એક હાર થઈ જાય તેમ છોડવાં તે

આ રીતે ચમત્કારો કરી શકાય છે. ભગવાન્ રામચંદ્રે એકલાએ પગપાળા ઊભા રહીને ચૌદ હજાર-રાક્ષસોને મારેલા. અર્જુને ઊકળતા તેલમાં જોઇને ઊંચે રાખેલા મત્સ્યયંત્રનો વેધ કરેલો. પૃથ્વીરાજ પણ ઉત્તમ શબ્દવેધી હતો એ ઇતિહાસ તો સૌ જાણે છે.

કવચ.

શરીરનું સંરક્ષણ કરવાનું જે સાધન તે કવચ. આ કવચ ધાતુનું, ચામડાનું, કે લાકડાનું બનાવતા. ઘઉંભર જાડા પતરાનું મજબૂત બનાવેલું કવચ તથા માથામાં નાખવાનું શિરસ્ત્રાણ એ કમરની ઉપરના શરીરનું સંરક્ષણ કરે છે. એ શરીરને ઢાંકનારું, વજનમાં હળવું, મજબૂત અને ન વળી જનારું કે ન તૂટી જનારું હોય તે જ સારું. તે પહેરેલું છે તેવું શત્રુને જણાવું પણ ન જોઇએ. શરીરની સાથે તે એવું જડાઇ જવું જોઇએ કે કોઇપણ કામમાં તે અડચણરૂપ ન થાય. વળી તે એવું હળવું અને ચવડ હોવું જોઇએ કે તરવારના આઘાતને પણ યોગ્ય રીતે સહન કરી શકે. કવચ બે પ્રકારનાં બનાવાતાં-થતાં: (૧) લોખંડી પતરાના નાના નાના કકડા સાપની કાંચળીની પેઠે એકમેકને જોડીને બનાવતા અને તેને નિર્મોક કહેતા. (૨) લોખંડી તાર કે કડીઓની જાળી ગૂંથીને ચિલખત બનાવતા, તેને જાળ કહેતા. જાળ કરતાં નિર્મોક વધારે દુર્ભેદ્ય હતાં. શસ્ત્રોની

અંગ ઉપર ચિલખત ચઢાવેલો સૈનિક.



ચિત્ર નં. ૧

## સાંગ (લોખંડી ભાલું).



ચિત્ર નં. ૨

સુમેરસિંગ ગારદીની સાંગ તથા ઢાલ.

જેમ વૃદ્ધિ થતી ગઈ, તેમ કવચોમાં પણ સુધારણા થઈ. ઘટોત્કચનું કવચ કાંસાનું હતું. વિરાટના યોદ્ધાઓનાં કવચો તાંબાનાં, લોઢાનાં, અને ચાંદીનાં હતાં. વિરાટ રાજા અને તેના પુત્રનાં કવચ પોલાદી તાર અને પતરાંનાં બનાવેલાં હતાં, પણ તેના ઉપર સોનેરી કમળો, સૂર્યચંદ્ર, આંખો, ભમરો વગેરે કાઢેલાં હતાં. વૈદૂર્ય મણિની ગોળીઓ પણ તેના ઉપર કોઈ કોઈ જડાતી. પાંડવો તરફ નાના નાના રાજાઓએ કરભાર તરીકે હાથીદાંતનાં કવચો પણ મોકલેલાં.

### ભાથું.

[બાણ ભાથામાં રાખવામાં આવતાં, તેને જંભ અગર કલાપ કહેતા. જંભ એટલે બગાસું ખાતી વખતે મોઢાનો જેવો આકાર થાય છે, તેવો ભાથાનો આકાર હતો. અને કલાપ ઉપરથી તે મોરપીંછનાં પણ તે બનાવાતાં એમ જણાય છે. [સામાન્ય રીતે ભાથું શીંગડાંનું, ચામડાનું, કે ધાતુનું બનાવાતું અને તેના પર સોનાની નકશી થતી.]

લડાઈ વખતે હાથી, ઘોડા, રથ અને પાયદળની જોડે ભાથાં પણ રહેતાં. રથમાં રાખવાનાં ભાથાં બાણ ભરેલાં મોટાં બનાવાતાં, જેને તૂણીર કહેતા. એક તૂણીરમાં અસો બાણ રહેતાં. રથીઓ પાસે તેવાં બે તૂણીર રહેતાં. |ઘોડેસવાર અને હાથીસવારનાં ભાથાં મધ્યમ હતાં, જેને ઉપાસંગ કહેતા. પાયદળનાં ભાથાં

નાના હતા, જેને નિષંગ કહેતા નકુલનું ભાથું પંચનખ હતું એટલે નખવાળા પાંચ પ્રાણીના ચિત્રો તેના ચામડાના ભાથા ઉપર હતા (ભાથામાં ચંદનનો લોટ ભરતા, અને તેમાં બાણ રાખતા (ભાગતીગોના ભાથા અને બાણ અલક્ષ્ય ગણાતા વિનાપત ગમના બાણો લક્ષ્યને વેધીને પરત આવતા અગસ્ત્યે એવા બે ભાથા રામને આપેલા હતા.)

જુદા જુદા પ્રકારનાં હથિયારો.



ચિત્ર ન ૩

### ચક્ર.

चक्र षड्हस्तपरिधि क्षुरप्रान्त सुनाभियुक् ।
त्रिहस्तदण्ड निशिग्र लोहदन्त सपाशकम् ॥

ચક્રનો પરિઘ ૭ હાથનો હોય અને તેની મહારની બાજુ અસ્ત્રાના જેવી ધારવાળી હોય ચક્રને માટે માર્ગ બેઠક જોઇએ અને તે બેઠકને ત્રણ હાથનો દંડો જોઇએ. ચક્રની ધારવાળા ભાગના ત્રણ ભાગ હોય છે તેને એક લોખંડી દાંત હોય છે, અને તેને ફેરવવા માટે પાશ હોય છે ચક્રના દાંડાની ઉપર એક બેઠક હોય છે, તે બેઠક ઉપર ચક્રને બેસાડીને ભમરડો ફેરવે તેમ પાશના યોગથી ચક્રને ગોળગોળ ફેરવવુ અને ફેંકવુ. દંડો આપણા હાથમા રહે, અને ગોળગોળ ફરનારુ ચક્ર શત્રુને કાપી નાખે ચક્રના બે ભાગ છે સુદર્શન અને વિવર્તન સુદર્શન ડાબી તરફથી જમણી તરફ અને વિવર્તન જમણી તરફથી ડાબી તરફ જાય છે

ચક્રના સાત દાવ છે કાપવુ, તોડવુ, પાડવુ, ભેદવુ, ગબડાવવું, કરવતની પેઠે કાપવુ અને ફેરવ્યા કરવા ચક્રને ફેરવવામા શક્તિ ઘણી જોઇએ શ્રીકૃષ્ણ સિવાય બીજા કોઇએ તેને શસ્ત્ર તરીકે વાપર્યાનુ જણાયુ નથી ચક્રનો પરિઘ છ હાથનો એટલે સાયકલના પૈડા જેટલો તેને દાંડામા બેસાડીને અને હાથમા મરાબર રાખીને કુંભારના ચાકની પેઠે ફેરવવાનુ, તે કંઇ નાનુસૂનુ કામ નથી જ અશ્વત્થામાએ તેની માગણી કરેલી, પણ તે તેથી તે ફેરવાશે નહીં, એમ જણાવીને તેને તે મળેલુ નહીં શ્રીકૃષ્ણને ખાંડવવનના દાહ વખતે અગ્નિ દેવે તે આપેલુ તેનુ નામ વજ્રનાભ હતુ ભગવાન વિષ્ણુના એક હાથમા જે ચક્ર દર્શાવવામા આવે છે તે જુદુ, અને આ જુદુ ચિત્રમા બતાવેલુ નાનુ ચક્ર શીખ લોકો માથા ઉપર બાંધે છે તે અનનુ સમજવુ તેના પણ સાત દાવ બને છે

### કુન્ત-ભાલું.

हस्त सप्तोत्तम कुन्त षड्हस्तैश्चैव मध्यम ।
कनिष्ठ पचहस्तैस्तु कुन्तमान प्रकीर्तितम् ॥

"ભાલુ સાત હાથનુ ઉત્તમ, ૭ હાથનુ મધ્યમ અને પાચ હાથનું કનિષ્ઠ ગણાય" કુન્ત પાચ હાથ લાબુ હોય છે, તે આખુ લોઢાનુ હોય છે અને તેનો નીચેનો ભાગ ગોળ તથા દેખાવમા ભયકર હોય છે ઉપરનો ભાગ તેજ હોય છે અને તેના ૭ ફળા હોય છે

તેના ૭ દાવ છે ઉપરથી મારવુ નીચેથી મારવુ, વિશિષ્ટ રીતે મારવુ, જમીન ઉપર પાડવુ, તિરછુ મારવુ, અને ખોદવુ દાવ જેને માર કહે છે તે કુન્તના જેવી હોય છે, સાગ તેનુ પણ ભાલાના જેવુ હોય આવી સાગથી જ વીરવર બાજી પ્રભુ દેશપાંડેની સેના લડી હતી

ભાલાનો અભ્યાસ હાલ પણ ચાલુ છે નાગપુરના શ્રીમત ભોસલેના ભાલાયત પ્રખ્યાત છે

### ખડ્ગ—તલવાર.

खड्ग पद्मपलाशाग्रो मण्डलाग्रश्च शस्यते ।
करवीरदलाग्रश्च घृतगन्धो निमत्प्रभ ॥

"ખડ્ગના ત્રણ પ્રકાર છે. કમળના પાન જેવુ ગોળ, વર્તુળ જેવુ ગોળ વાંકુ, અને કરેણના પાન જેવુ સીધુ તેમા ઘી જેવી વાસ આવે છે અને વીજળી જેવી ચમક હોય છે"

તે ૫૦ આગળ લાબુ હોય તો ઉત્તમ. તેથી ઓછુ હોય તેને તલવાર કહે છે તેથી ઓછુ હોય તેને છુરો, કટાર, જમિયો, કે વાઘનખ કહે છે જે તલવાર થોડી વાકી હોય, જેની એક બાજુને અસ્ત્રા જેવી તીક્ષ્ણ ધાર હોય, જેની પહોળાઇ ચાર આગળ અને ઊંચાઇ નાભિ જેટલી હોય, તથા જેની મૂઠ મજબૂત હોય અને

## જુદા જુદા પ્રકારનાં હથિયારો.



ચિત્ર નં. ૪

જેનું તેજ ચંદ્ર જેવું હોય, તે ઉત્તમ તલવાર. તલવાર એ સૌથી પ્રાચીન શસ્ત્ર છે.

शुद्धांग. शुद्धवर्णश्च सुनेत्रः सुस्वरश्च यः ।
मृदुस्पर्शः सुसन्धेयः तीक्ष्णधारो महागुण ॥

“ જેનું અંગ શુદ્ધ છે, વર્ણ શુદ્ધ છે, નેત્ર સારાં છે, સ્વર ઉત્તમ છે, સ્પર્શ મૃદુ છે, અને જે ભાંગે તો સાંધી શકાય છે, તથા જેની ધાર તીક્ષ્ણ છે, તે ઉત્તમ તલવાર છે ”.

તલવાર લાંબી હોય તો તે હળવી જોઇએ, તેનો અવાજ મોટો જોઇએ, કશાપર મારતાં તે તૂટવી ન જોઇએ અને તૂટે તો સંધાવી જોઇએ. જે તલવાર ટૂંકી, જાડી અને વળે તેવી ન હોય, તથા જે બહુ જ પાતળી તથા તૂટી જતાં ન સંધાય તેવી હોય, તે ખરાબ ગણાય. જેટલી મૂઠી તેની લંબાઇ હોય તેટલા આંગળ તેની પહોળાઇ જોઇએ. અને પહોળાઇના ચોથા ભાગની તેની જાડાઇ જોઇએ.

તલવારનો અવાજ ગંભીર જોઇએ અને તાર જેવો તેનો ઝણઝણાટ જોઇએ. સતારના તાર જેવો જેનો અવાજ હોય તે તલવાર ખરાબ ગણાય.

તલવારના સાત હાથ છે, અને તેના જુદા જુદા પવિત્રા છે. (૧) શિખરક–જમણો પગ આગળ, ડાબો પગ પાછળ, ઢાલ છાતીની પાસે, તલવાર માથા પર ઉગામેલી અને નજર શત્રુની નજર સામે મેળવેલી. (૨) કાપોલક–ઢાલ જરા આગળ ડાબા કાન સુધી. (બાકીનું પહેલા પ્રમાણે) (૩) ગ્રીવાસ્થાન–ઢાલ છાતીએ અડાડીને અને તલવાર પણ છાતી પાસે લાવીને તક જોવી તે. (૪) ભૂમંડળ–ઢાલ છાતી પાસે તિરકસ રાખવી અને તલવાર જમીન તરફ રાખીને શત્રુનું છિદ્ર જોવું તે. (૫) તીક્ષ્ણાગ્ર–તલવારવાળો હાથ બગલમાં રાખવો અને અણી આગળ કરવી તથા ઢાલને પણ આગળ રાખવી તે. (૬) સુનય–નાભિથી ગળા સુધીના અંતરમાં તલવારનો અગ્રભાગ કાપી નાખવો તે. (૭) પંચઘાત–માથું, ડાબો ભાગ, જમણો ભાગ, ગળાથી નાભિ સુધીનો ભાગ અને નીચેની પિંડીઓ એ પાંચ જગાએ ઘા કરવો તે. એ સિવાય પણ તલવારના બીજા ૩૦ હાથ છે. તેમાંથી થોડા અહીં જણાવીએ છીએ:—

(૧) ભ્રાન્ત, (૨) ઉદ્‌ભ્રાન્ત અને (૩) આવિદ્ધ, એ ત્રણે શત્રુના પ્રહારમાંથી પોતાનું રક્ષણ કરવા માટે વપરાય છે. (૪) આપ્લુત–શત્રુ ઉપર આક્રમણ કરે છે. (૫) પ્લુત–દેખાવ જુદો કરીને ઘા જુદી જગાએ કરે છે. તેને છલ પણ કહે છે. (૬) પરિવૃત્ત–શત્રુની ડાબી તથા જમણી બાજુ જરૂર પ્રમાણે જાય છે. (૭) સંપાત–એકમેક ઉપર આઘાત કરે છે. (૮) સમુદીર્ણ–શત્રુ કરતાં પોતાની સ્ફૂર્તિ વિશેષ દાખવે છે. (૯) ભારત–શરીરના જુદા જુદા ભાગોની પાસે થઇને તલવાર ફેરવે છે. (૧૦) કૌશિક–વિશિષ્ટ રીતે તલવાર ફેરવે છે. (૧૧) સાત્વત–ઢાલની આડી તલવાર રાખીને શત્રુ ઉપર ઘા કરે છે. (૧૨) પ્રસૃત–તલવારની અણી શત્રુના દેહને અડકાડે છે. (૧૩) નિવૃત્ત–પગ આગળ હોય, તે શત્રુ ચડી આવતાં તાબડતોબ પાછો ખેંચી લઇને શત્રુનો ઘા ચૂકવે છે. વગેરે.

## પટ્ટો.

पट्टिशः पुंप्रमाणं स्यात् द्विधारः तीक्ष्णशृंगकः ।
हस्तत्राणसमायुक्तो मुष्टिः खड्गः सहोदरः ॥

वैशंपायन

પટ્ટાનો આકાર લગભગ તલવારના જેવો જ હોય છે. તે માણસજેટલો લાંબો હોય છે અને તેની બંને બાજુ તીક્ષ્ણ ધારવાળી હોય છે. તેનો આગલો ભાગ બહુ તેજ હોય છે. તેને પકડવાની જે મૂઠ તેને હાથો કહે છે તે લાંબો હોય છે. તેનાથી હાથના પંજાનું અને કાંડાનું સારું રક્ષણ થાય છે. [મહારાષ્ટ્રના ઇતિહાસમાં પુરંદરના કિલ્લેદાર[વીરમણી મુરારબાજી તથા ભાઉસાહેબ પેશવા એ બંને પ્રસિદ્ધ પટ્ટાધારી થઇ ગયા.] એટલી ઊંચાઇનો એવો પટ્ટો જયપુરમાં છે. હાથીની સૂંઢમાં આવો પટ્ટો રખાવીને તેને પણ લડાવે છે.

## ક્ષુરિકા-છૂરી.

તલવાર, પટ્ટો, છૂરી, કટાર અને જમૈયો

આ બધાં શસ્ત્રો એક જ જાતિનાં છે. હાલમાં જમૈયાના હાથ વધારે શીખવવામાં આવે છે. જમૈયો, છૂરી કે કટાર, એ હથિયારો મોટે ભાગે ખોસી દેવા માટે વપરાય છે. તેના પણ જુદા જુદા પવિત્રા પ્રમાણે જુદા જુદા હાથ કરવામાં આવે છે.

તલવાર માટે નિરંગ અને સાંગ નામનું બે પ્રકારનું લોખંડ વપરાતું, તેમાં નિરંગ ઉત્તમ ગણાતું. સાંગ પણ લોખંડની બનતી. એ માટેનું લોખંડ તેતરની પાંખના રંગનું વખણાતું અને તે બહુ જ દુર્લભ હતું.

તલવાર સાફ કરીને તેની ધાર ઉપર મીઠું અગર ખારી રાખ માટીમાં મેળવીને તેનો લેપ કરતા અને તેને અગ્નિમાં તપાવતા. પછી તેને પાણીથી સ્વચ્છ કરતા. આમ કરવાથી તેનામાં સુગંધ આવતી. જે તલવારમાં કમળ, ચંપો, કંકુ, ઘી કે કરેણના ફૂલનો વાસ આવે તે સારી ગણાતી. ગોમૂત્ર, મેદ કે માંસનો વાસ આવે તે અશુભ ગણાતી. આવા પાણી આપવાના કામને **શિકલ** કહેતા, અને તેના કારીગરો તે **શિકલગીર** કહેવાતા.

લોખંડના ભેદ પ્રમાણે તલવારનાં જુદાં જુદાં નામ પડતાં. જે તૂટે નહીં, જે વળે નહીં, જે આરસા જેવી સાફ અને ચકચકિત રહે, જેની ધાર ખૂબ તેજ હોય, જેનો રંગ હરિતમણિ જેવો હોય અને જેના પર ડાઘ પડે નહીં, તે તલવાર શ્રેષ્ઠ ગણાતી. તેનાં અંગ, રૂપ, જાતિ, નેત્ર, અરિષ્ટ, ભૂમિ, ધ્વનિ અને ધાવ પ્રમાણે તેની પરીક્ષા થતી.

તેની મૂઠ ઉપર સોનું મઢાવાતું અને રત્ન જડાવાતાં. શરીરના જેટલી જ તેની કાળજી રખાતી. તેની પૂજા કરતા. ગંદા હાથે તેને અડાતું નહીં. ઊંઘતી વખતે તેને માથા પાસે રખાતી નહીં, અને તેને રાખી મૂકવાની જગા પણ કોઇને બતાવાતી નહીં. મિયાનમાંથી તેની મેળે તે બહાર નીકળી આવે, તે લડાઇની આગાહી છે, અને તે ચમકે તે વિજયની આગાહી છે. તેના ઉપર વાઘ, સિંહ, હાથી, ઘોડા કે કંઇ વાક્ય વગેરે કોતરવામાં આવતાં, અને તેની મૂઠ ઉપર પણ તેવાં નકશીકામ થતાં.

### ગદા.

पञ्चाशदङ्गुलादण्डे दले स्वर्धाङ्गुला गदा ॥
दलानि षोडशैवस्तुः कुलिशांगुलमात्रकः ।
पष्टयंगुला लोहयष्टिर्द्विकुम्भा पञ्चकिंकिणी ॥
વસિષ્ટ.

ગદાનો દાંડો પચાસ આંગળ લાંબો જોઇએ. તેની મૂઠ આગળ એક નાનું બોર અને મારવાના ભાગમાં એક મોટો ગોળ ગટ્ટો જોઇએ. આ ગટ્ટાનો વ્યાસ દસ આંગળ જોઇએ, અને તેના તથા ઉપરના એ બંને ભાગને સોળ સોળ પાંખડીનુ કમળ જોઇએ, તથા ઉપર એક આંગળનો કળશ જોઇએ. એકંદરે ગદાની લંબાઇ સાઠ આંગળ જોઇએ, અને તેને બંને છેડે બે ગોળા (એક નાનો અને એક મોટો) જોઇએ. તેને પાંચ ઘૂઘરીઓ બાંધવી. ગદા સમણતાં એ ઘૂઘરીઓનો અવાજ થાય છે, અને તે અવાજથી ઉત્સાહ વધે છે.

ગદાના ૩૮ હાથ થાય છે. કેટલાક તેની લંબાઇ સાત હાથની જણાવે છે. ગદા ફેંકીને મારવાની હોય છે. તેનો શિકારમાં પણ ઉપયોગ થાય છે. શ્રીરામચંદ્રના વખતે હનુમાનજી ગદાયુદ્ધમાં પ્રખ્યાત હતા શ્રીકૃષ્ણના વખતમાં જરાસંધ, બલરામ, ભીમસેન અને દુર્યોધન ગદાયુદ્ધમાં પ્રખ્યાત હતા. ભીમસેને અને દુર્યોધને, બળરામ પાસે ગદાનો વિશેષ અભ્યાસ કરેલો. ગદાથી શત્રુનો જો ઘાત કરવાનો હોય તો તેનો ગોળો ખૂબ મજબૂત જોઇએ. એવા મજબૂત ગોળાવાળી ગદા ફેંકીને શત્રુને મારવો,

એ નામ સહેલુ નથી એમા ઘણી જ શક્તિ જોઇએ હાલમા ગદાનો અભ્યાસ છૂટી ગયો છે તે ફરી શરૂ થવાની જરૂર છે

## શસ્ત્ર વિચાર

दूरे चान्ते च यच्छस्त्र शत्रुघातकर भवेत् ।
तदस्त्रमिति जानीयादन्यथा शस्त्रमुच्यते ॥

विश्वामित्र

अस्यते क्षिप्यते यच्च यन्त्रमन्त्रादिभि सदा ।
अस्त्र तदन्यथा शस्त्र असिकुन्तादिक यथा ॥
उत्तम मान्त्रिकास्त्रेण यान्त्रिकास्त्रेण मध्यमम् ।
शस्त्रै कनिष्ठ युद्ध च बाहुयुद्ध ततोऽधमम ॥

જામદગ્ન્ય

જે શસ્ત્ર દૂર અંતરે રહેના અગર નજીક રહેના શત્રુનો ઘાત કરે છે તે અસ્ત્ર પણ જે કેવળ નજીકના શત્રુને જ મારી શકે છે, તે શસ્ત્ર

જે આયુધ યન્ત્રમન્ત્રાદિથી ફેંકાય છે તે અસ્ત્ર અને તલવાર, ભાલુ વગેરે તે શસ્ત્ર

અસ્ત્રથી લડવુ તે ઉત્તમ યન્ત્રથી લડવુ તે મધ્યમ, શસ્ત્રથી લડવુ તે કનિષ્ઠ અને કુસ્તીથી લડવુ તે અધમ સમજવુ

કેટલાક આયુધ અસ્ત્ર અને શસ્ત્ર બનેમા આવી શકે છે જેમકે ભાલુ, તે હાથમા લઇને પણ લડાય છે અને ફેંકીને પણ લડાય છે અસ્ત્રમા પણ બે પ્રકાર છે (૧) **નિર્માય-**માણ વગેરે જેની શક્તિ ફેંકનારની છે તે બાપ ના જાણે છે અને (૨) **માયિક**–જેની શક્તિનો અંદાજ થઇ શકતો નથી તે જેમકે અગ્નિ

શસ્ત્ર હાથમા લઇને લડાય છે તેમ જ ફેંકીને પણ લડાય છે ફેંકવાના શસ્ત્રોમા કેટલાક યન્ત્રથી છૂટે છે, જેમકે ગોફણ ધનુષ્ય વગેરે અને કેટલાક હાથથી છૂટે છે જેમકે શિલા, તોમર, શક્તિ વગેરે કેટલાક હાથમા પકડીને પણ વપરાય છે અને ફેંકીને પણ વપરાય છે

જે કેવળ હાથમા પકડીને જ વપરાય છે, જેમકે તલવાર વગેરે તેને અમુક્ત કહે છે અને બાહુયુદ્ધમા તો આયુધ હોતુ જ નથી, તેને નિયુદ્ધ કહે છે આ રીતે યુદ્ધના પાચ પ્રકાર છે –

यन्त्रमुक्त पाणिमुक्त मुक्तसधारित तथा ।
अमुक्त बाहुयुद्ध च युद्ध पचविध स्मृतम् ॥

ઉશનસ

આ પાચે પ્રકારના યુદ્ધ જાણવા, અર્થાત્ તેનો ઉત્તમ પ્રકારનો અભ્યાસ કરવો, એ કામ કોઇ સાધારણ નથી જેઓ એ જાણતા અને તેમા નૈપુણ્ય મેળવતા, તેઓ તે વખતે શિક્ષક બનતા આ પૈકી જેઓ જેટલુ જાણતા, તે પ્રમાણે તેને તેવી ધનુર્વેદની પદવી મળતી પાચે પ્રકારના યુદ્ધ જાણે તે **આચાર્ય** કહેવાતા, ચાર પ્રકારના જાણે તે કવિ-જ્ઞાતા કહેવાતા, બે પ્રકારના જાણે તે **યોદ્ધા** કહેવાતા અને જે એક જ પ્રકાર જાણે તે ગણક ગણાતા ત્રણ પ્રકાર જાણે તે **રથી** કહેવાતા

## ધનુર્વેદ શિક્ષક

धनुर्वेदे गुरुर्विप्र प्रोक्त वर्णद्वयस्य च ॥
युद्धाधिकार शूद्रस्य न स्वय किन्तु शिक्षया ।
देशस्थै सङ्करै राज्ञ कार्या युद्धे सहायता ॥

શુક્રનીતિ

"ધનુર્વેદ બ્રાહ્મણે શીખવવો અને બીજાએ શીખવો તે શૂદ્રને શીખવવો નહી શૂદ્રે યુદ્ધ કરવુ તે કોઇના ચાકર તરીકે કરવુ ગામની અંતર સંકર જાતિઓએ રાજાને યુદ્ધમા મદદ કરવી"

અગ્નિપુરાણમા 'સંકર' ને બદલે 'મગર' એવો પાઠ છે મગર એટલે પ્રતિજ્ઞાબદ્ધ આવા પ્રતિજ્ઞાબદ્ધ તે જુદા જુદા સંઘો જંગલી લોકો, સ્વયંસેવકો, વગેરે

બ્રાહ્મણ ધનુર્વેદ શીખવે એમ જણાવેલુ

છે, પણ તે માત્ર સામાન્ય વિધાન છે. ઇતિહાસમાં બીજાઓ પણ ધનુર્વેદ શીખવતા એમ જણાય છે. દ્રૌપદી પુત્રોને ભીષ્મપિતામહે ધનુર્વિદ્યા શીખવેલી. અને અર્જુને પણ પોતે શીખી લીધા પછી બીજા ઘણા રાજપુત્રોને તે વિદ્યા શીખવેલી.

મહાભારત સભાપર્વના અ. ૪ માં જણાવેલું છે કે, "પાંડવો રાજ્યની વહેંચણી કરીને ઇંદ્રપ્રસ્થમાં રહેવા લાગ્યા, ત્યાં અર્જુન ધનુર્વેદ શીખવતા. તેની પાસે અનેક દેશના રાજપુત્રો શીખતા. અનિરુદ્ધ, સાંબ, સાત્યકિ વગેરે વીરો અર્જુન પાસે શીખેલા". તેમ જ પ્રદ્યુમ્ન અને અભિમન્યુ પણ અર્જુનના શિષ્ય હતા. જો કે અભિમન્યુને તો બધાંએ થોડું થોડું શીખવેલું. તેણે ભીષ્મ, દ્રોણ, બલરામ અને કૃપ પાસેથી અસ્ત્રવિદ્યા મેળવેલી. બલરામ, ભીમસેન અને દુર્યોધને તેને ગદાયુદ્ધ શીખવેલું. રુક્મી નામના કિન્નર પાસેથી તે ધનુર્વેદ શીખેલો.

રામાયણમાં ગુહરાજાનું વર્ણન આવે છે. તે નિષધ દેશનો અધિપતિ અને વનનો રાજા હતો, એવું વાલ્મીકિએ જણાવેલું છે. તે ગુહરાજા પાસે ચતુરંગ દળ તથા પાંચસો નાવ હતાં. આ સૈન્ય શિક્ષિત હતું અને તેને શિક્ષણ પરંપરાથી મળેલું.

વ્યાધરાજ એકલવ્યને દ્રોણાચાર્યે વ્યાધ ગણીને શીખવવાની ના પાડી ત્યારે તેણે દ્રોણની મૂર્તિ બનાવીને પોતે જ સ્વયં પ્રતિભાથી ધનુર્વેદ શીખ્યો.

આ બધા પરથી જણાય છે કે સર્વ વર્ણના લોકો ધનુર્વેદનો અભ્યાસ કરતા અને સર્વ લાયક માણસો તે શીખવતા.

ધનુર્વેદના આચાર્યો એકલો ધનુર્વેદ જ નહીં, પણ બીજી વિદ્યા પણ શીખવતા.

इष्वस्त्र वरसंपन्नमर्थशास्त्रविशारदं ।
सुधन्वानमुपाध्यायं कच्चित्त्वं तात मन्यसे ॥
(વા. રા. અર. કાં. સર્ગ ૧૦૦–૧૪)

वेदं षडंगं वेदाहमर्थविद्यां च मानवीं ।
त्रैयम्बकमथेष्वस्त्रं शस्त्राणि विविधानि च ॥
મ. ભા. દ્રો. અ. ૧–૧

પહેલા શ્લોક પરથી જણાય છે કે સુધન્વા એ રામ અને લક્ષ્મણ વગેરેના ધનુર્વિદ્યાના ગુરુ છે. તે ધનુર્વિદ્યા ઉપરાંત અસ્ત્રવિદ્યા અને અર્થશાસ્ત્ર જાણતા. વસિષ્ઠ વગેરેએ પણ રામ વગેરેને ધનુર્વેદનું શિક્ષણ આપેલું એમ રામાયણમાં અને અન્યત્ર જણાવેલું છે.

બીજા શ્લોકમાં દ્રોણાચાર્યનું વર્ણન છે અને તે તેનું પોતાનું જ કરેલું છે. આ શ્લોકમાં પણ અર્થશાસ્ત્રનો ઉલ્લેખ છે. અર્થશાસ્ત્રમાં રાજનીતિ વર્ણવેલી છે અને રાજનીતિનો ઉપયોગ ધનુર્વેદમાં થાય છે. કેમકે ધનુર્વેદ તો સાધન છે પણ સાધ્ય તો બીજું જ છે. અર્થાત્ એ સાધનનો ઉપયોગ ક્યારે અને કેમ કરવો તે રાજનીતિ બતાવે છે. યુદ્ધશાસ્ત્રજ્ઞો પણ મુત્સદ્દીઓના પ્રપંચ અગર બુદ્ધિને યુદ્ધનો આત્મા માને છે અને પ્રત્યક્ષ રણાંગણ ઉપર લડનારા સિપાઇઓની લડાઇને તેનું શરીર માને છે. અર્થાત્ ધનુર્વેદની પૂર્ણતા માટે રાજનીતિની અત્યંત આવશ્યકતા રહે છે અને ત્યારે જ ધનુર્વેદની પૂર્ણતા થાય છે. તેટલા જ માટે પૂર્વના સમયમાં ધનુર્વેદની જોડે જ રાજનીતિ પણ શીખવાતી હતી એ યોગ્ય હતું.

ધનુર્વેદના એવા મહાન આચાર્ય પ્રાચીન કાળમાં ઘણા થઇ ગયા. તેમાં વસિષ્ઠ, વિશ્વામિત્ર, સુધન્વા, જમદગ્નિ, પરશુરામ, અગસ્તિ, શુક્રાચાર્ય, અગ્નિવેશ, ભરદ્વાજ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા, શરદ્વાન, કૃપાચાર્ય, વગેરે બ્રાહ્મણો હતા. અને અનેક રાજાઓ પણ

તેવા થઇ ગયા. સૂર્યવંશી અને ચંદ્રવંશી ઘણાખરા બધા પ્રસિદ્ધ રાજાઓ ઉત્તમ ધનુર્ધર હતા. જેવા કે રામચંદ્ર, ભીષ્મપિતામહ, અર્જુન, રુકમી, શ્રીકૃષ્ણ, બળરામ અને સાત્યકિ એ પ્રસિદ્ધ છે. તે પછીના વખતમાં પણ રાણો પૃથ્વીરાજ ચૌહાણ એ ધનુર્ધર તરીકે પ્રસિદ્ધ થઇ ગયો.

આ પુરુષો પૈકી વસિષ્ઠ, વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, વૈશંપાયન અને શુક્રાચાર્યે ધનુર્વેદ ઉપર ગ્રંથો લખેલા છે. તે ગ્રંથમાં શસ્ત્રાસ્ત્રોની જેવી વૃદ્ધિ થતી ગઇ, તેવો વધારો પણ થયો છે. તેનો ક્રમ સુજ્ઞોએ આ પ્રમાણે ઠરાવેલો છે:—

પહેલો ધનુર્વેદ વસિષ્ઠનો. તેમાં એકલું તંત્રયુદ્ધ (એકલા હાથથી કરવાના યુદ્ધની માહિતી) છે. તેમ જ કુસ્તી, કાઠી, શિલા, ગોફણ અને પાશનો ઉપયોગ પણ જણાવેલો છે. રામાયણના વખતે સુગ્રીવ, હનુમાન, અંગદ વગેરે કુસ્તીથી જ લડતા હતા. વાલી અને રાવણ મલ્લયુદ્ધમાં અખ્યાત હતા. તે વખતે પાયદળ સિપાઇઓ શિલા, ગોફણ અને ઝાડ વગેરેનો જ ઉપયોગ કરતા. રામાયણની લડાઇમાં આ વસ્તુઓનું જ પ્રાધાન્ય હતું. ધનુષ્ય એ શસ્ત્ર વિશ્વામિત્રે જ શોધી કાઢેલું, અને તેણે જ તેને ઉત્તમ શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું. અને તેથી જ વિશ્વામિત્ર ધનુષ્યવિદ્યાના મુખ્ય આચાર્ય મનાયા. વિશ્વામિત્રે એ વિદ્યા ઉગ્ર તપશ્ચર્યા કરીને શંકર પાસેથી મેળવેલી. તે તેણે રામને શીખવી અને તેના જ જોરથી રામે રાવણનો નાશ કર્યો. વિશ્વામિત્રના ધનુર્વેદમાં ધનુષ્ય, બાણ, ચક્ર, તલવાર, કટાર, ગદા અને ભાલાની માહિતી આવે છે.

તે પછી પરશુરામે તપ કરીને શંકર પાસેથી એક ધનુર્વેદ મેળવ્યો. તે જામદગ્ન્ય ધનુર્વેદ. તેમાં સ્ફોટક દ્રવ્યનો ઉપયોગ હતો. એ સ્ફોટક



દ્રવ્ય એટલે સ્ફોટક દારૂ (બંદૂક વગેરેમાં વાપરવાનો દારૂ). તેનું જ નામ જમદગ્નિ એટલે બળતો અગ્નિ. આ ધનુર્વેદથી પ્રથમ અસ્ત્રનો આરંભ થયો. આયુધોના શસ્ત્ર અને અસ્ત્ર એવા બે ભેદ તથા અસ્ત્રના પણ માયિક અને યાંત્રિક એવા ભેદ આ ધનુર્વેદમાંથી મળે છે. જામદગ્ન્ય ધનુર્વેદમાં બ્રાહ્મ, નારાયણ, શૈવ, ઐન્દ્ર, વાયવ્ય, વારુણ અને આગ્નેય એવાં સાત અસ્ત્રો જણાવેલાં છે. આ વિદ્યાના જોર ઉપર પરશુરામે પરાક્રમો કર્યાં.

તે પછી ભરદ્વાજે એક ધનુર્વેદ મેળવ્યો અને તે દ્રોણાચાર્યે અને કૃપાચાર્યે પાંડવોને શીખવ્યો. ભારતીય યુદ્ધમાં જામદગ્ન્ય ધનુર્વેદના અનુયાયી ભીષ્મ અને કર્ણ હતા, અને બીજા યોદ્ધાઓ ભારદ્વાજ ધનુર્વેદના અનુયાયી હતા. આ બંને વચ્ચેની ટક્કર તે જ ભારતીય યુદ્ધ. રામરાવણ યુદ્ધમાં રાક્ષસો વસિષ્ઠ ધનુર્વેદના અનુયાયી હતા, જ્યારે રામચંદ્ર વિશ્વામિત્ર ધનુર્વેદના અનુયાયી હતા. અર્થાત્ વસિષ્ઠ ધનુર્વેદ અને વિશ્વામિત્ર ધનુર્વેદનો ઝગડો તે રામાયણ યુદ્ધ. ભારતીય યુદ્ધ વખતે જરાસંધ, બળરામ, ભીમ અને દુર્યોધન એ વસિષ્ઠ ધનુર્વેદમાં પ્રવીણ હતા. વિશ્વામિત્ર ધનુર્વેદ એ વખતે પાછળ પડી ગયો હતો. ભારતીયોનો ધનુર્વેદ એટલે અસુર, દેવ, રાક્ષસ, ગંધર્વ, નાગ, વગેરે લોકોનો અનુભવ. ભારદ્વાજ ધનુર્વેદની પોથી અદ્યાપિ ઉપલબ્ધ થઇ નથી. તેમાં અનેક અસ્ત્રોની માહિતી હોવી જોઇએ. કેમ કે ભારદ્વાજના વિદ્યુત્ શાસ્ત્રના કૌશલ્ય ઉપરથી એમ માનવાને કારણ છે. ભારદ્વાજનો અર્થ જ વૃદ્ધિ કરનાર અને સામર્થ્ય પૂરનાર એવો છે. આ ઉપરાંત એક વૈશંપાયનનો ધનુર્વેદ છે. તેમાં અસ્ત્રોની માહિતી આપેલી છે, પણ કૃતિ આપેલી નથી.

ઉપરના વર્ણન ઉપરથી ઘાતક શસ્ત્રોનો વધારો કેવી રીતે થતો ગયો તે સમજાશે. આ

વધાનાની સાથે સાથે જ સંરક્ષક શસ્ત્રોનો પણ વધારો થતો ગયેલો. વસિષ્ઠ ધનુર્વેદના વખતે જ કાશ્યપ કવચવિદ્યા તો હતી જ. એ વિદ્યામાં લાકડાની તથા ચામડાની ઢાલ તથા કવચ વગેરેની માહિતી આવેલી છે. ઉપરાંત ગદા, ટોપ વગેરે બાંધવાની પણ માહિતી છે. તે પછીથી સંરક્ષક પદ્ધતિમાં બીજી મોટી સુધારણા થઈ તે ઉશનસની "સંજીવની વિદ્યા". એ સંજીવની વિદ્યા એટલે વ્યૂહરચના. વ્યૂહ એટલે સૈન્યની વ્યવસ્થિત ગોઠવણ. એક સૈનિક મર્યો કે બીજાએ તેની જગા લીધી; આ રીતની પરંપરા જો રાખી ચાલે તો કોઈ પણ કામમાંથી કામમાં ભંગ પડે નહીં, એવી યોજના આ વ્યૂહમાં છે અને એને જ નામ સંજીવની વિદ્યા. આ સંજીવની વિદ્યા શુક્રાચાર્યે પોતાના ઔશનસ ધનુર્વેદમાં જણાવેલી છે. એ વિદ્યા બૃહસ્પતિના પુત્ર કચે અસુરો પાસેથી સુરો પાસે આણી. પરંતુ તે સુરો પાસે વધુ વખત રહી જણાતી નથી. મૌર્યોથી તે મરેઠી રાજ્યની આખર સુધી હિંદુ સૈનિકોએ આ વિદ્યાનો ઉપયોગ કર્યો જણાતો નથી. આ સંજીવની વિદ્યા અગર વ્યૂહ વિદ્યાનો ઉત્કૃષ્ટ ઉપયોગ ભારતીય યુદ્ધમાં થયો જણાય છે. એ યુદ્ધ વખતે બન્ને બાજુનું સૈન્ય એ વિદ્યામાં કુશળ હતું, તેથી જ તે લડાઈ અઢાર દિવસ ચાલી, નહી તો સન ૧૭૬૧ ની પાણીપતની ત્રીજી લડાઈની પેઠે એક જ દિવસમાં બધો નિકાલ થઈ ગયો હોત.

પ્રાથમિક શિક્ષણમાં ધનુષ્ય વગેરે છ શસ્ત્રોનું વર્ણન આપ્યું. ભારતીય આર્યોએ તે ઉપરાંત પરશુ, શક્તિ, તોમર વગેરે અનેક શસ્ત્રોનો ઉપયોગ કરેલો. એવા બત્રીશ શસ્ત્રોનું વર્ણન લખવા જેવું છે. વળી ધનુષ્યના વિશેષ કૌશલ્યના ચમત્કાર, તથા મૃગયા, શસ્ત્રસમારંભ અને સ્ત્રીઓનું ધનુર્વેદ શિક્ષણ વગેરે પ્રકરણો પણ લખાય, ત્યારે પ્રાથમિક શિક્ષણ પૂરું થયું ગણાય. પણ આ નિબંધમાં સ્થળસંકોચને લીધે એ બધું લખી શકાયું નથી.

રાજપુત્રોનું પ્રાથમિક શિક્ષણ અને સૈનિક શિક્ષણ ઘેર રહીને પણ થતું. રામચંદ્ર અને તેમના બંધુઓનું તથા કૌરવ પાંડવોનું શિક્ષણ ઘેર રહીને જ (રાજધાનીમાં જ) થયું હતું. સૈનિક શિક્ષણમાં ઘોડા, રથ અને હાથીનો પણ અંતર્ભાવ થઈ જાય છે, એટલે કે તેને સંભાળીને તેનાથી સંરક્ષણ કેમ કરવું તે સૈનિક શિક્ષણનો એક ભાગ છે. પણ નાની વયમાં તે શક્ય નથી અને દરેકને તે મળતા પણ નથી. એટલે તેના શિક્ષણ માટે રાજ્યાશ્રય જ જોઈએ. તેટલા માટે હવે મોટી વયે શીખવવાના અને રાજ્યાશ્રયથી મળતા એવા સૈનિક શિક્ષણનો વિચાર કરીએ.

## સૈનિક શિક્ષણ.

વિજય મેળવવા ઇચ્છનાર રાજાએ સિપાઈ તથા તેના અધિકારી લોકોને નીતિશાસ્ત્ર, શસ્ત્ર, અસ્ત્ર, વ્યૂહરચના તથા નીતિ (શત્રુ ઉપર જીત મેળવવી તે) માં પ્રવીણ કરવા જોઈએ. તેની જ સાથે તે લોકો તરુણ તથા મધ્યમ વયના હોવા જોઈએ. પણ ઇંદ્રિયનિગ્રહી, શરીરે મજબૂત અને પોતાના કામમાં તત્પર હોવા જોઈએ તથા પોતાના રાજા ઉપર પ્રીતિ રાખનારા અને શત્રુ ઉપર દ્વેષ રાખનારા હોવા જોઈએ.

ધનુષ્યનો અભ્યાસ પૂરો થયા પછી, એટલે કે હાથ દૃષ્ટિ, બુદ્ધિ અને લક્ષ્યસિદ્ધિમાં પૂર્ણ નિષ્ણાત થયા પછી, તેણે વાહનનો એટલે કે ઘોડા, રથ વગેરેનો અભ્યાસ શરૂ કરવો.

હાલ બધા એવું સમજે છે કે સિપાઈ એટલે લઠ્ઠ માણસ. પણ એ રાષ્ટ્રની અવનતિનું લક્ષણ છે, કેમ કે જે સિપાઈઓ ઉપર રાજ્યના રક્ષણનો આધાર છે, તે કેવળ લઠ્ઠ હોય તો

રાષ્ટ્રનો નાશ જ સમજવો એટના જ માટે શુક્રાચાર્યે જણાવેલુ છે કે દરેક સૈનિકે નીતિ સમજવી જોઇએ સૈનિક યુદ્ધશાસ્ત્રમા નિપુણ હોવા ઉપરાત ઇદ્રિયનિગ્રહ કરનાર, રાષ્ટ્ર ઉપર પ્રેમ રાખનાર, અને શત્રુ તરફ દ્વેષ રાખનાર હોવો જોઇએ હિંદુ સૈનિકોમા આ સદ્ગુણોનો અભાવ થયો ત્યારે જ હિંદુસ્તાનની પડતી થઇ

## સૈનિકોની ઉમર.

સૈન્યના સિપાઇઓ ઉમરમા નાના ન જોઇએ પણ મધ્યમ વયના અને તરુણ વયના હોવા જોઇએ, એમ અગાઉ જણાવેલુ છે પણ તે ઉપરથી નક્કી ઉમર જણાઇ આવતી નથી પરતુ બીજે ઠેકાણે શુક્રાચાર્યે જણાવ્યુ છે કે "મનુષ્ય અને હાથી એ વીશ વર્ષ સુધી બાળક ગણાય. અને વીશથી તે સાઠ વર્ષ સુધી મધ્યમ વયના ગણાય"

રામાયણમા વિશ્વામિત્રે યજ્ઞના રક્ષણ માટે રામને મોકલવા જણાવ્યુ તે વખતે દશરથ કહે છે "રામની ઉમર ૫દર વર્ષની છે એટલે તે રાક્ષસોને જોડે લડવાને યોગ્ય નથી" એ પરથી જણાય છે કે સોળ વર્ષ પછીની ઉમર લડવાને લાયક ગણાતી હતી નિદાન સોળથી સાઠ વર્ષની ઉમર સુધીનો માણસ સૈનિકને માટે લાયક ગણાતો

હાલ જેમ સૈન્યમા નવા દાખલ થનારને 'રિક્રુટ' ગણવામા આવે છે, અને શિક્ષણ પૂરુ થયેલાને સૈનિક ગણવામા આવે છે, તે જ પ્રમાણે તે વખતે નવીન દાખલ થયેલાને 'અશિક્ષિત' અને શિક્ષણ મેળવીને તૈયાર થયેલાને 'શિક્ષિત' કહેવામા આવતા

## શિબિર.

સૈનિકોની છાવણી કયા રાખવી અને કેવી રાખવી, તેને માટે જણાવેલ છે કે, 'ગામની બહાર પણ ગામની પાસે સૈનિકોની છાવણી રાખવી ગામના લોકો તથા છાવણીના સિપાઇઓ વચ્ચે લેવડદેવડનો વહેવાર ન જોઇએ સૈન્ય માટેનુ બજાર છાવણીમા જ રાખવુ

છાવણીના બે પ્રકાર હતા જે છાવણીમા સિપાઇઓનુ શિક્ષણ શરૂ થતુ, ત્યા તેમના રહેવાના ઘરો, અને બજાર વગેરેની બધી વ્યવસ્થા રહેતી તેમા તેના અધિકારીઓને રહેવાના ઘરો પણ તેની સાથે જ હતા તેને 'નિવેશ' કહેતા

બીજી છાવણીમા સિપાઇઓ તથા તેના અધિકારીઓ રહેતા તે બધા તબૂમા રહેતા અને તેને ગમે ત્યારે ગમે ત્યા બદલી લેતા ડુગર ઉપર, અડચણવાળી જગાએ કે કિલ્લા ઉપર ગમે ત્યા તબૂઓ ઠોકવામા આવતા તેને 'શિબિર' કહેતા.

શિબિર અને નિવેશ વચ્ચેનો રસ્તો ૮ દડ પહોળો જોઇએ એવુ ચાણાક્યે જણાવેલુ છે આ રસ્તાને 'વ્યૂહ પથ' કહેતા સૈનિકો જે જગા ઉપર કવાયત-વ્યાયામ કરતા, તેને 'ધનુરિકા' કહેતા એ જ પરેડનુ મેદાન આ મેદાન ઉપર સૈનિકનો રોજનો કાર્યક્રમ નીચે પ્રમાણે થતો —

સૈન્યના સિપાઇઓની દરરોજ સવારે અને સાઝે હાજરી લેવી સૈન્યમા જુદી જુદી જાતિના અને જુદા જુદા પ્રાતના લોકો હોય છે તે દરેક સૈનિકનો ઇતિહાસ લખી લેવો પ્રથમ તેની જાત લખવી, નામ લખીને પછી તેની જાત કઇ તે નોધવુ, પછી તેની આકૃતિ, તેમા દેહનુ વર્ણન રગ, ઊંચાઇ, તથા શરીર ઉપરની નિશાનીઓ લખવી પછી તેની ઉમર, તેમા કેટના વર્ષ થયા તેનો આકડો લખવો વળી તેનો દેશ, ગામ તથા ગામનુ ચોક્કસ ઠેકાણુ પણ લખવુ. સૈનિક નાસી જાય કે કઇ અપરાધ

કરે, ત્યારે તેનો તપાસ કરવા માટે આ હકીકત જરૂરની છે.

સૈન્યમાં પાયદળ, ઘોડદળ, રથી અને હાથી સવાર એવા ચાર પ્રકારના લોકો હોય છે. તે બધાની સવારમાં પહેલી હાજરી લેવાયા પછી બધાએ સૂર્યોદય થતાં જ પરેડના મેદાન ઉપર જવું. ત્યાં રાજાએ તેમને, શિક્ષક દ્વારા, દરરોજ શિક્ષણ આપવું. અને તે વખતે રાજાએ જાતે હાજર રહેવું. પ્રથમ બધા સૈનિકોએ રાજાને અભિવાદન કરવું (સલામી આપવી). દરરોજ બધા સૈનિકોએ અને તેના અધિકારીઓએ વ્યવસ્થિત ઊભા રહીને પ્રથમ સલામી કરવી. તે પછી કવાયત કરવી. એ કવાયત પૂરી થયા પછી રાજચિહ્ન વાળાં તેમનાં કપડાં તથા આયુધો કોઠી (શસ્ત્રો વગેરેને રાખવાની જગા)માં મૂકી આવવાં. કવાયતના વખતે હાથી, ઘોડા, રથ, અને તેનો સામાન તથા બધાનાં શસ્ત્રાસ્ત્રો અને કપડાં એ બધું સરકારી હોય છે. તે બધું કોઠીમાં મૂકીને પછી પ્રત્યેકે પોતાના નિવાસમાં જવું. આજ્ઞા વગર કોઇ પણ સિપાઇએ સશસ્ત્ર બહાર નીકળવું નહીં. બધા સરકારી સામાનની જવાબદારી કોઠીના અધિપતિ ઉપર હોય છે. સરકારી કામ ચાલુ હોય તે વખતે, એટલે કે કવાયત, પહેરો વગેરે ચાલુ હોય તે વખતે, શસ્ત્રાદિને કંઇ નુકસાન થાય તો તે સરકાર વેઠે. પરંતુ સરકારી કામ સિવાયના પ્રસંગે કંઇ નુકસાની થાય, તો તેની જવાબદારી કોઠીના અધિપતિ ઉપર-આવે. નુકસાનીની દુપ્પટ રકમ એવે પ્રસંગે તેને ભરવી પડતી હતી. એવાં નુકસાન વાળાં શસ્ત્રાસ્ત્રોની નોંધ રહેતી, અને તેનો ઉપયોગ નવીન શીખનારાઓ માટે થતો. સિપાઇઓને પૂનમ તથા અમાસની અને તે સિવાય કેટલાક ઠરાવેલા દિવસોની છૂટી મળતી. એ છૂટીના દિવસોમાં સિપાઇઓ પોતાનાં શસ્ત્રો ઘસીને તથા લૂછીને સાફ કરતા, કપડાં ધોતા, તથા તેમના નિવાસની સાફસૂફી કરતા, અને અધિકારીઓ તે પછી તે તપાસી લેતા. વળી છૂટીના આ દિવસોમાં તહેવાર ઊજવવો, લશ્કરી ખેલો કરવા, વગેરે કામો પણ થતાં. કવાયતમાં શિક્ષકો વ્યૂહનો અભ્યાસ કરાવતા અને દર ૭ ૭ માસે લક્ષ્યવેધ કરાવતા. આવું બધું શિક્ષિત લોકો પાસે કરાવાતું. દરરોજની આવી કવાયત તેમને ફરજિયાત હતી કે જેથી તેઓ શીખેલું ભૂલી ન જાય, અને તેમનામાં સુસ્તી ચડી ન જાય, તથા શસ્ત્રાદિ સ્વચ્છ રાખે અને સામાન વગેરે વ્યવસ્થિત રાખે. કસુર બદલ સિપાઇઓનો દેહદંડ થતો. શુક્રાચાર્ય જણાવે છે કે "માણસોને અને પશુઓને શિક્ષા જોઇએ જ. શિક્ષાથી જ તેઓ વિનીત (શિક્ષિત) થાય છે. સૈનિકોને માટે તો તાડન (દેહ દંડ) જ જોઇએ, તો જ તે શિક્ષિત થાય. સૈનિકોને દ્રવ્ય દંડ કરવો નહીં. તેથી તે તેના કામમાં કુશળ નહીં થાય".

નવીન ભરતી થયેલાઓને દરરોજ વ્યૂહ-*રચના તથા શસ્ત્રાસ્ત્રોનો અભ્યાસ* વગેરે શીખવવું. તેમજ સૈન્યમાં કેમ રહેવું, સૈનિકનું કર્તવ્ય શું, ઉત્તમ સૈનિક કેમ થવાય અને સૈનિક શિક્ષણનો ઉપયોગ કેમ કરવો, તે વગેરે તથા નીતિશસ્ત્રાસ્ત્રવ્યૂહાદિ શીખવવાં.

### અશ્વશિક્ષક.

ઘોડાઓને શીખવવા માટે સપાટ તથા વિસ્તૃત જગા જોઇએ. અને તેમાં થોડી રેતી જોઇએ. લોકોની તેમાં અવર જવર ન થાય માટે તે લોક વસ્તીની નજીક ન જોઇએ. આ મેદાનને 'રંગભૂમિ' કહે છે.

ઘોડાને ફેરવવાની ૧૧ ગતિ છે. (૧) **ચક્રિત'**-ચક્રાકાર ફેરવવું. (૨) **રેચિત'**-મધ્યમ વેગથી ચક્રાકાર ફેરવવું (ડુકી ચાલ). (૩) વલ્ગિતક'-બાજી ચાલ. (૪) ધૌરિત'-

તુરકી ચાન (૫) આપ્લુત'–ચૌક ચાન (૬) તુર'–વેગથી જવુ (૭) મ'દ'–માન-કાશ ચાનવુ. (૮) કુટિલ'–નક્રગતિથી જવુ (૯) સર્પણ'–ઓળ ગવુ (૧૦) પરિવર્તન'–ગોળ ફરવુ (૧૧) આસ્કન્દિત'–શત્રુ ઉપર આક્રમણ કરવુ.

આ અગિયાર ગતિને જે યથાર્થ જાણે અને શીખવે, તથા ઘોડા અને મનુષ્યની શક્તિ જે જાણે, તે અશ્વશિક્ષક કહેવાય

## ઘોડેસવાર.

ઘોડા ઉપર ઉત્તમ રીતે બેસનારનુ આનુ વર્ણન કરેલુ છે:—જે ઘોડા ઉપર સવારી કરવાની તે ઘોડો વયમા તરણુ, શરીરમા પુષ્ટ, સવારને ખેચી જવાને સમર્થ અને વેગથી ચાનનારો હોવો જોઇએ સવારે ઘોડાને સજીને, પછી તેના પર સવાર થવુ ઘોડાને મારવો નહીં, વારવાર તેનુ સાતન કરવુ, પીઠ થાબડવી, તથા બચકારવુ વગેરે જેનુ આસન દઢ હોય છે, એટલે કે જે ઘોડા ઉપર બેસીને આગળ પાછળ ખસી આવતો નથી, ઘોડાનો સ્વભાવ બરાબર જાણે છે, અને પ્રમગે કેમ વર્તવુ તે બરાબર જાણે છે, તથા બળવાન ઘોડાને અકુશમા રાખી શકે છે, અને તાડન કરવાના પ્રસગે યોગ્ય ઠેકાણે જ તાડન કરે છે, તે ઉત્તમ ઘોડેસવાર કહેવાય

૧ ઘોડો હણહણવા લાગે, કે ચાલતા ઠોકર ખાય, કે બીવા માડે, કે આડવાટે જવા માડે કે ખિજાય કે ભ્રમિષ્ટ થાય, તો જ તેને શાસન કરવુ તે શાસન કઇ જગાએ કરવુ, તેને માટે એવુ ઠરાવેલુ છે, કે તે હણહણવા માડે તો હાથ ઉપર, ઠોકર ખાય તો પીઠ ઉપર, બીવા માડે તો છાતી ઉપર, આડવાટે જાય તો મોઢા ઉપર, ખિજાય તો પૂછડાના મૂળ ભાગ ઉપર, અને ભ્રમિષ્ટ થાય તો ઘૂટણ ઉપર તાડન કરવુ

વળી ઘોડામા કઇ ખોડ હોય તો તેને આટી નાખવી અગર કાયદો બાધવો.

ઘોડાને ભળતે ઠેકાણે જ મારવાથી તેનામા દોષ આવે છે. અને તે દોષ આયુષ્યભર તેનામા રહે છે અર્થાત્ અયોગ્ય રીતે ઘોડા તરફ વર્તવાથી જ તેનામા ખોડ આવે છે વસ્તુત તેનામા ખોડ હોતી નથી

સવારીનો ઘોડો એક દિવસમા પાચ, આઠ કે દસ યોજન (યોજન = ચાર ગાઉ) ચાલી શકે છ, એવુ કૌટિલ્ય જણાવે છે.

અશ્વશાળા કેવી બાધવી, ઘોડાનુ લાલન પાલન કેવી રીતે કરવુ અને ઘોડાની પરીક્ષા કેમ કરવી, તે વગેરે માટે મૂળગ્રથ વાચવા ભલામણ છે અલીજાબહાદુર સિંધિયા પાસે બાબાસાહેબ આપટે ઉત્તમ ઘોડેસ્વાર હતા

સૈન્યના ઘોડેસ્વારને બે કામ કરવાના હોય છે એક ઘોડાને સભાળવાનુ અને બીજુ શસ્ત્ર ચલાવવાનુ તેટલા માટે સૈન્યનો ઘોડેસવાર શૂરવીર, વ્યૂહરચના જાણનાર, ઘોડાની ગતિ જાણનાર અને પ્રસગ પ્રમાણે વર્તવામા કુશળ તથા શસ્ત્રાસ્ત્રાદિને વાપરવામા નિપુણ હોવો જોઇએ

## ગજશિક્ષક.

હાથની જાત (ભદ્ર, મન્દ્ર વગેરે) જાણનાર, હાથીની ચિકિત્સા (દવાઓ) જાણનાર, હાથીનું શિક્ષણ (ચાર પ્રકારનુ) જાણનાર, તેમ જ હાથીના રોગ અને પોષણને જાણનાર, તથા તાળવુ, જીભ, નખ વગેરે ઉપરથી હાથીના ગુણને પારખનાર, તેમ જ હાથીની બેઠક (ચાર પ્રકારની) જાણનાર અને તેની ગતિ (લડાઇની સાત પ્રકારની ચાલ) પારખનાર અને તેની જ સાથે હાથીનુ મન મેળવીને જે તેને પોતાના તાબામા રાખી શકે અને પ્રસગાનુકુળ ધોરણે તેને વર્તાવી શકે, તે ગજશિક્ષક કહેવાય ગજ-

રક્ષક, ગજશિક્ષક, અને મહાવત ત્રણે જુદા હોય, અને તે ત્રણેનાં જુદાં જુદાં કર્તવ્ય છે. પણ ગજશિક્ષકે આ ત્રણેનાં કર્તવ્યો જાણવાં જોઇએ, તેને **અનીકસ્થ** કહે છે.

## હાથીસવાર.

હાથી ઉપર સવારી કરનારો માણસ શૂરવીર હોવો જોઇએ, અને ખાસ કરીને હાથીને તાબામાં રાખી શકે તેવો શક્તિશાળી હોવો જોઇએ. સવાર જેવો શૂરવીર હોય તેવાં હાથી પણ શૂરવીર બને. સવાર બીકણ હોય તો હાથી પણ બીકણ બને.

હાથીને સાત પ્રકારનું યુદ્ધ શિક્ષણ અપાય છે:—(૧) **ઉપસ્થાન**-ઊંચું થવું, વળવું, દોરી, કાઠી કે નિશાનથી બતાવ્યા પ્રમાણે કૂદકો મારવો, વગેરે કવાયત. (૨) **સંવર્તન**-સૂઇ જવું, બેસવું, અને ખાડો કૂદવો. (૩) **સંયાન**—સીધું કે વાંકું કે ગોળાકાર કે સર્પાકાર ચાલવું. (૪) **વધાવધ**-ઘોડા, રથ, માણસ, વગેરેને અફાળવા, ટક્કર લેવી, ફેંકી દેવા વગેરે. (૫) **હસ્તિયુદ્ધ**-બીજા હાથીની જોડે લડવું. (૬) **નાગરાયણ**-દરવાજા ઉપર કે તટબંધી ઉપર ટક્કર મારવી અને (૭) **સાંગ્રામિક**-મેદાનમાં લડવું.

આ દાવો શરૂઆતમાં હાથીને શીખવવા પડે છે. તે શીખવતાં તેની કમરે દોરડું બાંધવું, ગળામાં સાંકળ ઘાલવી, અને હંમેશના તેના નિવાસસ્થાનમાં બીજા હાથીઓની જોડે રાખીને આ કામો શીખવવાં.

હાથીને વ્યાયામ અર્થાત્ શિક્ષણ કેમ આપવું તે બાબત એવો નિયમ કહેલો છે કે **શોભાવેશન**-બળ પ્રમાણે, ભદ્ર-ઉત્તમ, મન્દ્ર-મધ્યમ, સંકીર્ણ- મિશ્ર અને મૃગ-હાથીનો જેવો ઉપયોગ હોય તેને અનુસરીને તથા **ઋતુવેશન**-ઋતુને અનુસરીને તેને શિક્ષણ આપવું.

## રથશિક્ષક.

રથશિક્ષકે પાછળ જણાવેલી ઘોડા સંબંધી બધી હકીકત જાણવી જોઇએ. એટલે કે ઘોડાની ચાલ વગેરેનું જ્ઞાન તેને હોવું જોઇએ. અને તે ઉપરાંત રથને ઘોડાઓ જોડવાનું તથા છોડવાનું અને જુદી જુદી રીતે રથ ચલાવવાનું પણ તેને જ્ઞાન હોવું જોઇએ. રથની ગતિઓ-ગમન, ભ્રમણ, પરિવર્તન, અને વિનિમય તેને અવગત હોવી જોઇએ. તથા રથની મજબૂતી તેણે પરખવી જોઇએ. શત્રુ તરફથી તેના ઉપર થતા પ્રહાર તેણે ચૂકવવા જોઇએ. તેવે વખતે ઘોડાઓનું તેણે રક્ષણ કરવું જોઇએ, અને રથને થતી ઇજા અટકાવવી જોઇએ. આ પ્રમાણે રથશિક્ષક (સારથી) નું કામ છે, તે તેણે શીખવું જોઇએ. જે રીતે ઘોડેસવારીનું કામ લાકડાનો ઘોડો કરીને શીખવાય છે, તે જ રીતે આ સારથીનું કામ પણ બનાવટી રથ (રથનું પાટીઉં) કરીને શીખવવું જોઇએ.

હાથીસવાર, ઘોડેસવાર, રથસવાર અને પદાતિ એ દરેકનાં જુદાં જુદાં કર્તવ્યો છે. તે પ્રમાણે તે દરેકને તેનાં કર્તવ્યોને અનુસરીને તેની ચાલ શીખવવી જોઇએ. સૈન્યમાં આ ચારેની જરૂર છે તેથી ચારેને સૈન્યનાં કર્તવ્યો માટે તૈયાર કરવા, જુદી જુદી ચાલો શીખવવી, તથા વ્યૂહથી સંઘમાં કામ કરતાં શીખવવું એનું જ નામ કવાયત. તેને પદન્યાસ તે વખતે કહેતા. શિક્ષકનું પ્રથમ કામ આ ચારેને કવાયત શીખવવાનું હોય છે અને પછી યુદ્ધનું શિક્ષણ આપવાનું હોય છે.

## ઘોડેસવારનાં યુદ્ધો.

તેના બાર પ્રકાર છે: (૧) **અભિસૃત**-શત્રુ ઉપર સામે ચાલીને જવું. (૨) પરિ-

સૂત'–શત્રુ ઉપર સામે અગર આગળ અગર પાછળ અગર બાજુએ થઇને હલ્લો કરવો. (૩) અતિસૃત'–શત્રુની રચનાની વચ્ચે થઇને સામી બાજુ દોડી જવું. (૪) અપસૃત'–શત્રુની રચનાની વચ્ચે થઇને ફરી પરત આવવું. (૫) ઉન્મથ્યાવધાન'–શત્રુની આજુ બાજુ ફરતા રહીને તેને ત્રાસ આપવો. (૬) વલય'–સાંકડા થતાજતા માર્ગે શત્રુ ઉપર ચડી જવું. (૭) ગોમૂત્રિકા–સાપની ચાલ પ્રમાણે ચાલીને જવું. (૮) મંડલ'–શત્રુની એક બાજુને તો મારી કાઢીને તેને ઘેરી લેવો. (૯) પ્રકીર્ણિકા–મિશ્ર હિલચાલ કરવી. (૧૦) વ્યાવૃત્તપૃષ્ટ'–પરત હઠવાનો દેખાવ કરીને શત્રુને ચડી આવવા દેવો અને પછી હલ્લો કરવો. (૧૧) અનુવંશ'–શત્રુની જોડે લડતાં લડતાં યુદ્ધ છોડી દઇને પોતાના સૈન્યમાં આવી જવું. અને (૧૨) ભગ્નાનુપાત–શત્રુ પીઠ આપે તો તેની પાછળ જઇને તેના પર તૂટી પડવું.

## હાથીનાં યુદ્ધો.

હાથી શરીરે સ્થૂલ હોવાથી સપાટ ભૂમિ અને પાણી સિવાયનાં સ્થલે તેનો ઉપયોગ ઘણોજ થોડો થઇ શકે. એટલે અશ્વયુદ્ધ માટે જે પ્રકારો બતાવેલા છે, તેમાંથી મિશ્ર હિલચાલ બાદ કરીને બાકીની હિલચાલો હાથીની લડાઇઓમાં આવી શકે.

હાથીસવારો આટલું કરી શકે: (૧) શત્રુ સૈન્યના ચતુરંગ દળનો નાશ કરવો. (૨) શત્રુ સૈન્યના વચલા ભાગ ઉપર કે બગલ ઉપર કે વધતી જતી બાજુ ઉપર હલ્લો કરીને તેની દાણાદાણ ઉડાવવી. (૩) રાતના શત્રુ સૂતો હોય તે વખતે તેના ઉપર છાપો મારવો.

## રથીઓનાં યુદ્ધો.

ઘોડેસવારોના યુદ્ધના પાંચમા પ્રકાર સિવાય બાકીના તમામ પ્રકારોથી રથીઓનાં યુદ્ધો થઇ શકે. એ પાંચમા પ્રકારના યુદ્ધ માટે તો શત્રુને કંઇપણ ખબર પડતાં પહેલાં તેના ઉપર એકાએક હલ્લો કરવો જોઇએ, જે રથીઓને માટે અશક્ય છે. રથીઓ સપાટ મેદાન ઉપર ઉત્તમ કામ આપી શકે, અને પોતાની જગા ઉપરથી ઉત્તમ કામ કરી શકે, પ્રસંગ પડે તો પાછા હઠી શકે, પણ તે કોઇ પણ એક જ સ્થાને રહીને હલ્લો કરી શકે.

હવે લડાઇ સિવાયનાં પણ યુદ્ધોપયોગી કામોનો વિચાર કરીએ. એ કામોનો પણ આ શિક્ષણમાં જ અંતર્ભાવ થાય છે.

## ઘોડદળનાં કામો.

(૧) છાવણીની જગા નિર્ભય રાખવી, છાવણી ઉપર પહેરો રાખવો, આસપાસનાં સ્થળોમાંથી શત્રુને હાંકી કાઢવો. (૨) શત્રુને આવવાને કઠણ પડે તેવી, પાણી વગેરેની સવડ વાળી, તથા તાપ અને પવન અનુકૂળ હોય તેવી જગા છાવણી માટે મેળવવી. (૩) શત્રુને આવતી ખોરાકી કે મદદ વગેરે બંધ કરવાં, આપણાં સુરક્ષિત રાખવાં, તથા શત્રુના જાસૂસોને આવવા ન દેવા, અને આપણા સૈન્યને હિમ્મત આપવી. (૪) શત્રુના સૈન્યને આપણી છાવણીની આસપાસ ફરકવા ન દેવું, આપણી છાવણીનો ચોતરફનો રસ્તો ખુલ્લો રાખવો, શત્રુના સૈન્ય ઉપર અચાનક હલ્લો કરીને તેને ગભરાવી મૂકવું, અને વિખેરી નાખવું, આપણું સૈન્ય ગભરાતું હોય તો તેને હિમ્મત આપી ફરી ઠીક ગોઠવવું અને શત્રુના યોદ્ધાઓને પકડી લેવા, તથા આપણા સૈનિકો પકડાયા હોય તો તેને છોડવવા. (૫) શત્રુ સૈન્ય ઉપર વખતો વખત બારીક નજર રાખવી. (૬) શત્રુનો ખજીનો લૂંટવો કે તેના રાજપુત્રને પકડીને કેદ કરવો. (૭) શત્રુના પછવાડેના ભાગ ઉપર કે આગળના ભાગ ઉપર હલ્લો કરવો. (૮) આપણા

સૈન્યમા ભંગાણ પડયુ હોય તો મદદ કરવી (૯) શત્રુ સૈન્યની પાછળ પડવું. (૧૦) આપણા છૂટા પડી ગયેલા સૈન્યને એકત્ર કરવુ. આ સિવાય બાતમી લાવવી કે પહોચાડવી, ટપાલ લાવવી કે લઇ જવી, અને પ્રસંગે પલાયન કરવુ, એ પણ ઘોડેસવારના કામો હોય છે

## હાથી સૈન્યનાં કામો.

સૈન્યની આગળ જઇને રસ્તો જોઇ લેવો મુકામની જગા જોઇ લેવી અને પાણી વગેરેની સગવડ કરવી વળી જળદુર્ગ તાબે કરવા, જે નદીઓ ઉપર નાવ ચાલતી હોય તેવી નદીઓ તરીને જવી અજ્ઞાત જગાઓમાથી રસ્તો કરવો, ઊંચી જગા ઉપર ચડવા કે ઊતરવામા મદદ કરવી, અડચણવાળી કે જોખમવાળી જગાએ પ્રવેશ કરવો, અને ઘોડેસવારોની મદદ ન મળે તેમ હોય ત્યા એકલા હાથીઓના બળ ઉપર જ જય મેળવવો શત્રુ સૈન્યના મુખ્ય ભાગને તોડી નાખવો, વહેચાઇ ગયેલા આપણા સૈન્યની વચલી જગા ભરી કાઢવી, તથા આપણા સૈન્યની વ્યવસ્થા કરવી, શત્રુના શિબિરને આગ લગાડવી અગર શત્રુના સૈન્યમા આગ ફેલાવવી અને શત્રુને બીવડાવવો, શત્રુ સૈન્યની કતલ કરવી, કિલ્લાના બુરજ, દરવાજા વગેરેનો ભંગ કરવો, ખજીનો લઇ જવો કે લઇ આવવો, બીધેલાઓને આશ્રય આપવો, અને શત્રુ સૈન્યના ભાગ પાડી નાખવા આ કામો હાથીસૈન્યના હોય છે હાલ જે કામો તોપો કરે છે, તે કામો પ્રાચીન કાળમા હાથી કરતા

## રથીઓનાં કામો.

चतुरंगस्य सैन्यस्य निपेधो बलरक्षणम् ।
भेदस्य भिन्नसन्धान रथकर्म प्रकीर्तितम् ॥
(કા ની સ ૧૯)

શત્રુએ આપણા સૈન્ય ઉપર હલ્લો કર્યો હોય, તેને પાછો કાઢવો, અને આપણા સૈન્યનુ સંરક્ષણ કરવુ, શત્રુ સૈન્ય એકત્ર થયુ હોય તેમા ભાગ પાડી નાખવા, તેને ગભરાવી મૂકવુ, અને આપણુ સૈન્ય છૂટુ પડી ગયુ હોય તેને એકત્ર કરવુ, વળી યુદ્ધકાળે આપણને અનુકૂળ હોય તેવી જગા મેળવવી અને પ્રતિકૂળ જગાએથી હઠી જવુ તથા ભીમગર્જના કરવી

હાલ જે કામ મશીનગન કે ટેન્ક કરે છે તે કામ પ્રાચીન કાળે રથીઓ કરતા.

## પદાતિ શિક્ષક

પાયદળ સિપાઇને પ્રથમ પગ મેળવીને ચાલવાનુ એટલે કે વ્યવસ્થિત સંઘમા ચાલવાનુ શિક્ષણ આપવુ પછી જુદા જુદા શસ્ત્રોનો અભ્યાસ કરાવવો તે પછી સંઘની લડાઇઓ શીખવવી તથા ભોયરામા રહીને કે ટેકરી ઉપર ચડીને કરવાની લડાઇ, મેદાની લડાઇ, ગનીમી કાવાદાવાની લડાઇ, ખાઇઓમા રહીને કરવાની લડાઇ, આકાશની લડાઇ, દિવસની લડાઇ તથા રાતની લડાઇ શીખવવી વળી એકલા પાયદળ સિપાઇઓને કરવાની લડાઇ પણ શીખવવી એ સિવાય રથી, હાથીસવાર, અને ઘોડેસવારની જોડે વ્યૂહમા હોય ત્યારે કરવાની કવાયત શીખવવી તથા સ્વતંત્ર પાયદળનો વ્યૂહ શીખવવો.

## પાયદળનાં યુદ્ધો.

सर्वदेशकालप्रहरणमुपांशुदण्डश्च ॥ ६२
(કૌ અ ૧૦–૫)

શત્રુ સૈન્યના બધા ભાગો ઉપર એટલે કે જુદી જુદી સેના ઉપર બધો વખત મારો ચલાવવો, તથા અકસ્માત ગુપ્ત હલ્લો કરવો, એ બે પ્રકારે પાયદળને લડવાનુ હોય છે

## પાયદળનાં કામો.

सर्वदेशकालशस्त्रवहन व्यायामश्च ॥ १७
(કૌ અ. ૧૦–૪)

પદાતિઓએ બધી ઋતુઓમાં અને બધે સ્થળે યુદ્ધ માટે સજ્જ રહેવું અને પ્રત્યક્ષ લડાઇ કરવી.

ચતુરંગ દળમાં હાથી, રથી અને ઘોડેસવારની શક્તિ કરતાં પાયદળની શક્તિ કમી હોય છે, અને તેનો વેગ પણ કમી હોય છે, એટલે પદાતિનો ક્રમ છેવટે રાખવામાં આવે છે.

तस्मात् पत्ती बलंबलम् ॥

એ લક્ષમાં રાખવું ઘટે છે કે હાથી, રથ કે ઘોડાઓ ગમે તેવા પણ સ્વતંત્ર નથી. મનુષ્ય દોરે તેમજ તેમને દોરાવાનું હોય છે. એ બધા ઉપર પાયદળ સિપાઇ જ આરૂઢ થાય છે, અને તેમનો પોતાની મરજી અનુસાર તે ઉપયોગ કરે છે. મનુષ્યે પોતાની શક્તિની ખોટ ભરી કાઢવા માટે આ જુદાં જુદાં સાધનોની યોજના કરેલી છે. માણસ કરતાં ઘોડો વધારે ઉતાવળે ચાલે છે અને માણસ જાય ત્યાં તેની જોડે જ જાય છે. માટે જ મનુષ્ય ઘોડા ઉપર સવાર થાય છે. અને શત્રુની પાછળ પડવામાં, શત્રુના ઉપર અકસ્માત હલ્લો કરવામાં તથા વિશેષ પ્રસંગે પ્રાણરક્ષણ માટે ત્વરાથી નાસી જવા વગેરેમાં તે ઘોડાનો ઉપયોગ કરી લે છે. પરંતુ ઘોડા ઉપર બેસીને શત્રુ ઉપર દૂરથી હલ્લો કરી શકાતો નથી કેમ કે ઘોડાને દોડાવતાં મનુષ્ય સપાટાબંધ શસ્ત્રાસ્ત્રો ચલાવી શકતો નથી. એટલે ઘોડાને પણ તેને સંભાળવો પડે છે. આ ખોટ ભરી કાઢવા માટે રથની યોજના મનુષ્યે કરી. સવારીમાં દોડનારા ઘોડાને જ રથે જોડવામાં આવ્યો એટલે ત્વરાથી જવાનું કામ પણ સધાયું. રથથી કામની વહેંચણી થઇ ગઇ. સારથીએ ઘોડાને દોડાવવાનો અને રથીએ દૂરથી જ શત્રુ ઉપર બાણવૃષ્ટિ કરવાની અને શત્રુને પરાસ્ત કરવાનો. આ રીતે મનુષ્યે સાધન વધાર્યાં, તો તેની જોડે જ શત્રુએ કવચનું આવરણ વધાર્યું. ઘરોની દિવાલો જાડી બાંધી, શહેરોને કોટ બાંધ્યા અને ભવ્ય કિલ્લા પણ બાંધવાની શરૂઆત કરી. તેનો પ્રતિકાર કેમ કરવો, એ પ્રશ્ન પછી ઊભો થયો. કેમ કે ઘોડેસવારનાં ભાલાં કે રથીઓનાં બાણ તે ઘરની જાડી દિવાલોને કે શહેરના કોટને કે ભવ્ય કિલ્લાને ભેદી શકતાં નથી. પછી તેને માટે પ્રચંડ શક્તિવાળા હાથીની યોજના થઇ અને તેના પાસે અભેદ્ય વસ્તુઓ તોડાવવાની ગોઠવણ કરી. પરંતુ એકલો હાથી પણ એવાં કામ કરી શકતો નથી. તેની પણ પીઠ ઉપર માણસને બેસવું જ પડે. અર્થાત્ એકંદરે મનુષ્ય જ શ્રેષ્ઠ ઠરે છે. અને તેટલા જ માટે શાસ્ત્રકારોએ કહેલું છે કે तस्मात् पत्ती बलंबलम् ॥ વળી યુદ્ધનો અંતિમ નિર્ણય કે આખર ફેંસલો શૂરા સિપાઇઓના રક્તવહનથી જ થાય છે: અન્ય સાધનોના નાશ કે ભાંગતોડથી થતો નથી. અને તેટલા જ માટે પાયદળ સિપાઇઓનું શિક્ષણ વધારે મહત્ત્વનું છે. પાયદળ સિપાઇઓ તેટલા માટે જ શરીરમાં અસાધારણ હૃષ્ટપુષ્ટ, સર્વ સંકટો સહન કરનારા અને યુદ્ધશાસ્ત્રના જ્ઞાતા, દેશની ભાવનાવાળા અને શત્રુ કરતાં તીક્ષ્ણ શસ્ત્રાસ્ત્રોથી વધારે સંપન્ન હોવા જોઇએ. અને તે જ પદાતિઓનું શિક્ષણ.

५ व्या. शा.

### વ્યૂહ શાસ્ત્ર.

समग्रस्य तु सैन्यस्य विन्यासः स्थानभेदतः ।
सव्यूह इति विख्यातो युद्धेषु पृथिवीभुजाम् ॥

(બૃ. પ. સ્મૃ. અ. ૧૦–૭)

યુદ્ધમાં આપણું સૈન્ય જુદી જુદી જગાએ રાખીને આખા સૈન્યની જે વિશિષ્ટ રચના–આકારયુક્ત કરવી તેને વ્યૂહ કહે છે.

व्यूहाः प्राण्यङ्गरूपाश्च द्रव्यरूपाश्च कल्पिताः ॥

(વી. રા. મ. પૃ. ૪૦૧)

व्यूहानामथसर्वेषा पंच वा सैन्यकल्पना ।
द्वौपक्षौ वक्षकुक्षौ द्वौ एव पञ्चाङ्गकल्पना ॥
(ઔશનસ)

વ્યૂહની રચના બે પ્રકારની કરે છે. એક જગતમા જેવા પ્રાણીઓના શરીરો જણાય છે તેના આકાર પ્રમાણે અને બીજી પદાર્થોના આકાર પ્રમાણે

**પ્રાણીવ્યૂહ**—જગતમા પ્રાણીઓના શરીરો વિવક્ષિત હિતચાતને અનુકૂળ બનાવેલા છે. પ્રાણીઓ પણ એક સૈન્યનો સમૂહ અગર રાજ્ય છે તેમનુ બળ અને સ્થૈર્ય જાળવીને તે પ્રાવે ત્યા વિજયને અર્થે જઇ શકે એ ધોરણે તેના શરીરની રચના કરેલી છે શરીરમા અત્યત મહત્ત્વના સ્થાન તે હૃદય અને પેટ એ સ્થાનોનુ સર્વ પ્રકારે સારીરીતે સરક્ષણ થાય, અને શરીરના ઇતર અવયવોનો એ સરક્ષણના કામમા ઉપયોગ થાય એવી તેમના શરીરોની રચના કરેલી છે શત્રુ તરફ હમેશા આપણુ મોઢુ રહે, કેમકે તો જ શત્રુને પકડવાને અને શત્રુથી આપણુ સરક્ષણ કરવાને આપણને ફાવે આ મોઢાની પાસે જ ચારે બાજુની ખબર આપનારી ઇંદ્રિયો હોય છે અને તે મોઢામાથી જ છૂટનારી આજ્ઞા પ્રમાણે હૃદય અને પેટને હમેશા મધ્યભાગે રાખીને તેનુ રક્ષણ કરવાનુ હોય છે આ રીતે આ શરીરરૂપી સૈન્યની વ્યવસ્થા છે અને તેનુ નિરીક્ષણ કરીને શાસ્ત્રકારોએ સૈન્યના વ્યૂહ ગોઠવેલા છે

**દ્રવ્ય વ્યૂહ**—સૃષ્ટિના પદાર્થોની રચના પણ તે પદાર્થોપર થનારા આઘાતોનો યોગ્ય રીતે પ્રતિકાર કરી શકાય એવી રીતે જ કરેલી છે પૃથ્વીના જુદા જુદા આકારો સ્થિર રહે તેટલા માટે તેને જરૂરના સ્ફટિક તેમા રાખેલા છે ત્રિકોણી વસ્તુના ખૂણા જલદી બગડે છે તેના છ કોણી વસ્તુના બગડતા નથી ગોળ વસ્તુ સૌથી વધારે અભગ રહે છે તેમા પણ જો વસ્તુ પોલી હોય તો તેનુ વજન અને ઘનફળ કમી હોય અને તેની શક્તિ પણ તેવી જ હોય આ બધી વાતો લક્ષ્યમા રાખીને જુદા જુદા પદાર્થોના આકારના સૈન્ય માટેના વ્યૂહ ગોઠવેલા છે

તાત્પર્ય, આપણી પાસેના સૈનિકો, તેના પાસેથી આપણે કરાવી લેવાનુ કામ અને તે કામને અનુકૂળ અને સખ્યાના પ્રમાણમા થઇ શકે તે ઉત્તમોત્તમ રચના, એ બધુ મનમા લાવીને વ્યૂહની રચના કરવાની હોય છે સેનાપતિનુ વિશેષ કૌશલ્ય આવી સૈન્યરચનામા જ જણાઇ આવે છે કેમ કે સૈન્યની યોગ્ય રચના થાય તો જ તે સૈન્ય વિશેષ કામ આપી શકે છે

સૈન્યની રચના સામાન્ય રીતે પાચ પ્રકારની હોય છે મધ્ય ભાગ, બે બાજુઓ, અને આગલો તથા પાછલો ભાગ આ જ એ પાચ પ્રકાર. આગલા ભાગને મુખ કહે છે. પાછલા ભાગને પૃષ્ઠ કહે છે બે બાજુઓને પક્ષ અગર ગગન કહે છે અને મધ્ય ભાગને વક્ષ અગર મધ્ય ભાગ કહે છે

## વ્યૂહની સામાન્ય રચના.

मुखे रथा. गजा पृष्ठे तत्पृष्ठेच पदातय' ।
पार्श्वयोश्च हया कार्या व्यूहस्यायं विधि स्मृत ॥
(ઔશનસ)

સર્વથી આગળ રથીયો, બને બાજુ ઘોડેસવારો, મધ્યમા હાથી અને પછવાડે પાયદળ એવી વ્યૂહની સામાન્ય રચના હોય છે.

રથી એ શત્રુના હલ્લાને દૂરથી જ હઠાવી શકે છે, કેમ કે હલ્લા વખતે રથ ત્વરાથી નાસી શકે છે અને નાસતા નાસતા પણ શત્રુ ઉપર બાણોનો વરસાદ કરી શકે છે વળી રથ કોઇની આડા આવે નહીં અને એ જોઇએ તે ઠેકાણે મદદ કરી શકે તેટલા માટે તેને સર્વની આગળ

ગખે છે તેમ છતા શત્રુ પાસે આવી જાય તો તેના ઉપર પછી ઘોડેસવારો ગ ને બાજુથી હલો કરીને તેમને હઠાવી શકે ઘોડેસવારોને તેટલા જ માટે બ ને બાજુ ઊભા ગખે છે હાથી તો મોટા સ્થિર જાણે કિલ્લા જ એટના જ માટે સૈન્યનુ મુખ્ય નિશાન તથા (હાથી ઉપર) ગખવામા આવે છે અને પ્રમુખ મ ડળીની આજ્ઞા તથા સૈન્યને જોઇતા સાધનો પૂરા પાડવાનુ કેન્દ્ર જ તે બને છે, અને તેટના માટે જ હાથીને મધ્યમા રાખવામા આવે છે પાયદળ સિપાઇઓ સૌથી પાછળ રહે છે, અને જ્યા જેવી જરૂર હોય ત્યા તેનો તેવો ઉપયોગ થાય છે એ પાછળ રહેવાથી શત્રુના મારામાથી તેનો બચાવ થાય છે વળી પોતાને જોઇતો બધો સામાન સાથે જ રાખી શકે છે, અને પોતે જ તેને સ ભાળીને તે સ્વતત્ર રીતે તથા ઘણી કુશળતાથી લડી શકે છે ઘોડેસવાર પણ ચપળ હોય છે અને પોતાનુ કામ પોતે જ સ્વાવલ બનથી કરી લે છે હાથી ઘણા બળવાન પણ જડ અને નોકરોના તાબામા રહેનારા હોઇને સ્વતત્ર યુદ્ધ કરી શકતા નથી તેનુ જ પાયદળનુ એતદ્દન છૂટુ ગમે ત્યા જઇ શકે તેનુ, પણ બીજાની આજ્ઞા પ્રમાણે વર્તનારુ હોઇને મેદાન ઉપર તો પ્રસ ગે પરાશ્રયી થઇ જાય છે આના એ દરેકના ગુણદોષ છે

### વ્યૂહરચનાનો બીજો પ્રકાર.

હાથીની બાજુ ઉપરથી હલો ન આવે તે માટે તેની બાજુએ ચાર ઘોડેસવાર રાખવા એ જ પ્રમાણે રથ માટે પણ ચાર ઘોડેસવાર રાખવા એ ઘોડાઓ રથને જોડેલા ઘોડાના જેવા અને તે જ જાતના રાખવા કે પ્રસ ગે તે રથને જોડવાના પણ કામમા આવે પાયદળી ધનુર્ધરો એ પાછળના સૈન્યની ઢાલ જેવા છે આવા ઢાલાઇતો સર્વથી આગળ રસ્તો કરવામા, નિરીક્ષા કરવામા અને પહેરો રાખવા વગેરેમા ઘણા ઉપયોગી છે એટલે, વ્યૂહરચનાનો બીજો પ્રકાર શાસ્ત્રકારોએ એવો જણાવેલો છે કે આવા ઢાલાઇતોને સૌથી આગળ રાખવા તેની પાછળ ધનુર્ધરો, તેની પાછળ ઘોડેસવારો, અને ઘોડેસવારોની પાછળ રથીઓ, તથા રથીઓની પાછળ હાથીઓ, આવી પણ વ્યૂહરચનાની એક ચાલ છે પાયદળ, ઘોડેસવાર અને હાથીનુ એક જૂથ ઠરાવવુ આવા જૂથનુ નામ જ ટૂકડી, સૈન્યનો એ મૂળ ઘટક આવા અનેક ઘટકો મળીને સૈન્ય થાય

એ સિવાય પણ વ્યૂહરચનાના અનેક પ્રકાર છે ભારતીય યુદ્ધ વખતે પાડવોએ બીજા દિવસે ક્રૌચ વ્યૂહ ગોઠવેલો તેમા મોખરે તથા બાજુએ હાથી ઊભા કરેલા, અને તેથી તેનો મોખરો તથા બગલ અભેદ્ય રહેલા

અર્થાત્ પ્રસ ગ પ્રમાણે વ્યૂહ રચવો જોઇએ કયો વ્યૂહ રચવો એ સેનાપતિએ તે વખતની પરિસ્થિતિ પ્રમાણે ઠરાવવુ. વ્યૂહરચનામા શિસ્ત અને સ પ એ બે મોટા તત્ત્વ છે, અને તે બદલ શાસ્ત્રકારોએ ઘણુ જ મહેનુ છે જિજ્ઞાસુઓએ એ મૂળ ગ્ર થ જ જોવો

### સૈન્યની શિસ્ત.

યુદ્ધ ભૂમિ ઉપર સૈન્ય કેમ ઊભુ કરવુ તે માટે નિયમ કરેલા છે પાયદળના બે સિપાઇઓ વચ્ચે ચૌદ આગળ અ તર રહે, એવી રીતે એ સિપાઇઓને ઊભા રાખવા પાયદળની એક હાર પછીની બીજી હાર પાચ પાચ હાથના અ તરે રાખવી બે ઘોડેસવારો વચ્ચે બેતાળીશ આગળનુ અ તર રાખવુ અને તેની બે હારો વચ્ચે પચ્ચીસ હાથનુ અ તર રાખવુ હાથી ઓનુ અ તર રથીઓ પ્રમાણે રાખવુ

સૈન્યના મુખ, બગલ અને મધ્યની વચ્ચે પચ્ચીસ હાથનુ અ તર રાખવુ મુખ, બગલ, મધ્ય અને પૃષ્ઠ એ ચાર ભાગના સૈન્યને–

પ્રત્યેકને અનીક એવું નામ અપાતું. અને એવા પાંચ અનીક મળીને વ્યૂહ થતો. એક અનીક એટલે તે અકેક તરફનો એક વ્યૂહ જ હતો. વ્યૂહ એટલે સૈન્યની વ્યવસ્થિત રચના એ પ્રથમ જણાવેલું જ છે. વળી પાયદળ, ઘોડેસવાર, રથી અને હાથી એ દરેકનું અંતર કેટલું જોઇએ તે પણ ઉપર જણાવ્યું. આ અંતર કવાયત વખતે અને યુદ્ધના વખતે ઉપયોગી થતું. છતાં એ માપ સામાન્ય પ્રસંગનું છે. વિશેષ પ્રસંગે તેને વધારી શકાય. અર્થાત્ સૈન્યને કવાયતના મેદાનમાં કે લડાઇના ક્ષેત્રમાં જેટલું અંતર સવડવાળું જણાય તેટલું અંતર રાખવું.

યુદ્ધ વખતે 'असङ्करेण युध्येत' એવો નિયમ ઠરાવેલો છે. સંકર એટલે મિશ્રણ–અર્થાત્ પાયદળ, રથી, ઘોડેસવાર અને હાથી એ બધાએ મિશ્ર થઇ જવું નહીં. કેમકે મિશ્ર થઇ જાય તો રથી તથા હાથી આપણાજ સૈન્યને હાનિ કરે, અગર તો અટકી પડે, કે આડાં પડે; તેટલા માટે કોઇ પણ ભાગની હિલચાલ અટકી પડે તેવી ગિરદી કોઇએ કરવી નહીં. જો તેમ થાય તો લડાઇ જ બગડે. માટે જ સૈન્યમાં શિસ્તનું પાલન કડક રીતે થવું જોઇએ અને તેટલા જ માટે તેનું શિક્ષણ પણ કડક શિસ્તપૂર્વક થવું જોઇએ. કેમકે તેમ થાય તો જ વ્યૂહરચના બરાબર રહે અને સૈનિકો વ્યવસ્થિતપણે વર્તે. કોઇ વખતે શત્રુનો જબરદસ્ત હલ્લો અકસ્માત થઇ આવે, અને પાયદળ કે ઘોડદળને પાછળ હઠાવવાની જરૂર પડે, તેવે વખતે જો તેને પાછળ હઠવાને પૂરી જગા ન હોય કે વખત ન હોય તો તેમણે હાથીના આશ્રયે ઊભા રહેવું.

### વ્યૂહનાં કામો.

अङ्गविभागे सङ्घाते स्थाने गमने व्यावर्तने
प्रहरणे च ॥ (કૌ. અ. ૧૦-૬-૫૦)

વ્યૂહકર્મ એટલે વ્યૂહરચના કેમ કરવી અને કેમ તોડવી, તેના ૭ પ્રકાર છેઃ(૧) **અંગ-વિભાગ**–અંગ એટલે વ્યૂહની એક બાજુ. તેનો વિભાગ કરવો, એટલે એક બાજુ કમી કરવી. અર્થાત વ્યૂહરચના કરીને શિક્ષણ આપી લીધા પછી અગર લડાઇ વખતે એક બાજુની સેનાને બીજી બાજુ લઇ જવી એટલે કે વ્યૂહ ભેદ કરવો. (૨) **સંઘાત**–સંઘાત એટલે સમુદાય. પહેલા પ્રકારમાં જેમ વ્યૂહ ભેદવાનો છે, તેમ આમાં વ્યૂહ જોડવાનો છે. વ્યૂહનાં જુદાં જુદાં અંગોને સાથે લાવવાં. (૩) **સ્થાન**–મુકામ કરવો. પોતાના સૈન્યને માટે અનુકૂળ જગા મેળવી લેવી. (૪) **ગમન**–શત્રુ ઉપર ચડી જવું. જે રીતે ચડવાથી યશ મળે તે રીતે ચડી જવું. (૫) **વ્યાવર્તન**–પાછું ફરવું અને (૬) **પ્રહરણ**–શત્રુની જોડે યુદ્ધ કરવું. વ્યૂહ કર્મના આ બધા પ્રકારો ભારતીય યુદ્ધમાં જણાઇ આવે છે.

**વ્યૂહભેદ**–વ્યૂહભેદ કરવા માટે શત્રુના જુદા જુદા ભાગો ઉપર હલ્લા કરવા પડે છે, અગર આપણા સૈન્યને એકત્ર કરીને કોઇપણ એક સ્થળે આપણું બધું સામર્થ્ય જમાવીને લાકડામાં જેમ ફાચર મારે તેમ શત્રુના સૈન્યના ભાગ પાડી નાખવા પડે છે. ભારતીય યુદ્ધમાં બીજે દિવસે ભીષ્મે પાંડવોના પછવાડેના સૈન્ય ઉપર તથા બંને બગલનાં સૈન્યો ઉપર બાણોનો વરસાદ વરસાવેલો, ત્યારે પાંડવોનો વ્યૂહ તૂટેલો.

**વ્યૂહ રચના**–વ્યૂહરચના પૂર્વે બધું સૈન્ય એકત્ર થાય છે. તે વખતે સૈન્યના અધિકારીઓ પોતપોતાની ટુકડીઓ આગળ ઊભા રહે છે, તેને યોગ કહે છે. ભારતીય યુદ્ધ વખતે દરરોજ સવારે આ રીતે બધા એકત્ર થતા. તે પછીથી સેનાપતિની જે પ્રમાણે આજ્ઞા છૂટતી તે પ્રમાણે જુદાં જુદાં સૈન્યો વ્યૂહોમાં જોડાવા માટે રવાના કરવામાં આવતાં, અગર સેનાપતિ

પોતે જ વ્યૂહના જુદા જુદા ભાગોમાં સેનાને લાવીને ઊભી કરતો. જયદ્રથવધના દિવસે સવારમાં દ્રોણાચાર્યે જાતે જ ચપળ ઘોડાઉપર બેસીને જુદી જુદી સેનાને યોગ્ય સ્થળે ઊભી રાખેલી અને વ્યૂહરચના કરેલી. ભારતીય યુદ્ધના પહેલા દિવસે અનેક નાયકોએ–સૈન્યના અધિકારીઓએ–વ્યૂહરચના કરેલી. પહેલે દિવસે રચેલા કૌરવોના વ્યૂહનું નામ "સર્વતોમુખ" હતું.

વ્યૂહરચના થયા પછી નાયક, સેનાપતિ, વ્યૂહરક્ષક, વ્યવસ્થાપક અને સેનાધિપતિ, એવા મુખ્ય પાંચ અધિકારીઓ એ વ્યૂહ ન તૂટે તેને માટે કાળજી રાખતા.

આવી રચનાઓ માટે યોગ્ય તે જગા મેળવી લેવી, શત્રુ ઉપર ચડી જવું, પાછું હઠવું, અને લડવું, એ વગેરે બાબતો માટે જિજ્ઞાસુઓએ ભારતીય યુદ્ધનો મૂળ ગ્રંથ જ વાંચવો.

### વ્યૂહરચનાનાં સાધનો.

**सूर्यध्वजपताकाभिर्व्यूहसंज्ञाः प्रकल्पयेत् ।**
**स्थाने याने प्रहरणे सैन्यानां विनये रतः ॥**

(કૌ. અ. ૨–૩૩–૧૪)

સૈન્યની રચના કરવા માટે સૈન્યને આજ્ઞા આપવી પડે છે. પ્રાથમિક શિક્ષણ વખતે શસ્ત્રોના જુદા જુદા દાવ માટે જેમ જુદા જુદા શબ્દ ઠરાવેલા હોય છે, અને શિક્ષક તે શબ્દ બોલે એટલે શિષ્ય તે ઠરેલો દાવ કરે છે; તેમ સૈન્યનું પણ તેવું જ છે. સૈન્યની હિલચાલ થવા માટે નાયક આજ્ઞા કરે છે, તે સાંભળીને સૈન્ય તેવી હિલચાલ કરે છે. પણ મોટા સૈન્યને તેવી આજ્ઞાઓ સંભળાવવા–પહોંચાડવા માટે જુદી જુદી યુક્તિઓ કરવી પડે છે. મનુષ્યના અવાજ કરતાં વાદ્યનો અવાજ મોટો હોય છે, વળી એક જ વાદ્યની જોડે જોડે બીજાં અનેક વાદ્યો વગાડવાથી એ અવાજને વધારે મોહક, કર્કશ, ગંભીર, ઉગ્ર વગેરે સ્વરૂપ આપી શકાય છે. આ હકીકત લક્ષમાં રાખીને સૈનિકોના શિક્ષણમાં અનેક વાદ્યોનો ઉપયોગ થાય છે, સૈન્યને કરવાની આજ્ઞાના બે ભાગ પાડવામાં આવે છે એટલે કે આજ્ઞાના એ શબ્દોના બે ભાગ પાડવામાં આવે છે. એ શબ્દના પહેલા ભાગનો ઉચ્ચાર થતાં જ સૈન્યોએ સાવધ–સાવધાન થવું જોઇએ અને બીજા ભાગના છેલ્લા અક્ષરનો ઉચ્ચાર થતાં જ તે પ્રમાણે કામ કરવું જોઇએ. એ રીતે સૈન્યને જે જે આજ્ઞા આપવામાં આવે તે વિચારપૂર્વક અપાવી જોઇએ અને તેના શબ્દો વિચારપૂર્વક ગોઠવાવા જોઇએ.

મોટા સૈન્યને આજ્ઞા આપવામાં એક બીજું તત્ત્વ પણ ધ્યાનમાં રાખવાનું હોય છે. રાજાએ સૈન્યની સામે કે ડાબી બાજુએ કે જમણી બાજુએ કે મધ્યમાં કે ગમે તે કોઇ જગાએ ઊભા રહીને આજ્ઞા આપવી. રાજા ન હોય તો તે આજ્ઞા સેનાપતિએ આપવી. તે આજ્ઞા નાયકોએ ફરી ઉચ્ચારવી અને નાયકોની આજ્ઞા થતાં જ સૈન્યે તે પ્રમાણે હિલચાલ કરવી. આ રીતે આજ્ઞાની વહેંચણી થાય છે. એકલા રાજાના (કે સેનાપતિના) અવાજ કરતાં અનેક નાયકોનો અવાજ મોટો થાય છે અને મોટો અવાજ પરિણામકારક થાય છે માટે આવી વ્યવસ્થા રાખેલી હોય છે.

સૈન્યની હિલચાલ માટે **તૂર્ય**–વાજાં, **ધ્વજ**–નિશાન અને **પતાકા**–ઝંડા રાખેલા હોય છે, તથા **વ્યૂહસંજ્ઞા**–(ઠરાવેલો સંકેત) ગોઠવેલી હોય છે. એ સંજ્ઞાની માહિતી સૈનિક સિવાયના કોઇને પણ ન હોય. યુદ્ધ કાળે આ સંજ્ઞા હંમેશાં બદલવાની હોય છે, કે જેથી શત્રુને આપણો ભેદ જણાય નહીં. આગલા દિવસે રાતની હાજરીને વખતે બદલેલી સંજ્ઞા

બધા સૈનિકોને કહી દેવી કે બીજે દિવસે સવારે તેને જ અનુસરીને કામ લઇ શકાય નગારા, ઢોલ, પડઘમ, શખ વગેરે વાદ્યો પણ વ્યૂહરચના વખતે વગડાવવા [ગકુર નામના એક રણુવાદ્યનો ઉલ્લેખ ઋગ્વેદમા છે]

ભારતીય યુદ્ધમા સૈન્યોની દિનચર્યા ધ્વજ, પતાકા તથા વાદ્યોને આધારે જ થતી ત્રીજા દિવસે યુદ્ધ કેવુ ચાલતું હતુ તે આ શ્લોક ઉપરથી સમજાય છે —

अनुमानेन सज्ञाभिर्नामगौत्रेश्च सयुगे ।
वर्तते च तथा युद्ध तत्र तत्र विशापते ॥

(ભીષ્મ અ ૫૭-૭)

એટલે કે અનુમાનથી-ગિર્દીના વખતે અંદાજથી જ કામ લેવુ પડતું હતુ અને સજ્ઞા એટલે યુદ્ધની હિલચાલના અનેક સકેત દર્શાવેના હતા. તથા નામ-એટલે પ્રત્યેક સૈન્યના જુદા જુદા નામ- દેશ ઉપરથી પાડેલા હતા જેમકે દ્રોણાચાર્યના જબરજસ્ત હલ્લાથી સંજય અને કેન્ય એ બને નાસી ગયા પછી ગોત્ર એટલે કે જુદા જુદા સૈન્યો એકત્ર થયા પછી તે બધાનો વ્યવહાર એક સમયાવચ્છેદે થવા માટે જુદી જુદી પલટણો સાથે સબંધ રાખે છે ગોત્રમા જે પ્રમાણે અનેક કુળ હોય છે છતા બધા પોતાને એક જ કુળના સમજે છે, તેવો જ આ વ્યવહાર છે આજના વખતમા પણ કેટલીક પલટણો અદરોઅદર મિશ્ર થઇ શકે છે એટલે કે વિશેષ પ્રસગે એકબીજાના સૈનિકોની મદદ લઇ શકે તે બદલના નિયમ ઠરાવેલા હોય છે જયદ્રથ વધના દિવસે અર્જુનનો રથ કૌરવ સૈન્યમા ઘૂસી ગયો પણ પાછળથી કોઇ પણ મદદમા આવી શક્યુ નહીં પણ અર્જુનની જોડે સાત્યકિ હતો અને તે અર્જુનની પાછળ પાછળ કૌરવ સૈન્યમા ઘૂસવાનો પ્રયત્ન કરતો જ હતો આવી સ્થિતિમા આ વખતે આપણે મન્ત્રમા છીએ એવો અર્થ સૂચવનારો શખનો અવાજ ભગવાન શ્રીકૃષ્ણ કરતા હતા અને યુધિષ્ઠિર તે ઉપરથી તેની સ્થિતિ સમજી શક્યા હતા વળી જયદ્રથને માર્યા તે વખતે શ્રીકૃષ્ણે વિજયધ્વનિ કરેલો તે પણ યુધિષ્ઠિર ઓળખી શક્યા હતા

આ રીતે વ્યૂહની હકીકત ટૂકામા જણાવી હવે કેટલાક મહત્ત્વના વ્યૂહ વિષે લખવાનુ છે પરંતુ પ્રથમ પ્રત્યેક યોદ્ધા પાસે યુદ્ધ ઉપર જતી વખતે કેટલો સામાન જોઇએ તે જણાવીએ

એક રથી પાસે જમણી તરફ બે અને ડાબી તરફ બે એ રીતે ચાર ધનુષ્ય જોઇએ ચારસો શર અને બસો નારાચ બાણુ જોઇએ અર્ધચન્દ્ર બાણુ જેટલા મળી શકે તેટલા જોઇએ એક ધનુર્ધર સવારે ચારસો અને બપોરે ચારસો એમ આઠસો બાણુ આખા દિવસમા મારી શકે છે તે ધોરણે આટલા ઓછા બાણ ઠરાવ્યા જણાય છે મોટા મોટા યોદ્ધાઓને આથી વધારે બાણુ જોઇએ કર્ણે પોતાને માટે બેળ ભાથા પોતાના રથમા રાખવા જણાવ્યુ હતુ આ ધનુષ્યો જે સાથે રહેતા તે નાના મોટા રાખતા કેમ કે શત્રુ પાસે આવી જાય તો મોટા ધનુષ્યથી બરાબર નિશાન સધાય નહીં, એવુ ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યને મારવા જતી વખતે જણાવેલુ છે એ ઉપરાત તલવાર, ભાલુ, શક્તિ, ગદા વગેરે શસ્ત્રો રથીઓ પોતાની પાસે રખાવતા

એક હાથી ઉપર બે ભાલા, બે ગદા, અને ચારથી સાત સિલ તથા ચક્ર વગેરે જરૂર પ્રમાણે રાખવા તેમ જ બે મહાવતો, બે ધનુર્ધારીઓ તથા બે ખડ્ગ અને ભાલુ ચલાવનારા મળી ૭ માણસો રાખવા

જેને રથ કે હાથી બેસવા માટે ન હોય તેણે ઘોડા ઉપર બેસવુ ઘોડેસવારની કમરે એક ભાલુ જોઇએ અને હાથમા તલવાર, શક્તિ,

તથા ધનુષ્ય જોઇએ તેના હાથમા પણ ભાલુ રાખી શકાય

## વ્યૂહના પ્રકાર.

અર્ધચંદ્ર, ચક્ર, શકટ, મકર અને કમળ-શ્રેણી એવા અનેક વ્યૂહ થઇ શકે છે. અને તેને તોડવાના પણ જુદા જુદા વ્યૂહ છે. તે પૈકી મુખ્ય મુખ્ય વ્યૂહ અહીં જણાવ્યા છે:—

(૧) **અર્ધચંદ્ર**-આ વ્યૂહમા સૈન્યની રચના ચંદ્રના આકાર પ્રમાણે કરવામા આવે છે. શત્રુ સૈન્ય ઉપર ત્રણુ બાજુથી મારો કરાય અને તેનો આગલો ભાગ, આપણામા પેસી ન શકે તેના હેતુથી આવો વ્યૂહ રચાય છે. શત્રુ કરતા આપણુ સૈન્ય વધારે છે એવી ખાતરી થયા સિવાય આવો વ્યૂહ ઉપયોગી થતો નથી ચંદ્રની આગળ આવેલા બે છેડાઓ ઉપર શત્રુ બે બાજુથી હલ્લો લાવીને તેને તોડી શકે એવો આમા ભય છે. પાંડવોએ ત્રીજે દિવસે આવો વ્યૂહ રચેલો હતો તેમ જ મશાસકોએ પણ આવા જ વ્યૂહની રચના કરી હતી.

(૨) **ચક્ર**—ગાડીના પૈડા જેવી આ વ્યૂહની રચના છે. તેના વચના ભાગમાથી સૈન્યનો પુરવઠો બધી બાજુ તરફ એ પૈડાના આરાઓ દ્વારા થઇ શકે છે. આ વ્યૂહમા આર વર્તુળ હોય છે અને જવા આવવા માટે એક જ રસ્તો હોય છે. શત્રુ ગમે તે બાજુથી ચડી આવે, તો પણ આપણે તેનો સામનો કરી શકીએ એવી આની રચના છે શત્રુનુ સૈન્ય કેટલુ છે, ક્યાં ક્યા છે, અને તે કઇ તરફથી હલ્લો લાવશે, તે જાણવામા ન હોય ત્યારે આ વ્યૂહ ઉપયોગી છે દ્રોણાચાર્યે લડાઇને બીજે દિવસે અને અભિમન્યુના વધને દિવસે આવો વ્યૂહ રચ્યો હતો

(૩) **શકટ**—બે બાજુ બે ચક્રવ્યૂહ અર્ધા અર્ધા અને મધ્યમા ચોરસ ભાગ એ રીતે સૈન્યની ગોઠવણુ કરી તેનુ નામ શકટ વ્યૂહ શત્રુએ અર્ધચંદ્ર વ્યૂહ કર્યો હોય, તેનો સામનો કરવા માટે આ વ્યૂહ ઉપયોગી છે. શત્રુના ચડી આવતા તમામ લોકોનો સામનો કરવાનું આ વ્યૂહમાં સામર્થ્ય છે અને આપણા સૈન્યના કોઇ પણ ભાગને મદદ પહોચાડવાની આમાં સગવડ છે. શકટના મધ્ય ભાગમાથી ચોતરફ આરાઓ દ્વારા સૈન્ય તથા શસ્ત્રનો પુરવઠો આમા કરી શકાય છે અને શત્રુ તેનો પ્રતિરોધ કરી શકતો નથી. ભારતીય યુદ્ધના અગિયારમા દિવસે કૌરવ પક્ષનો દ્રોણાચાર્યે શકટ વ્યૂહ ગોઠવ્યો હતો. સિકંદર બાદશાહ જોડે કટ લોકોએ જે દારુણુ યુદ્ધ કરેલુ, તે વખતે પણ કટોએ આવો શકટ વ્યૂહ રચેલો એમ ગ્રીક લેખકો જણાવે છે.

(૪) **મકર**—શકટ વ્યૂહના આગળ શત્રુના સૈન્યના ભાગ પાડી નાખવા માટે ત્રિકોણ આકારનુ મુખ બનાવીએ એટલે આ વ્યૂહ થાય છે તેના બાજુના પૈડા મગરીના પગની પેઠે વાળીને લગાવી શકાય છે. શત્રુએ અર્ધચંદ્ર વ્યૂહ કરેલો હોય તે વખતે આપણા બચાવ માટે શકટ વ્યૂહ ઉત્તમ અને તેવે વખતે શત્રુનો નાશ કરવા માટે મકર વ્યૂહ ઉત્તમ. સેનાપતિએ આપણી અને શત્રુની સંખ્યા ઉપરથી વિચારીને આ વ્યૂહ ગોઠવવો. ભારતીય યુદ્ધ વખતે ભીષ્મપિતામહે પાચમે દિવસે આ વ્યૂહ ગોઠવેલો તેમ જ કર્ણે પણ સોળમે દિવસે ગોઠવેલો

(૫) **કમળ**—ચક્ર વ્યૂહ જેવો જ છે પરંતુ આની જુદી જુદી પાખડીઓ શત્રુના નાશ માટે ઉપયોગી થાય છે. ચક્રવ્યૂહ બચાવ માટે છે જ્યારે કમળ વ્યૂહ ચડાઇ માટે છે. દ્રોણાચાર્યે જયદ્રથની આસપાસ કમળ વ્યૂહ રચેલો આ વ્યૂહની પાખડીઓ કમળના દાડાની આસપાસ ફરી શકે તેવી બનાવે છે એક પાખડી બે ઘડી સુધી યુદ્ધ કરીને બાજુએ જાય છે અને તેની જગાએ બીજી પાખડી

આવીને લડે છે. એથી સૈન્યને વિશ્રાન્તિ મળે છે અને શત્રુને જેર કરી શકાય છે.

(૬) શ્રેણિકા—સાપની ચાલ જેવી સૈન્યની રચના કરવી તે શ્રેણિકા. અને તેનું મુખ શત્રુ તરફ થાય એટલે **સર્પવ્યૂહ** બને. લડાઇ વખતે ખાઇઓ ખોદવામાં આવે છે, તે આ શ્રેણિકાના આકારની જ હોય છે. પ્રચંડ ઘાતક અસ્ત્રોના મારાથી વિશેષ નુકસાન ન થાય તેટલા માટે તથા આપણું લશ્કર લાંબે સુધી ફેલાય તે માટે આવો વ્યૂહ રચવામાં આવે છે.

(૭) ક્રૌંચ—क्रौंचानां खेगतिर्यादृक् पंक्तिशः संप्रजायते । तादृक् संचारयेत् क्रौंचव्यूहं देशबलं यथा ॥

ક્રૌંચ પક્ષીઓ ઊડે છે ત્યારે ફાચરના જેવો આકાર કરીને ઊડે છે. આગળ એક, તેના પાછળ બે અને તેના પાછળ ચાર એવી યોજના તેમની હોય છે. શત્રુસૈન્યના ભાગ પાડી નાખવા માટે આ વ્યૂહનો ઉપયોગ થાય છે. તેને 'સૂચીમુખ' પણ કહે છે. શત્રુના ઘેરામાં સપડાઇ ન જવાય તે માટે આવો વ્યૂહ રચે છે અને શત્રુની સાંકળ જોડાયા પહેલાં જ તેને તોડીને આપણે બહાર નીકળી શકીએ છીએ. ભારતીય યુદ્ધને છઠ્ઠે દિવસે ભીષ્મે આવો વ્યૂહ ગોઠવેલો.

(૮) શ્યેન—सूक्ष्मग्रीवं मध्यपुच्छं स्थूलपक्षं तु पंक्तिशः । बृहत्पक्षं मध्यगलपुच्छं श्येनं मुखे तनु ॥

આગળ એક રથ, પાછળ સાત હાથી, ત્રીશ ઘોડેસવાર અને સો પાયદળ; બાજુએ બાલાઘત; મધ્યમાં આઠ રથ, ત્રીશ ઘોડેસવાર અને બે હાથી, આવી સૈન્યની રચના તે શ્યેનવ્યૂહ. આ રચનામાં આગળ ચાંચ, બન્ને બાજુએ પસારેલી પાંખ, પાછળ પગ અને છેડે પૂછડી હોઇને આખા સૈન્યનો મોરો ગમે ત્યાં ફેરવી શકાય છે. કાકવ્યૂહ, બલાકાવ્યૂહ અને ક્રૌંચવ્યૂહના નાશ માટે આ વ્યૂહ રચવામાં આવે છે. આ વ્યૂહમાં ઘોડેસવારોની ભરતી વધારે હોય છે, કેમકે તે છૂટા હોઇને ગમે ત્યાં ગમે તે વખતે ઊતરીને ઝડપ મારવામાં ઉપયોગી થાય છે. પાંડવોએ પાંચમે દિવસે આ વ્યૂહ રચ્યો હતો. શ્રી શિવાજી મહારાજ પોતાના ઘોડેસવારોનો ઉપયોગ આ રીતેજ—ગમે તે વખતે ગમે ત્યાં ઉતારીને—કરતા હતા.

(૯) ગરુડ—શ્યેનવ્યૂહના જેવો જ આ વ્યૂહ છે. પણ આનો વિસ્તાર વધારે હોય છે. રામાયણમાં જણાવેલું છે કે સુગ્રીવે સમુદ્ર ઊતરીને સૈન્ય લંકા પાસે ગયું તે વખતે ગરુડવ્યૂહના ધોરણે તે સૈન્યને ગોઠવ્યું હતું.

द्वारमाश्रित्य लंकायाः रामस्तिष्ठति सायुधः ।
गरुडव्यूहमास्थाय सर्वतो हरिभिर्वृतः ॥ १२

(યુ. સ. ૩૦)

અહીં એ ધ્યાનમાં રાખવું કે સુગ્રીવનું બધું સૈન્ય પાયદળ જ હતું.

रामरावणयोर्युद्धे हरयो वै पदातयः ॥ १४

(શાં. અ. ૯૫)

પણ આ ઉપરથી સુગ્રીવના સૈન્યમાં કેવી શિરત હતી તે જણાઇ આવે છે.

ભારતીય યુદ્ધને બારમે દિવસે દ્રોણાચાર્યે ગરુડવ્યૂહ રચ્યો હતો. હાલનાં આરમારી કે વૈમાનિક યુદ્ધમાં જ્યાં સૈન્ય છૂટાં છૂટાં અને થોડાં હોય છે પણ તેને કેન્દ્રીભૂત અને ચપળ રાખવાની જરૂર લાગે છે ત્યાં આવો વ્યૂહ કરવાનો હોય છે.

(૧૦) પુષ્કરિણી—ચારે તરફ પગથિયાં વાળા હોજની પેઠે સૈન્યની રચના કરવી તે પુષ્કરિણી. આવી રચના બચાવ માટે ઉપયોગી છે. આપણે હલ્લો ન કરતાં માત્ર બચાવ કરતા રહીને શત્રુને થકવી નાખવાનો હોય ત્યારે

આવો વ્યૂહ રચે છે અને સંધિ મળતાં જ આ વ્યૂહ તોડીને તેની 'માલાકાર' રચના કરીને શત્રુને ઘેરી લેવાય છે. વૉટર્લુની લડાઇમાં ડયુક ઑફ વેલિંગ્ટને આ વ્યૂહ રચ્યો હતો અને સંધિ મળતાં જ આ વ્યૂહ તોડીને 'માલાકાર' સૈન્ય બનાવીને નેપોલિયનનો પરાભવ કર્યો હતો.

આ સિવાય **બલાકા, અગ્નિ, સિંહ**, કાક, વગેરે અનેક વ્યૂહ છે. **બલાકા** વ્યૂહને **શલાકા કે સૂચીમુખ** પણ કહે છે. એ વ્યૂહ લૉર્ડ કિચનરે ટ્રાન્સવાલની લડાઇમાં બોઅર સૈન્યને ઘેરવા માટે રચ્યો હતો. **અગ્નિવ્યૂહ** યુરોપના છેલ્લા મહાયુદ્ધ વખતે વાર્સો વગેરે કિલ્લાઓને ઘેરવામાં જર્મન સેનાપતિએ રચ્યો હતો.

### વ્યૂહભેદ.

सैन्यमल्पं बृहद्वापि दृष्ट्वा मार्गं रणस्थलम् ।
व्यूहैर्व्यूहेन व्यूहाभ्यां संकरेणापि कल्पयेत्॥
भेत्तुकामः परानीकं संहतैरेव भेदयेत् ।
भेदरक्षापरेणापि कर्तव्या संहतिस्तथा ॥

શત્રુનો વ્યૂહ ભેદવાનો હોય ત્યારે શત્રુ ઉપર ચડી જવાનો માર્ગ અને આપણો પાછલો માર્ગ (આપણને મદદ મળવાનો માર્ગ) એ બંને માર્ગ લક્ષમાં લઇને તથા રણસ્થળ આપણને અનુકૂળ છે કે નહીં તેનો વિચાર કરીને, શત્રુની જોડે પ્રતિવ્યૂહ રચીને લડવું. પ્રતિવ્યૂહ રચવામાં સમય પ્રમાણે કદાચ અનેક વ્યૂહ રચવા પડે. ભારતીય યુદ્ધ વખતે આવા અનેક વ્યૂહ એક જ દિવસે કરવા પડેલા. છટ્ઠે દિવસે શરૂઆતમાં પાંડવોએ મકરવ્યૂહ રચેલો, પણ પછીથી બપોર પછીના વખતે અભિમન્યુને આગળ કરીને ભીમસેનને મદદ કરવા માટે 'સૂચીમુખ વ્યૂહ કર્યો હતો.



ते कृत्वा समरव्यूहं सूचीमुखमरिन्दमाः ।
विभिदुर्धार्तराष्ट्राणां तद्रथानीकमाहवे ॥

(ભી. અ. ૭૭)

તે જ પ્રમાણે તેરમે દિવસે દ્રોણાચાર્યે જ્યારે ચક્રવ્યૂહ રચ્યો ત્યારે સવારમાં પાંડવ સૈન્યે જુદો વ્યૂહ ગોઠવ્યો હતો, પણ પછી ચક્રવ્યૂહમાં પ્રવેશ કરવા માટે તથા આગળ અભિમન્યુના અને પાછળ યુધિષ્ઠિરના રક્ષણ માટે સર્વતોમુખ વ્યૂહ રચવામાં આવ્યો. એ સર્વતોમુખ વ્યૂહ માટે જણાવેલું છે કે, अमार्गश्चाष्टवलयी गोलकः सर्वतोमुखः ॥ જેમાં અષ્ટ વલય હોય, જે ગોળ હોય અને જેમાં પેસવાનો માર્ગ ન હોય, તે સર્વતોમુખ વ્યૂહ.

શત્રુની જોડે લડવામાં શિસ્ત બરાબર પાળવી અને સંઘથી જ લડવું, એમ શાસ્ત્રકારો કહી ગયા છે.

व्यूहानां च समारम्भान् दैवगान्धर्वमानुषान् ।
तैरहं मोहयिष्यामि पाण्डवान् व्येतु ते ज्वरः ॥

(ઉ. પ. અ. ૧૬૫-૧૦)

ભીષ્માચાર્યને સેનાપતિ પદનો અભિષેક થયો તે વખતે દુર્યોધનને હિમ્મત આપવા માટે તેમણે જે ભાષણ કર્યું તેમાં ઉપરનો શ્લોક આવેલો છે. એ શ્લોકમાં દેવ, ગંધર્વ અને મનુષ્યના વ્યૂહો હું જાણું છું, એમ ભીષ્માચાર્ય કહે છે. એ ઉપરથી વ્યૂહવિદ્યા એ અનેકોના અનુભવનું ફળ હોય એમ જણાય છે. તેથી જ વ્યૂહવિદ્યાને વ્યૂહશાસ્ત્ર તરીકે મહાભારતમાં ગણાવેલી છે.

व्यूहं त पूरयामासुर्व्यूहशास्त्रविशारदाः ॥

(ભી. અ. ૮૭–૨૦)

અર્થાત્ ભારતીય આર્યો આ વિદ્યાને પરિણતાવસ્થા સુધી લઇ ગયા હતા એમ જણાય છે. એના ઉપર ખુશાથી એક સોપપત્તિક સ્વતંત્ર ગ્રંથ લખી શકાય.

## સૈનિકોનું શિક્ષણ.

शस्त्रसन्धानविक्षेपः पदादिन्यासतः कला ।
गजाश्वरथगत्या तु युद्धसंयोजनं कला ॥
सारथ्यं च गजाश्वादेर्गतिशिक्षाकला स्मृता ।
वाद्यसंकेततो व्यूहरचनादि कला स्मृता ॥
संध्याघाताकृष्टिभेदैर्मल्लयुद्धं कला स्मृता ।
कलापंचकमेतद्धि धनुर्वेदागमे स्थितम् ॥
आदानमाशुकारित्वं प्रतिदानं चिरक्रिया ।
कलासु द्वौगुणौ ज्ञेयौ द्वे कले परिकीर्तिते ॥

(શુક્ર. અ. ૪, પ્રક. ૩)

સૈનિકોને કયા કયા વિષયો શીખવવા અને સૈનિકોએ શીખીને કેવા તૈયાર થવું, એ સંબંધમાં શુક્રાચાર્યે ઉત્કૃષ્ટ વર્ણન આપેલું છે. "પવિત્રા પ્રમાણે બરાબર ઊભા રહેવું, અને કવાયત વખતે સૈનિકોએ પગ બરાબર પાડવા, તેનું નામ પદન્યાસ. શસ્ત્રો બરાબર ગ્રહણ કરતાં અને ચલાવતાં આવડે તે કળા. ઘોડા, રથ અને હાથીને લડાઇનું ઉત્તમ શિક્ષણ આપવું તે બીજી કળા. ઘોડા અને હાથીનું સારથીપણું કરવું તે ત્રીજી કળા. વ્યૂહરચના વગેરે વખતે ઉત્તમ રીતે વાદ્યો બજાવવાં તે ચોથી કળા. અને શત્રુને મર્મસ્થાનમાં આઘાત કરીને તેને કુસ્તીમાં મારવો તે પાંચમી કળા. આવી પાંચ કળા ધનુર્વેદમાં જણાવેલી છે. કળા એટલે કોઇપણ કામ જલદી જલદી કરવું અને ઘણો વખત કરવું".

આ રીતે સૈન્યનું બાહ્યાંગ જણાવ્યું. હવે તેના અંતરંગ માટે લખીએ.

शारीरं हि बलं शौर्यबलं सैन्यबलं तथा ॥
चतुर्थमास्त्रिकबलं पञ्चमं धीबलं स्मृतम् ।
षष्ठमायुर्बलं त्वेतैरुपेतो विष्णुरेव सः ॥

સૈન્યના માણસો હૃષ્ટપુષ્ટ અને કષ્ટ સહન કરી શકે તેવા હોય, એ તે સૈન્યનું શરીરબળ. તેઓ શૂરવીર હોય એ તેમનું શૌર્યબળ. તેમનામાં સર્વ પ્રકારની વ્યવસ્થા અને સંપ હોય એ તેમનું સૈન્ય બળ અને ચોથું અસ્ત્ર બળ, એટલે શત્રુ કરતાં આપણાં અસ્ત્રો વધારે તીક્ષ્ણ હોય અને તે નિરંતર તૈયાર હોય. પાંચમું બુદ્ધિ બળ એટલે શત્રુના દાવ પેચ જાણવાની અને તેને ઊલટાવી નાખવાની બુદ્ધિ, અને છઠ્ઠું આયુર્બળ. સૈન્યમાં સૈનિકોની સતત ભરતી થતી રહે તે સૈન્યનું આયુર્બળ. આવી સતત ભરતી પ્રજા સુખી હોય અને પ્રજાને સૈનિક શિક્ષણ મળતું રહે ત્યારે જ થાય. પ્રજા સુખી ક્યારે કહેવાય કે જ્યારે પ્રજાનું આંતર્બાહ્ય શત્રુઓથી રક્ષણ થાય અને વ્યવસ્થિત કારભારના યોગે પ્રજાની ઉન્નતિ થાય. આ રીતે પ્રજા સુખી હોય અને તેને સૈનિક શિક્ષણ મળે એ સિવાય તેનું આયુર્બળ વધવું શક્ય જ નથી. સૈન્યની આટલી તૈયારી જે કરે તે વિષ્ણુ અગર પ્રત્યક્ષ ઇશ્વર જ ગણાય.

## સૈન્યમાં નાચ અને ગાયન.

श्रावयेत् सैनिकान्नित्यं धर्मं शौर्यविवर्धनम् ।
सुवाद्यनृत्यगीतानि शौर्यवृद्धिकराण्यपि ॥

(શુ. અ. ૫–૮૬)

સૈનિકોમાં શૌર્ય વધારવા પરાક્રમની કથાઓ તેમને સંભળાવવી જોઇએ તથા ઉત્તમ વાદ્યો, નાચ અને ગાયનો પણ સંભળાવવાં જોઇએ. એટલે કે શૌર્યવૃદ્ધિકારક વાઙ્મય, નાચ, ગાયન અને વાદ્યોનો અભ્યાસ સૈન્યમાં ચાલવો જોઇએ. આ બધાં મનોરંજક સાધનો છે. સૈનિકોના શરીરની પેઠે મનની પણ કાળજી રાખવી જોઇએ. મનુષ્યના મન અને દેહ બંનેને શિક્ષણ મળવું જોઇએ. વાદ્યના અનેક ભેદ છે. કવાયત વખતે બજાવવાનાં, લડાઇ વખતે બજાવવાનાં, શોક વખતે બજાવવાનાં અને મનરંજન માટે બજાવવાનાં. નાચમાં પણ વીરનાચ જ જોઇએ. ભારતીય મુખ્ય યોદ્ધો અર્જુન તે નૃત્યકલા સારી જાણતો હતો એ હકીકત સુપ્રસિદ્ધ છે.

स च गान्धर्वमखिलं माद्यामासे मां नृप ॥

(વનપર્વ)

ભીષ્મ પિતામહ યુદ્ધમાં નાચતા હતા.

स नृत्यन् वै रथोपस्थे दर्शयन् पाणिलाघवम् ॥

(ભી. અ. ૫૯–૨૨)

પાંડવોના સૈન્ય ઉપર હલ્લો કરતાં ભીષ્મ પિતામહ રથમાં નાચતા હતા; એ વખતે બાણોનો જાણે વરસાદ વરસતો હતો, ભીષ્મનું ધનુષ્ય એ વખતે ગોળ ચક્રાવો લેતું ફરતું હતું અને પિતામહ ઘડીક ઉત્તરે તો ઘડીક દક્ષિણે અને ઘડીક પશ્ચિમે તો ઘડીક પૂર્વમાં ઝૂકેલા જણાતા હતા.

બીજા પણ અનેક યોદ્ધાનાં નૃત્યોનાં વર્ણન ભારતીય યુદ્ધમાં લખેલાં છે. એટલું જ નહીં, પણ સત્તરમા દિવસે કર્ણે રચેલો વ્યૂહ જ જાણે નાચતો હોય એમ લાગતો હતો એવું પણ લખેલું છે.

नृत्यतीव महाव्यूहः परेषां भयमादधत् ॥

(ક. અ. ૪૬–૨૭)

યુદ્ધદેવતા મહાદેવ, કાર્તિકસ્વામી અને ગણપતિ પણ નૃત્યો માટે પ્રખ્યાત હતા. ઋગ્વેદમાં પણ યુદ્ધનાં નૃત્યોનો ઉલ્લેખ છે; એટલી નૃત્યકલા પ્રાચીન છે. (જુઓ વ્યા. ગ્રા. ખંડ ૧ પૃ. ૧૦ થી ૧૨.) વૃષ્ણિઓની નૃત્યકલાનું વર્ણન હરિવંશ અ. ૧૪૬ માં આવેલું છે. સિકંદર બાદશાહ હિંદુસ્તાનમાં આવ્યો તે વખતના ઇતિહાસનો લેખક એરિયન તે વખતનાં પ્રજાસત્તાક રાજ્યો સંબંધે લખે છે કે "આ પ્રજાસત્તાક રાજ્યો નૃત્ય અને ગાયનનાં પ્રેમી છે".

આ બધા ઉપરથી ભારતીયોમાં નૃત્યકલા કેવી હતી તેનું દિગ્દર્શન થઇ આવે છે. હાલની વ્યવસ્થામાં ખાસ કરીને વીરનૃત્યો શરૂ થવાની જરૂર છે.

સૈનિકોએ ગાયન કેવાં ગાવાં, તે સંબંધમાં કૌટિલ્યે લખેલું છે:—

जातिसंघकुलकर्मवृत्तस्तवं च योधानां वर्णयेयुः ॥

(અધિ. ૧૦–૩–૪૭)

જાતિ (ક્ષત્રિય વગેરે), સંઘ (અનેક લોકસત્તાક રાષ્ટ્રો પૈકી જે એકસંપીમાં હોય તેઓનો સમુદાય), કુળ (દેશના રહીશ), કર્મ (જીવન વૃત્તાંત), અને વૃત્ત (સદાચાર), એ વિષયનાં ગાયનો ગાવાં. તે સૂતે ગાવાં. સૂત એટલે અહીં ઇતિહાસવેત્તા એવો અર્થ છે. ભાટ લોકોએ પણ આવાં ગાયનો ગાઇને યોદ્ધાઓની સ્તુતિ કરવી. ભારતીય યુદ્ધમાં યુદ્ધ આટોપાયા પછી સંધ્યાકાળે વીરગાયન અને વાદન ચાલતાં હતાં.

गीतवादित्रशब्देन व्यक्रीडन्त यशस्विनः ॥

(બી. અ. ૮૬–૫૫)

મહારાષ્ટ્રમાં પોવાડા બોલાય છે તે વીર ગાયનનો જ એક પ્રકાર છે.

## સૈન્યના ખેલો.

તે વખતે સૈન્યમાં હાથી, ઘોડા અને રથ હતા. એટલે હાથીની સાઠમારી, ઘોડાની શરતો, હાથીની શરતો તથા પાયદળોની કુસ્તીઓ વગેરે ખેલ ખેલાતા હોય એ સ્વાભાવિક છે. રથોની શરતો ગોઠવવી એ ચાલ ભારતીયોમાં ઘણો પ્રાચીન છે. તૈત્તિરીય સંહિતા અને બ્રાહ્મણ ગ્રંથોમાં તે સંબંધી વર્ણનો છે. વાજપેય યજ્ઞના વખતે સત્તર રથને ઘોડા જોડીને તેની શરત ગોઠવી હતી. એ શરતની લંબાઇ આશરે સાડાત્રણ માઇલ હતી. એ વખતે સત્તર નગારાં એક સાથે વગાડીને આ શરતને ઉત્તેજન આપતાં હતાં. રાજસૂય યજ્ઞમાં પણ રથોની દોડાદોડ થતી જણાવેલી છે. છાંદોગ્ય ઉપનિષદમાં પણ આવી શરતોનો ઉલ્લેખ છે.

જરાસંધની છાવણી યમુનાના તીર ઉપર પડેલી હતી તેમાં સંધ્યાકાળે સૈનિકોની કુસ્તીઓ થતી તેનું ગાર્ગી સંહિતામાં જણાવેલું છે.

जरासन्धो मागधेन्द्रो दिग्जयाय विनिर्गतः।

यमुनानिकटे तस्य शिबिरोऽभूदितस्ततः ॥

હાથીની જોડે પણ લડાઇઓ થતી, એ ઇતિહાસ પ્રસિદ્ધ છે. તેમ જ વીરોનાં દ્વંદ્વ યુદ્ધો થતાં એ પણ ઇતિહાસપ્રસિદ્ધ છે. કર્ણે દ્વંદ્વ યુદ્ધ માટે અર્જુન પાસે માગણી કરેલી; અને જરાસંધ અને ભીમસેન વચ્ચે પણ દ્વંદ્વ યુદ્ધ થયેલું. યુરોપમાં ક્રિશ્ચિયનોમાં પણ દ્વંદ્વ યુદ્ધ થતાં હતાં. ઇંગ્લંડમાં પણ સો વર્ષ પહેલાં દ્વંદ્વ યુદ્ધ થાતા હતાં.

શિલ્પશાસ્ત્રમાં નગરરચના જણાવેલી છે તેમાં સાર્વજનિક કામ માટે એકંદર નવ જગ્યા રાખવા જણાવેલું છે. તેમાં 'બલાશોક' એટલે સૈન્યોની કવાયતો તથા ખેલો જોવા માટેનો મંડપ હોવો જોઇએ એમ કહેલું છે.

## વીરોનો ઇતિહાસ.

સૈનિકોએ વીર પુરુષોનો ઇતિહાસ વાંચવો, સાંભળવો તથા ગાવો જોઇએ. લવ અને કુશે રામનો આવો જ ઇતિહાસ ગાયેલો તે બધા જાણે છે. હાલમાં જે રીતે વીરોનાં કૃત્યો (ચરિત્રો) લખવામાં આવે છે તેવી જ રીતે પ્રાચીન કાળમાં પણ લખાતાં હતાં. બોઅર લોકોના અચૂક લક્ષ્ય માટે એમ કહેવામાં આવે છે કે એક બોઅર વીર દસ ગોળીઓ છોડે, તો તે નવ નહીં પણ અગિયાર પ્રાણ લે જ. તે જ પ્રમાણે કાશી અને વિદેહ દેશના ક્ષત્રિય કુમારો માટે બૃહદારણ્યકમાં જણાવેલું છે.

यथा काश्यो वा वैदेहो वोग्रपुत्रउज्ज्यं

धनुरधिज्यं कृत्वा ।

द्वौ बाणवन्तौ सपत्नातिव्याधिनौ

हस्ते कृत्वोपतिष्ठेत् ॥

(બૃહ૦ ૩–૮–૨)

એ કુમારો ધનુષ્યની છોડેલી દોરી ઘણી ત્વરાથી બાંધી લેતા અને શત્રુને અત્યંત બાધક કરે એવાં તીક્ષ્ણ અણીનાં બાણ અચૂક છોડતા.

બીજા પણ દેશના લોકો કેવા લડવૈયા હતા તેની વિગત મહાભારતમાં આપેલી છે.

प्राच्या मातंगयुद्धेषु कुशलाः कूटयोधिनः ।

तथा यवनकांबोजा मथुरामभितश्च ये ॥

एतेऽश्वयुद्धकुशला दाक्षिणात्यासिचर्मिणः ।
सर्वत्र शूरा जायन्ते महासत्त्वा महाबलाः ॥
(શાં. અ. ૧૦૧)

પ્રાચ્ય દેશના (અંગ, પુણ્ડ્ર, સુહ્મ, કામરૂપ, અને કલિંગના) લોકો હાથી યુદ્ધમાં નિપુણ છે. અને ગનિમી કાવાદાવાથી લડે છે. પશ્ચિમના યવન, કાંબોજ (પામીર), તથા મથુરાની આસપાસના લોકો ઉત્તમ ઘોડેસવાર છે. અને દક્ષિણના લોકો તલવાર બહાદુર છે. એ રીતે હિંદુસ્તાનના બધા પ્રાંતોમાં શૂરવીર અને બળવાન લોકો છે. સ્થળસંકોચને લીધે આ વિષય હવે અમે આટલેથી જ અટકાવી દઈએ છીએ.





હે શ્રી સર ગંગાધર ગણેશ પટવર્ધન, કે સી આય ઈ
રાજાસાહેબ, મિરજ (સિનિયર)

॥ શ્રીગજાનન પ્રસન્ન ॥

# મલ્લવિદ્યાશાસ્ત્ર





(૧) ભીમસેની (૨) હનુમન્તી (૩) જાંબુવન્તી (૪) જરાસંધી કુસ્તી.

## ઉપોદ્ઘાત.



**મરદાની** ખેલોમાં કુસ્તીનો ખેલ ઘણો મહત્ત્વનો છે. એ હિંદુસ્તાનવાસીઓનો મુખ્ય રાષ્ટ્રીય ખેલ છે. હિંદુસ્તાનના પ્રત્યેક વિદ્યાર્થીએ એનો અભ્યાસ કરીને પોતાનું શરીરસામર્થ્ય સુધારવું જોઇએ. કસરતની દૃષ્ટિથી જોતાં પણ તેમાં કસરત ઘણી ઉત્તમ પ્રકારની થાય છે. શરીરના બધા સ્નાયુઓ અને શરીરની બધી-જુદી જુદી ઇંદ્રિયો એ કુસ્તી ખેલતાં કસાઇને મજબૂત અને કાર્યક્ષમ બને છે. કુસ્તીના વ્યાયામથી શરીર જેવું તૈયાર થાય છે તેવું બીજી કોઇ કસરતથી થતું નથી, એવો યુરોપિયન વ્યાયામશાસ્ત્રજ્ઞોનો પણ મત છે. વળી આ કુસ્તીની વિદ્યા એવી વિચિત્ર છે કે તેને જાણનારો ઓછી શક્તિવાળો માણસ પણ વિશેષ શક્તિવાળા પ્રતિસ્પર્ધી ઉપર જય મેળવી શકે છે. કુસ્તી ખેલવાથી એકલું શરીર જ તૈયાર થાય છે, એમ નહીં; પણ તેનું મન પણ તેટલું જ કાર્યક્ષમ બને છે. તેના અંતઃકરણમાં ઉત્તમ

—: લેખક :—



કે. શ્રી. સર ગંગાધર ગણેશ પટવર્ધન,
કે. સી. આય. ઈ.,
રાજસાહેબ, મિરજ (સિનિયર).

પ્રકારનો આત્મવિશ્વાસ ઉત્પન્ન થાય છે. ઉપરાંત સમયસૂચકતા, હિમ્મત, આક્રમણશીલતા વગેરે અનેક પ્રકારના ગુણો પણ કુસ્તી ખેલતા રહેવાથી સંવર્ધન પામે છે. વળી તેમાં કોઇ પણ પ્રકારનાં સાધનની જરૂર પડતી નથી. ઘણી વખત કુસ્તી ખેલનારો માણસ પ્રતિસ્પર્ધીના હાથનું હથિયાર એકાએક ખેંચી લઇને તેના ઉપર પણ જય મેળવી શકે છે. જમૈયાની કુસ્તી, ચાકુની કુસ્તી, બિનોટ, લાકડીના દાવ, તલવારના દાવ વગેરે પ્રકારના ખેલોમાં પણ મુખ્ય ભાગ કુસ્તીનો જ છે. તેટલા માટે, આ કુસ્તીના ખેલનો ઉપયોગ તરુણોએ અવશ્ય કરવો જોઇએ.

સુભાગ્યે આપણા પૂર્વજોએ આ કુસ્તીની કલા ઘણી જ ઊંચી કોટિએ પહોંચાડેલી છે. વેદકાળથી જ હિંદુસ્તાનમાં મલ્લવિદ્યાનો પ્રચાર છે. શ્રીકૃષ્ણ, ભીમસેન વગેરે પૌરાણિક અનેક મહાન્ વિભૂતિઓએ આ વિદ્યામાં ઉત્તમ પ્રકારનું પ્રાવીણ્ય મેળવ્યું હતું એમ ઇતિહાસ ઉપરથી જણાય છે. હાલ પણ કુસ્તી જોવાને હજારો માણસો એકઠાં થાય છે. છેક આધુનિક સમયમાં પણ **ગુલામ, ગામા** વગેરે હિંદી મલ્લોએ જગતના મલ્લોમાં પહેલો નંબર મેળવેલો છે, અને તે હજુ સુધી પણ કાયમ રાખેલો છે. આવા મહત્ત્વના મરદાની ખેલની સંપૂર્ણ માહિતી અમે પૂરેપૂરી વિગતથી **મલ્લવિદ્યાશાસ્ત્ર** ખંડ ૧ અને ૨ માં સચિત્ર આપેલી છે. તે માહિતીની પુનરુક્તિ **વ્યાયામજ્ઞાનકોશમાં** ન થાય, તેટલા સારુ આ વિષય અહીં અમે જુદી જ તરેહથી લખ્યો છે. કુસ્તી શીખનાર અને શીખવનારને સુગમ પડે તે હેતુથી મલ્લવિદ્યાશાસ્ત્રના તે પુસ્તકમાં રમનારની ઊભા રહેવાની સ્થિતિને અનુસરીને એને લગતા દાવોની માહિતી આપેલી છે, જ્યારે અહીં ફક્ત કુસ્તીના એ દાવોનો હેતુ લક્ષમાં રાખીને તે દાવોના જુદા જુદા ભાગ બતાવેલા છે.

આપણા દેશના પુષ્કળ સુશિક્ષિત માણસોની એવી સમજ થઇ ગઇ છે કે ખરી કટોકટીના વખતે જાપાની કુસ્તી (જુજુત્સુ) વિશેષ ઉપયોગી નીવડે છે. તેનું કારણ એ છે કે એ જાપાની કુસ્તીમાં પ્રતિસ્પર્ધીને શિથિલ કરવાના કે જખમી કરવાના પ્રકારના અનેક દાવ આપેલા છે. તે પ્રકારના દાવ આપણી દેશી કુસ્તીઓમાં આવતા જ નથી, એમ તેઓ કહે છે. પણ આ સમજ ઘણી જ ભૂલ ભરેલી છે. આપણી મલ્લવિદ્યામાં પ્રતિસ્પર્ધીને શિથિલ કે જખમી કરવાના, કે તેના પ્રાણ લેવાના પણ અનેક દાવ છે; પરંતુ તે દાવોનો ઉપયોગ દરરોજ રમનારાની કુસ્તીમાં કરવા દેવો ઇષ્ટ ન લાગવાથી તે દાવો કરવાની મનાઇ કરેલી છે. વળી, ગમે તે વિદ્યાર્થીઓને તેવા દાવો શીખવવામાં આવે, તો તેનો દુરુપયોગ પણ થવાનો સંભવ; તેથી એ (હાનિકારક) દાવો યોગ્ય વિદ્યાર્થી જોઇને તેને જ શીખવવામાં આવે છે. અને એ જ કારણથી હંમેશના (સામાન્ય) કુસ્તીના દંગલોમાં એ પ્રકારના દાવો રમાતા જણાતા નથી. જાપાનની કુસ્તીનાં સચિત્ર પુસ્તકો છપાયલાં છે, તેમાં એ પ્રકારના પુષ્કળ દાવો આપેલા હોય છે. તે વાંચીને સુશિક્ષિત લોકોની ઉપર જણાવ્યા પ્રમાણે સમજ થયેલી હોવી જોઇએ. આપણામાં એ પ્રકારના દાવોને **નેસ્તીના** દાવ કહેવામાં આવે છે.

કુસ્તીના જે જુદા જુદા દાવ છે તેનો એકંદર વિચાર કરતાં તેના ચાર ભાગ થાય છે :—(૧) **ભીમસેની (શક્તિના દાવ)**-કેવળ શક્તિથી જ થતા દાવ. (૨) **હનુમંતી**–(યુક્તિના દાવ)–ખરેખરા દાવ આ જ છે. આ દાવોને લીધે ઓછી શક્તિવાળો માણસ વધારે શક્તિવાળા પ્રતિસ્પર્ધીને ચીત કરી શકે છે. (૩) **જાંબુવંતી**–(બંધના દાવ)–પ્રતિસ્પર્ધીને ચીત ન કરતાં તેના હાથપગ બાંધીને તેને

પોતાના તાબામાં લેવાના દાવ અને (૪) જરાસંધી-(નેસ્તીના દાવ)-હાથપગ ભાંગવાના અને પ્રતિસ્પર્ધીનો જીવ લેવાના દાવ.

કુસ્તીના દરેક દાવ આ ચાર પ્રકાર પૈકી કોઇ પણ એકમા આવી જાય છે શક્તિના દાવો ગામડાના અડાણી કુસ્તી ખેલનારાઓ બહુ કરે છે. સારા ઉસ્તાદ પાસે શીખવાની તક ન મળવાથી કેવળ શક્તિના જોર ઉપર આવા લોકો પ્રતિસ્પર્ધીને ચીત કરવાનો પ્રયત્ન કરે છે. એને 'દાવ' નામ આપવુ પણ યોગ્ય નથી. છતાં આવા પ્રકારના અડાણી લોકોના ખેલ પણ દંગલોમા થાય છે. તેથી જ તેના કેટલાક નમૂના 'શક્તિના દાવ' તરીકે અહીં આપેલા છે. ત પછી ખરેખર (યુક્તિના) દાવોના કેટલાક નમૂના આપેલા છે. તેમા નમૂના દાખલ એક બે મારુળો પણ આપેલી છે. બને રમનારા સરખા કુશળ હોય તો તેના દાવ તેઓ એક પછી એક એકસરખા કેમ કરી બતાવે છે તે જાણવા માટે એ નમૂના આપેલા છે તે પછી 'બંધના દાવ' આપેલા છે આપણે ત્યા હાલની પ્રચલિત કુસ્તીઓમા પ્રતિસ્પર્ધીને ચીત કરવો એને જ મુખ્ય ધ્યેય ગણવામા આવે છે. એટલે એ બંધના દાવોને વધારે મહત્ત્વ અપાતુ નથી કેમ કે એ દાવોથી પ્રતિસ્પર્ધી બંધાઇ જાય, પણ ચીત થતો નથી, અને ચીત થાય નહીં ત્યાં સુધી કુસ્તી પૂરી થઇ ગણાય નહીં. એમ છતા પણ વિશેષ પ્રસંગે આ બંધના દાવો ઉપયોગી થઇ પડે તેવા છે. માટે તેના પણ થોડા નમૂના આપેલા છે. અને ચોથા 'નેસ્તીના દાવ' બાબત તો ઉપર જણાવેલુ જ છે.

આ રીતે અહીં આપેલી કુસ્તીની માહિતી વાચકોને તદ્દન નવી તરેહની અને ઉપયોગી જણાશે એવી અમારી ખાત્રી છે પુનાના પ્રસિદ્ધ કુસ્તીબાજ **ગુલામ દસ્તગીરે** આ ઘણાખરા દાવોના ચિત્રો આપેલાં છે. એટલે તે શાસ્ત્રીય દૃષ્ટિએ બરોબર આપેલાં છે એ કહેવાની જરૂર જ નથી. જ્ઞાનકોશમા અનેક વિષયોની માહિતી આવવાની હોવાથી કુસ્તીની આ માહિતી ટૂંકામાં આપવી પડી છે. જનતારૂપી જનાર્દનની આ અલ્પ સેવા માન્ય થાય એવી શ્રી ગજાનનના ચરણમાં પ્રાર્થના છે.

આ વિષયની સંપૂર્ણ માહિતી જેને જોઇતી હોય, તેને સારુ આ વિષયનો સ્વતંત્ર ગ્રંથ છપાયલો તૈયાર જ છે, તેનો ઉપયોગ કરીને તેઓએ તે મેળવવી. છતા પણ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે આ વિષયની ગમે તેટલી માહિતી પુસ્તકમા આપવામાં આવેલી હોય તો પણ જાણીતા ઉસ્તાદ પાસેથી આ વિષય શીખવાની જરૂર તો રહે છે જ.

## ૧ ભીમસેની કુસ્તી (શક્તિના દાવ).



**લંગોટનો નિકાલ-પ્રકાર પહેલો**-(દાવ નં. ૧):—બંને રમનાર જમણા પવિત્રાથી સામસામે ઊભા હોય તેમાંથી એકે (આપણે) ચિત્ર નં. ૧ પ્રમાણે આગળ ધપીને આપણા ડાબા હાથથી બીજાની (સામાની) કમર પકડવી અને આપણો જમણો હાથ તેના બંને પગની વચમાંથી લઇને લંગોટની નીચે ઘાલવો. પછી તેને (સામાને) આપણી છાતીથી પાછળ ધકેલવો અને બંને હાથવડે એકદમ જોર કરીને તેને ચિત્ર નં. ૨ પ્રમાણે ઉપર ઊંચકવો. તે પછી ચિત્ર નં. ૩ પ્રમાણે તેનું માથું નીચે અને પગ ઊંચે કરીને તેને જમીન ઉપર પાડીને ચિત્ર નં. ૪ પ્રમાણે




દાવ નં. ૧

ચિત્ર સં. ૧–૪



ચિત્ર નં. ૧

**લંગોટનો નિકાલ–પ્રકાર બીજો–(દાવ નં ૨).—** સામેનો માણસ આપણી સામે ઊભો હોય, તેની જમણી બગલ નીચે આપણે ડોકું ઘાલી આપણા જમણા હાથથી તેની કમર ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવી. પછી આપણો ડાબો હાથ તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તેના બંને પગની વચમાં થઈને આગલી બાજુથી અંદર ઘાલવો. તે પછી તેને એકદમ જોરથી ઊંચકીને ચિત્ર નં. ૨ માં બતાવ્યા પ્રમાણે આપણા જમણા ખભા ઉપર લેવો. અને તે પછી તેને એકદમ આગળ નમાવીને ચિત્ર નં. ૩ પ્રમાણે નીચે પાડી ચીત કરવો.



ચિત્ર નં. ૨



ચિત્ર નં. ૩




દાવ નં. ૩

ચિત્ર સં. ૮–૧૦

**લંગોટનો નિકાલ–ઊલટો**–(દાવ નં. ૩):—આપણી ડોક સામેના ભેરુના જમણા હાથ નીચે થઇને ચિત્ર નં. ૧ પ્રમાણે પેલી તરફ લેવી અને આપણો જમણો હાથ તેની પીઠ ઉપર રાખીને તેની કમર પકડવી. તે જ વખતે આપણો ડાબો હાથ તેના બંને પગની વચમાંથી પાછલી બાજુ લઇને તેને આપણા બંને હાથથી મજબૂત પકડવો. અને તે પછી તેના પગ ઊંચે અને માથું નીચે કરીને ચિત્ર નં. ૨ પ્રમાણે તેને ઊંચકવો અને ચિત્ર નં. ૩ પ્રમાણે નીચે પાડી ચીત કરવો.



ચિત્ર નં. ૧

**જડજપ્પા–કમર મોડ–(દાવ નં. ૪):**—રમનારાઓ જમણો પગ આગળ રાખીને ચિત્ર નં. ૧ પ્રમાણે એકમેકના હાથ પકડીને ઊભા રહે, તે વખતે દાવ કરનારે સામાના પકડી રાખેલા હાથ એકદમ છોડી દઇને પોતાના હાથ સામા બેઉની બગલમાં ઘાલવા અને તેને ચિત્ર નં. ૨ માં બતાવ્યા પ્રમાણે જોરથી દાબવો. એમ કરવામાં આગળ જઇ સામાવાળાની પાસે જવું પડે છે, અને તેને પકડવો પડે છે. બે હાથથી તેને સજ્જડ બથમાં લીધા પછી આપણી છાતીના જોરથી તેને પાછળ દાબવો અને હાથથી તેને આપણા તરફ ખેંચવો એટલે તે ચિત્ર નં. ૩ પ્રમાણે પાછળ વાંકો થાય છે તે જ વખતે તેને પાછળ વધારે દાબવો એટલે ચિત્ર નં. ૪ પ્રમાણે તે પાછળ ચીત પડે છે.



ચિત્ર નં. ૨



ચિત્ર નં. ૩



ચિત્ર નં. ૪

દાવ નં. ૪ ચિત્ર સં. ૧૧–૧૪




દાવ ન ૫ ચિત્ર સ. ૧૫–૧૬

લ ગોટનો ટોણુ–નાંગર–લાટ–(દાવ ન ૫) —સામાવાળો ચિત્ર ન ૧ પ્રમાણે આપણી આગળ ઘોડી થઈને ઉભો હોય, તે વખતે આપણે આપણો ડાબો હાથ તેના બ ને પગની વચમા પાછલી બાજુથી ઘાલીને તેના પેટ આગળની ચડ્ડી તે હાથે પકડવી અને આપણો જમણો હાથ તેના પેટ નીચે ઘાલી તેને પકડવો પછી ડાબા હાથથી તેને ચિત્ર ન ૨ પ્રમાણે પાછળથી ઊંચકીને જમીન ઉપર પાડી ચીત કરવો




દાવ નં. ૬ ચિત્ર નં. ૧૭–૧૮

આરેંજ–(દાવ નં. ૬):—સામાવાળો તેના હાથ આપણી બગલની નીચેથી ઘાલીને આપણને પકડી રાખે, તે વખતે આપણે આપણા બંને હાથ તેના હાથની નીચે ઘાલી આપણા જમણા હાથથી આપણા ડાબા હાથનું કાંડું મજબૂત પકડી રાખવું. પછી આપણા બંને હાથ વડે તેના બંને હાથ કોણીની નીચેથી ચિત્ર નં. ૧ પ્રમાણે જોરથી ઉપર દાબવા. તેના બંને હાથ આપણી બગલ નીચે હોય છે તે આપણા બંને હાથ (બાહુ) થી સજ્જડ દબાવી રાખવા અને તેના હાથ જોરથી ઉપર ધકેલવા એટલે તેના હાથને તાણ લાગે છે. પછી આપણું માથું તેની છાતીએ લગાવીને તેને ચિત્ર નં. ૨ પ્રમાણે ઉપર ઊંચકીને જોરથી નીચે તેની પીઠ ઉપર નાખી ચીત કરવો.




દાવ નં. ૭ ચિત્ર સં. ૧૯–૨૦

**ડોક દાબીને ચીત કરવો**–(દાવ નં. ૭):—સામાવાળો ચિત્ર નં. ૧ પ્રમાણે જમીન ઉપર ઘોડીવળીને ઊભેલો હોય, તે વખતે આપણે તેની ડાબી બાજુ ઊભા રહીને આપણો ડાબો હાથ તેની ડોક ઉપર મૂકવો અને આપણો જમણો હાથ તેના બંને પગની વચ્ચે પાછલી બાજુથી ઘાલીને તે હાથ વડે તેની ચડ્ડી પેટ આગળથી પકડવી. પછી આપણા ડાબા હાથ વડે તેની ડોક જોરથી નીચે દાબી જમણા હાથ વડે તેને પાછલી બાજુથી ચિત્ર નં. ૨ પ્રમાણે ઊંચકવો અને તે પછી તે જ પ્રમાણે વિશેષ ઊંચકીને તેને પીઠ ઉપર નાખી ચીત કરવો.




દાવ નં. ૮ ચિત્ર સં. ૨૧-૨૩

**સામેની મોહરીની** ઉખેડ-(દાવ નં. ૮):—સામાવાળો આપણી સામે ઊભો હોય તે વખતે તેની પાસે જઈને આપણા બંને હાથ વડે તેની ચડ્ડી તેની બંને બાજુએ નીચેની બાજુથી આંગળીઓ ઘાલીને પકડવી અને તેને છાતી વડે દબાવીને ચિત્ર નં. ૧ પ્રમાણે ઊંચકવો. પછી તોલ જાળવીને આપણો ડાબો પગ તેના પગ ઉપર પાછલી બાજુથી ચિત્ર નં. ૨ પ્રમાણે મારીને તેને આપણી જમણી બાજુ ધકેલવો અને તેનો તોલ પાછલી બાજુ ગયો કે તેને ચિત્ર નં. ૩ પ્રમાણે પીઠ ઉપર નીચે પાડી ચીત કરવો. સામાવાળાના બંને પગ ઉપર ધકેલાઈ જાય તેમ તેના બંને પગને ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા ડાબા પગ વડે જોરથી લાત મારવી એટલે તેને ચીત કરવાનું સુગમ પડે છે.



गर्त्तीचे डाव.

દાવ ન. ૯ ચિત્ર સં. ૨૪–૨૬

ગોઠણ–(દાવ ન ૯) —ચિત્ર ન. ૧ પ્રમાણે સામાવાળો જમીન ઉપર (ઘોડી થઈને) બેઠેલો હોય, ત્યારે આપણે તેની ડાબી બાજુ જવુ અને આપણી ડાબો ગોઠણ તેની ડોક ઉપર રાખી તેની ડોકને જોરથી નીચે દાબવી તે જ વખતે આપણા ડાબા હાથ વડે તેના જમણા ફૂલા (ધગડા) ઉપરની ચડ્ડી અને જમણા હાથ વડે તેના ડાબા ફૂલા ઉપરની ચડ્ડી પકડી પછી ગોઠણ વડે તેની ડોક નીચે દાબવી અને આપણા બને હાથ વડે તેને પાછની બાજુથી ચડ્ડી પકડીને ચિત્ર નં ૨ પ્રમાણે ઊંચો ઊચકવો અને તેને ચિત્ર ન. ૩ પ્રમાણે ચત્તો પાડીને ચીત કરવો. પછી તેની છાતી ઉપર આપણો ગોઠણ રાખીને તેને દાબી રાખવો




દાવ નં. ૧૦ ચિત્ર સં. ૨૭–૨૮

**ભારીનો નિકાલ**–( દાવ ન. ૧૦ ):—સામાવાળો આપણી સામે ઊભો હોય, ત્યારે આપણા જમણા હાથ વડે તેના બંને હાથ આપણી જમણી બાજુ લઇને ચિત્ર ન. ૧ પ્રમાણે જોરથી પકડવા, પછી આપણો ડાબો હાથ તેની પીઠ તરફથી લઇને તેના બંને પગની વચમાંથી ઘાલવો. પછી આપણા જમણા હાથ વડે તેને છાતી ઉપર ઊંચકવો અને ડાબે હાથે તેને ઉપર ધકેલીને ચિત્ર નં. ૨ પ્રમાણે જમીનથી ઉપર લેવો. પછી તેને જમણા હાથ વડે આપણી બાજુ ખેંચીને જમીન ઉપર ચત્તો પાડીને ચીત કરવો.




દાવ નં. ૧૧ ચિત્ર સં. ૨૯–૩૧

**ચિત્તા પછાડ**—( દાવ નં. ૧૧ ):—આપણે જમીન ઉપર બેઠા હોઇએ, અને સામાવાળો આપણી પીઠ ઉપર હોય, ત્યારે લાગ જોઇને આપણે આપણા બંને હાથો વડે ચિત્ર નં. ૧ પ્રમાણે તેની ડોક પકડવી અને બંને હાથની આંગળીઓ એકમેકમાં ભરાવવી. પછી ચિત્ર નં. ૧ પ્રમાણે જરા ઊંચા થઇને તેની ડોક જોરથી એકદમ નીચે અને આગળ ખેંચવી એટલે તે ચિત્ર નં. ૨ પ્રમાણે આપણી આગળ ખેંચાઇ આવશે. તે તે પ્રમાણે ખેંચાઇ આવે તેટલા માટે આપણે ચિત્ર નં. ૧ પ્રમાણે ઊંચા થયા હોઇએ તેમાંથી એકદમ ચિત્ર નં. ૨ પ્રમાણે નીચા વળી જવું. પછી ફરીને ચિત્ર નં. ૩ પ્રમાણે બેઠા થઇ જઇને તેને જોરથી ખેંચીને આગળ લાવવો અને ચીત કરવો.




દાવ નં. ૧૨ ચિત્ર સં. ૩૨-૩૩

**લંગોટની ઝોળી**–(દાવ નં. ૧૨):—સામાવાળો આપણી સામે જમીન ઉપર બેઠેલો હોય ત્યારે આપણે તેની ડોક આપણા જમણા પગની જાંઘ વડે નીચે દાબવી અને આપણો ડાબો હાથ તેની જમણી બાજુથી પેટ નીચે ઘાલીને તેના બંને પગની વચમાંથી ચિત્ર નં. ૧ પ્રમાણે પાછળ લાવવો. પછી તેને આપણા ડાબા હાથ વડે ચિત્ર નં. ૨ પ્રમાણે ઊંચે ઊંચકીને તેને પીઠ ઉપર પાડી ચીત કરવો.




દાવ નં. ૧૩ ચિત્ર સં. ૩૪–૩૬

બેવડો પટ-(દાવ નં. ૧૩):—સામાવાળો આપણી સામે ઊભો હોય ત્યારે આપણે એકદમ નીચા નમીને ચિત્ર નં. ૧ પ્રમાણે તેની આગળ બેસવું અને આપણા બંને હાથ તેના પગની બહારથી પાછળ લઇને તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તેના બંને પગ ગોઠણની ઉપરની બાજુએ જોરથી પકડવા. આપણી ડોક તેની જમણી તરફ ચિત્ર પ્રમાણે રાખવી. પછી છાતી અને પગથી વિશેષ દાબ આપી તેને ચિત્ર નં. ૨ પ્રમાણે ઊંચકીને ઊભા રહેવું. અને તે પછી તેના પગ આપણી ડાબી બાજુ તરફ ઉપર ખેંચવા અને તેને ઝપાટાબંધ ફેરવીને ચિત્ર નં. ૩ પ્રમાણે ચત્તો કરીને નીચે લાવવો તથા જમીન ઉપર પાડીને ચીત કરવો.







દાવ ન. ૧૪ ચિત્ર સં. ૩૭–૩૮

ઉખાડ–(દાવ નં. ૧૪)·—સામાવાળો આપણી સામે પીઠ કરીને ઊભો હોય, ત્યારે આપણે આપણા ડાબા હાથ વડે તેની કમર પકડવી અને જમણા હાથ વડે તેના જમણા હાથનો દંડ (ઉપરનો ભાગ) ચિત્ર નં ૧ પ્રમાણે પકડવો. આ વખતે આપણે ગોઠણથી જરા નીચે નમેલા રહેવુ પછી એકદમ ગોઠણ ટટ્ટાર કરી દેવા અને તેને આપણી છાતીનો દાબ આપીને ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા ડાબા અગ ઉપર ઊંચકવો. પછી તેનું માથુ નીચે અને પગ ઊંચા રાખીને તેને જમીન ઉપર ચત્તો પાડી ચીત કરવો તેને એકદમ માથાભર નીચે પાડતા તેની ડોકને ઇજા થવાનો સંભવ છે




દાવ નં. ૧૫ ચિત્ર સંખ્યા ૩૯–૪૦

**છાતાના ધક્કા**–( દાવ નં. ૧૫ ):—સામાવાળા આપણા સામે ઊભા હોય ત્યારે આપણે ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા બંને હાથના પંજા તેની છાતી સામે લાવવા અને ચિત્ર નં. ૨ પ્રમાણે તેની છાતી ઉપર જોરથી ધક્કો મારીને તેને પાછળ ચત્તો પાડવો. સામાવાળો પવિત્રા પ્રમાણે ઊભો નહીં હોય અને સીધો જ ઊભો હશે તો તેનો તાલ જલદી જશે (અને તે જલદી પડશે).

## ૨ હનુમંતી કુસ્તી-(યુક્તિના દાવ).




દાવ નં. ૧ ચિત્ર સંખ્યા ૪૧-૪૨

**દસ્તી-**( દાવ નં. ૧ ):—સામાવાળો આપણી આગળ ઊભો હોય ત્યારે તેના જમણા હાથનું કાંડું આપણો ડાબો હાથ અવળો કરીને તથા તે હાથનો અંગૂઠો નીચે છૂટો રાખીને તેના વડે પકડવું અને તેના જમણા હાથનો દંડ આપણા જમણા હાથ વડે અંદરની બાજુથી ચિત્ર નં. ૧ પ્રમાણે પકડીને ઊભા રહેવું. પછી તેનું તે કાંડું ડાબા હાથ વડે નીચે જમણા હાથની બગલ તરફ ઝટકો મારી ખેંચવું અને જમણા હાથ વડે પણ આપણી પોતાની તરફ પરંતુ જમણા હાથ ભણી ખેંચવું અને ડાબો હાથ છોડી દેવો. મતલબ કે એવી રીતે ખેંચતાં તે ફરી જાય અને તેની પીઠ આપણા તરફ આવે. પછી એ રીતે તે આપણી આગળ આવ્યો કે આપણે આપણા ડાબા હાથ વડે તેની કમર તથા જમણા હાથ વડે તેનો જમણો હાથ પકડીને ચિત્ર નં. ૨ પ્રમાણે ઊભા રહેવું. આ દાવથી આપણે સામાવાળાની પીઠ ઉપર જઈ શકીએ છીએ. પછી પાછલી બાજુથી તેના ઉપર અનેક પ્રકારના દાવ કરી શકાય છે.




દાવ નં. ૨ ચિત્ર સંખ્યા ૪૩–૪૪

**દસ્તીની** તોડ-(દાવ નં. ૨):—આપણા ઉપર સામાવાળો દસ્તીનો દાવ કરવાનો પ્રયત્ન કરે તો આપણો હાથ ખેંચીને તે આપણને તેના આગળ લાવે તે પહેલાં આપણે આપણા જમણા હાથ વડે તેનો દંડ અંદરની બાજુથી ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવો, અને ઊલટી તેના પર જ દસ્તી કરવી. એટલે આપણા ડાબા હાથે તેના જમણા હાથનું કાંડું પકડવું અને જમણા હાથે તેનો દંડ પકડવો, અને બંને હાથે ઉપર પ્રમાણે દસ્તી કરવી. તે પછી તરત જ તેને ચિત્ર નં. ૨ પ્રમાણે પકડીને ઊભા રહેવું. તે પછી જુદા જુદા દાવ આપણે કરી શકીએ છીએ.




દાવ નં. ૩ ચિત્ર સંખ્યા ૪૫-૪૬

**કોણીતાલ**-(દાવ નં. ૩):—સામાવાળો તેનો ડાબો હાથ આપણા જમણા ખભા ઉપર રાખીને ઊભો હોય, ત્યારે આપણે આપણો ડાબો હાથ તેના જમણા ખભા ઉપર મૂકીને ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું. પછી તે જ ચિત્ર પ્રમાણે આપણા જમણા હાથ વડે તેના ડાબા હાથનો દંડ નીચેની બાજુથી પકડવો અને આપણો જમણો પગ પાછળ હોય તે આગળ લાવવો. તે પછી તેનો ડાબો હાથ આપણા જમણા હાથ વડે એકદમ જોરથી ઊંચે ઉપાડીને આપણા માથા ઉપર થઈને તેને પેલી તરફ આપણી ડાબી બાજુ ફેંકવો. એટલે તે ચિત્ર નં. ૨ પ્રમાણે આપણી આગળ આવી જાય. પછી આપણા જમણા હાથ વડે તેની કમર પકડીને તેની પાછળ ઊભા રહેવું.




દાવ નં. ૪ ચિત્ર સંખ્યા ૪૭–૪૯

દંડલોટ–(દાવ નં. ૪):—સામાવાળો આપણા જમણા ખભા ઉપર તેનો ડાબો હાથ રાખીને ઊભો હોય, ત્યારે આપણે આપણો ડાબો હાથ તેના જમણા ખભા ઉપર મૂકવો. પછી આપણો જમણો હાથ કોણીમાંથી વાળીને ચિત્ર નં. ૧ પ્રમાણે તેના ડાબા હાથની નીચે રાખવો. પછી તેનો ડાબો હાથ આપણા જમણા હાથ વડે એકદમ જોરથી ઊંચે ઉડાડીને આપણા માથા ઉપરથી તેને આપણી ડાબી બાજુ ફેંકવો, એટલે તે ચિત્ર નં. ૨ પ્રમાણે આપણી આગળ આવી જાય. પછી તે આપણા ઉપર ટાંગનો દાવ કરે નહીં તેટલા માટે આપણે આપણી કમરને જમણી તરફ આંચકો આપીને અને આપણો જમણો પગ તેના ડાબા પગની પાછળ મૂકીને તે (સામાવાળા) ને આગળ આંચકો આપી ચિત્ર નં. ૩ પ્રમાણે નીચે લાવવો. અને તેની કમર તથા હાથ તે ચિત્ર પ્રમાણે પકડીને ઊભા રહેવું.




દાવ નં. ૫ ચિત્ર સંખ્યા ૫૦–૫૨

**અંદરની ટાંગ**–(દાવ નં. ૫) —સામાવાળો ચિત્ર નં. ૧ પ્રમાણે આપણી પાછળ ઊભો હોય, ત્યારે આપણે આપણા જમણા હાથ વડે તેનો જમણો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવો, અને આપણા જમણા પગ વડે તેના ડાબા પગને અંદરથી લપેટવો. તેનો હાથ આપણા હાથમાથી સરકી ન જાય તેટલા માટે તેના જમણા હાથનું કાંડું આપણે આપણા ડાબા હાથ વડે મજબૂત પકડવુ પછી આપણે આપણો જમણો પગ એકદમ પાછળ ઉડાડવો અને જમણો ખભો ઝડપથી નીચે જમીન તરફ નમાવવો એટલે તે ચિત્ર નં. ૨ પ્રમાણે ઉપર ઊંચનાઇ આવશે પછી આપણો જમણો ખભો જમીન ઉપર ટેકવવો એટલે તે જમીન ઉપર ચત્તો પડશે પછી આપણું ધડ (શરીર) તેના અંગ ઉપરથી ખીંચી તરફ લઇને ચિત્ર નં. ૩ પ્રમાણે તેને ચીત કરીને દાબી રાખવો




દાવ નં. ૬ ચિત્ર સંખ્યા ૫૩—૫૪

**અંદરની ટાંગની ભૂલ**–(દાવ નં. ૬):—સામાવાળો આપણી પાછળ ઊભો હોય, ત્યારે તેનો ડાબો હાથ આપણા ડાબા હાથ વડે પકડીને તેને તે બાજુની (ડાબી બાજુની) ટાંગ મારવાની છે એવું અવસાન ચિત્ર નં. ૧ પ્રમાણે બતાવવું. એટલે તે બચાવ કરવા માટે તેની જમણી બાજુ તરફ સરકશે. તે વખતે આપણી જમણી બાજુ તરફ તેનો જમણો હાથ ચિત્ર નં. ૨ પ્રમાણે એકદમ બાંધી લઈને આપણે જમણી બાજુની અંદરની ટાંગ મારવી. આ રીતે તેને ફસાવવાથી (ભૂલ દાખવવાથી) તેના ઉપર દાવ કરવાનું સુગમ થાય છે.




દાવ નં. ૭ ચિત્ર સંખ્યા ૫૫-૫૬

**અંદરની ટાંગની બંધી**-(દાવ નં. ૭):—ચિત્ર નં. ૧ પ્રમાણે હાથ રાખીને સામાવાળો આપણા ઉપર અંદરની ટાંગનો દાવ કરવાનો છે એવું લાગે, ત્યારે ચિત્ર નં. ૧ પ્રમાણે તે આપણો હાથ મજબૂત બાંધી લે તે પહેલાં આપણે એકદમ જોર કરીને આપણો જમણો હાથ ચિત્ર નં. ૨ પ્રમાણે પાછળ ખેંચી લેવો એટલે અંદાજ ચૂકવાથી તે તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આગળ નીચે આવશે.




દાવ નં. ૮ ચિત્ર સંખ્યા ૫૭–૫૮

**અંદરની ટાંગની રોક**–(દાવ નં. ૮):—ચિત્ર નં. ૧ પ્રમાણે આપણો જમણો હાથ તેના જમણા હાથ વડે પકડીને તે અંદરની ટાંગ મારવાનો હોય, તેવામાં જ, આપણો તોલ આગળ આવ્યા અગાઉ, આપણે આપણો ડાબો પગ જોરથી આગળ લાવીને ચિત્ર નં. ૨ પ્રમાણે તેના ડાબા પગની બહાર આડો રાખવો. એમ કરવાથી તેનો દાવ રોકાઇ જશે (અટકશે).




દાવ નં. ૯ ચિત્ર સંખ્યા ૫૯-૬૦

**એકેરી પટની ટાંગ**-(દાવ નં. ૯):—સામાવાળો આપણી આગળ ઊભો હોય, ત્યારે તેના આગળ આવેલા જમણા પગને આપણે આગળ નમી જઇને આપણા ડાબા હાથથી ચિત્ર નં. ૧ પ્રમાણે ઊંચો લેવો. પછી આપણા જમણા પગ વડે તેના ડાબા પગને ચિત્ર નં. ૨ પ્રમાણે ટાંગ મારીને તેને ચીત કરવો.




દાવ નં. ૧૦ ચિત્ર સંખ્યા ૬૧–૬૨

ઢગબેડી-(દાવ નં ૧૦) —સામાવાળો આપણી આગળ ઊભો રહીને તે તેનો જમણો હાથ આપણી પીઠ ઉપર અવળો નાખે અને આપણા ઉપર અંદરની ટાંગ મારવા સારૂ તેનો જમણો પગ આપણા ડાબા પગને લપેટે, તો આપણે આપણો તોલ પાછળ જાય તે પહેલા આપણો જમણો પગ તેના ડાબા પગની અંદરની બાજુ ચિત્ર નં ૧ પ્રમાણે મૂકવો પછી એકદમ આપણા બંને પગ વડે તેના બંને પગને જોરથી પાછળ ઉડાડવા, અને આપણે આગળ નમીને આપણા બંને હાથ જમીન ઉપર ટેકવીને પડવુ એટલે તે ચિત્ર નં ૨ પ્રમાણે ચીત પડે




દાવ નં ૧૧ ચિત્ર સંખ્યા ૬૩-૬૪

લંગર-(દાવ નં. ૧૧)—સામાવાળો આપણી આગળ ઘોડીની પેઠે ઊભો હોય, ત્યારે આપણે તેની કમર પકડવી. પછી એકદમ કમર છોડી દઇને આગળ નમવું અને આપણો ડાબો હાથ તેના ડાબા પગના ગોઠણની નીચે ઘાલીને તેનો તે પગ ચિત્ર નં. ૧ પ્રમાણે ઊંચો ઉપાડવો. તેનો પગ ઉપાડવામા જોર આવવા સારુ તે જ ચિત્રમા બતાવ્યા પ્રમાણે આપણા જમણા હાથ વડે આપણો ડાબો હાથ પકડવો. પછી તેનો તે પગ વધારે ઊંચો લઇને આપણી જમણી બાજુ ફરી તેને ચિત્ર નં. ૨ પ્રમાણે ચત્તો પાડી ચીત કરવો




દાવ નં ૧૨ ચિત્ર સંખ્યા ૬૫-૬૬

બાળસાંગડા-(દાવ નં. ૧૨) —સામાવાળો જમીન ઉપર ઊંધો પડેલો હોય, ત્યારે આપણે તેનો જમણો પગ ઉપાડીને અને આપણો જમણો પગ તેની બહારની બાજુથી ઘાલીને ચિત્ર નં. ૧ પ્રમાણે તેના ઉપર બાળસાંગડા (મોક્ચૂર) દાવ બાંધવો પછી આપણો ડાબો હાથ તેની જાંઘ નીચે ઘાલીને ચિત્ર નં. ૨ પ્રમાણે તેને ઊંચે લઇને આપણી જમણી બાજુ ફેંકી ચીત કરવો તેનો પગ ઉપાડતાની સાથે આપણે આપણી જાંઘ જમીન ઉપર ટેકીને એમનું.




દાવ નં ૧૩ ચિત્ર સંખ્યા ૬૭–૬૮

ગોદી–(દાવ ન. ૧૩) —સામાવાળો આપણી આગળ જમીન ઉપર બેસેલો હોય, ત્યારે આપણે તેને હમેશની પેઠે પકડીને તેની ડાબી બાજુએ બેસવું પછી તેનો ડાબો પગ જરા ઊભો રાખેલો હોય તેવો લાગ જોઇને આપણો ડાબો હાથ તેના તે ડાબા પગમા બહારથી ચિત્ર ન ૧ પ્રમાણે ગોઠણની નીચે ઘાલીને તે પગ તે જ ચિત્ર પ્રમાણે ઊંચે ઉપાડવો. તે જ વખતે આપણે આપણો જમણો હાથ તેના જમણા ખભા ઉપરથી આગળ લાવીને તે જમણા હાથનું કાંડું આપણા ડાબા હાથથી પકડવું એટલે તે આપણા કબજામા આવશે પછી તેનો ડાબો પગ ચિત્ર ન. ૨ પ્રમાણે ઊંચો લઇને તેને પાછળ દાબી ચીત કરવો.




દાવ ન ૧૪ — ચિત્ર સંખ્યા ૬૮–૭૦

**અંદરના ટાંગની તોડ પહેલી–ખડી લપેટ–**(દાવ ન ૧૪) —ચિત્ર ન ૧ પ્રમાણે આપણો ડાબો પગ સામાવાળો તેના જમણા પગથી બાંધે તે પહેલા આપણે આપણો ડાબો પગ ઉપાડીને પાછની બાજુથી તેના ડાબા પગની પાછળ ગોઠણની નીચેના વળાંકમા જોરથી ચિત્ર ન ૨ પ્રમાણે મારવો અને આપણા જમણા હાથ વડે તે ચિત્ર પ્રમાણે તેને પકડીને જોરથી પાછળ ધકેલવો આ બને ક્રિયા એકદમ થતા જ સામાવાળાને ચીત કરી શકાશે




દાવ નં. ૧૫ ચિત્ર સંખ્યા ૭૧–૭૨

**અંદરના ટાંગની તોડ બીજી**–(દાવ નં ૧૫):—ચિત્ર નં. ૧ પ્રમાણે આપણો જમણો હાથ બાંધીને સામાવાળો આપણા ઉપર ટાંગનો દાવ કરે, તેવામાં જ આપણે જરા તેનાથી પાછળ ખસી જવું અને આપણા જમણા હાથ વડે તેનો જમણો હાથ બાંધીને ઊલટો તેની પાછળ લેવો અને ચિત્ર નં. ૨ પ્રમાણે તેની પીઠ ઉપર ચડાવવો. પછી તેને આપણી જમણી તરફ ઝપાટાબંધ ફેરવીને ચીત કરવો.




દાવ નં. ૧૬ ચિત્ર સંખ્યા ૭૩–૭૫

**બહારની ટાંગ**–(દાવ નં. ૧૬):—સામાવાળો આપણી પાછળ ઊભો હોય, ત્યારે આપણે તેનો જમણો હાથ આપણા જમણા હાથ વડે બાંધવો અને ચિત્ર નં. ૧ પ્રમાણે આપણો જમણો પગ તેના જમણા પગ ઉપર બહારથી લપેટવો. પછી આપણા પગ વડે તેને પાછળ ઊંચે ઊંચકવો અને આપણે ચિત્ર નં. ૨ પ્રમાણે આગળ નમવું. પછી આપણો જમણો ખભો જમીનને અડકાડીને પડી જવું અને તે જ અવસાનમાં તેના અંગ ઉપરથી પેલી બાજુ થઇ ચિત્ર નં. ૩ પ્રમાણે તેને ચીત કરીને દાબી રાખવો.




દાવ નં. ૧૭ ચિત્ર સંખ્યા ૭૬-૭૮

**કમરની ઢાંક**-(દાવ નં. ૧૭):—સામાવાળો આપણી જમણી બાજુ ઊભો હોય, ત્યારે આપણો જમણો હાથ તેના ડાબા હાથની નીચેથી તેની પીઠ ઉપરથી લઈને તેની કમર પકડવી, અને આપણા ડાબા હાથ વડે તેનો જમણો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે પકડીને ઊભા રહેવું. પછી એકદમ કમરમાંથી આગળ વળીને આપણો જમણો પગ તેની આગળ મૂકવો અને તેના પેટ નીચે આપણી પીઠ આવે એવી રીતે કરવું. પછી બરાબર સીધા થઈને તેને આપણી કમર ઉપર ચિત્ર નં. ૨ પ્રમાણે ઊંચકવો. અને પછી તે જ ઝોકમાં તેને ચિત્ર નં. ૩ પ્રમાણે વધારે આગળ લાવીને જમીન ઉપર ચત્તો પાડી ચીત કરવો.




દાવ નં. ૧૮ ચિત્ર સંખ્યા ૭૯–૮૧

**કલાજંગ–પ્રકાર પહેલો–(દાવ ન. ૧૮)** —સામાવાળો આપણી આગળ ઊભો હોય, તે વખતે આપણે આપણા ડાબા હાથ વડે તેના જમણા હાથનો દંડ અંદરની બાજુથી મજબૂત પકડવો, અને આપણા જમણા હાથ વડે તેના ડાબા હાથનું કાંડું ચિત્ર નં. ૧ પ્રમાણે પકડીને ઊભા રહેવું પછી એકદમ આગળ વધી આપણી ડાબી બાજુ ફરી તેના જમણા હાથ નીચેથી આપણું માથું કાઢીને ચિત્ર નં. ૨ પ્રમાણે નીચે બેસી જવું તે જ વખતે આપણો જમણો હાથ તેના જમણા પગની પાછળથી ગોઠણની નીચેના ભાગ ઉપર મૂકીને તેનો તે પગ ચિત્ર નં. ૨ પ્રમાણે પકડવો પછી તેનો તે હાથ તથા તે પગ આપણી તરફ ખેંચવા અને તેને આપણા માથા ઉપરથી આગળ ચિત્ર નં. ૩ પ્રમાણે જમીન ઉપર ચત્તો નાખવો તથા તેની છાતી ઉપર આપણું માથું રાખી તેને દાબી રાખવો




દાવ નં. ૧૯ ચિત્ર સંખ્યા ૮૨–૮૩

**કલાજંગની તોડ-પ્રકાર પહેલો**–(દાવ નં. ૧૯):—ચિત્ર નં. ૧ પ્રમાણે સામાવાળાએ આપણા ઉપર કલાજંગ કરવા માટે આપણને પીઠ ઉપર લીધા હોય, તો તે વખતે તે આપણને આગળ નાખે તે પહેલાં આપણે આપણો તોલ પાછળ નાખીને આપણો ડાબો પગ ઊંચકીને તેની ડાબી બાજુ ચિત્ર નં. ૨ પ્રમાણે પાછળથી લાવવો અને તેને આપણા જમણા હાથ વડે પાછળ હાંખીને ચીત કરવો.




દાવ નં. ૨૦ ચિત્ર સંખ્યા ૮૪–૮૬

કલાજંગ–પ્રકાર બીજો–(દાવ નં. ૨૦):—ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા જમણા હાથ વડે સામાવાળાનો જમણો હાથ પકડીને ટાંગ મારવાની તૈયારી કરવી. એ પ્રમાણે કરવાથી તે બચાવ માટે પાછળ આપણી ડાબી બાજુ સરકશે. તે વખતે આપણે તેનો પકડેલો હાથ તેવો જ પકડી રાખીને કમરમાંથી વળીને તેના પેટ નીચેથી આપણી જમણી બાજુ (ખસીને) ફરીને ચિત્ર નં. ૨ પ્રમાણે બેસી જવું. અને આપણો ડાબો હાથ તેના ડાબા પગની પાછળ ઘાલીને તેનો તે પગ પકડવો. પછી આપણા જમણા હાથ વડે તેને નીચે ખેંચીને ચિત્ર નં. ૩ પ્રમાણે તેને નીચે લાવવો અને જમીન ઉપર નાખી ચીત કરવો.




દાવ નં. ૨૧ ચિત્ર સંખ્યા ૮૭–૮૯

**કલાજંગ-પ્રકાર ત્રીજો-(દાવ નં. ૨૧):**—સામાવાળો આપણી પાછળ ઊભો હોય, તે વખતે આપણે તેનો જમણો હાથ આપણા જમણા હાથ વડે ટાંગ મારતાં પકડાય છે તે પ્રમાણે પકડવો. એ પ્રમાણે પકડવાથી તે ટાંગ લાગે નહીં તેટલા માટે ચિત્ર નં. ૧ પ્રમાણે બાજુએ ખસે છે. તે વખતે આપણે આપણી જમણી બાજુએ તેનો પકડેલો હાથ તેમ જ રહેવા દઇને તેના પેટ નીચે થઇને ચિત્ર નં. ૨ પ્રમાણે ખસતા જવું. પછી તે જ બાજુ વધારે ખસી જઇને ચિત્ર નં. ૩ પ્રમાણે બેસી જઇને તેને ઊંચે ઊંચકવો. આ પ્રમાણે ખસતી વખતે તેના ડાબા પગના ગોઠણની નીચેના ભાગમાં આપણો ડાબો હાથ કલાજંગ પ્રમાણે ઘાલવો. પછી જમણા હાથ વડે તેને નીચે દાબીને ચીત કરવો.




દાવ નં. ૨૨ ચિત્ર સંખ્યા ૯૦–૯૨

સકી–(દાવ નં. ૨૨):—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે ચિત્ર નં. ૧ પ્રમાણે તેનો હાથ દસ્તીના દાવ પ્રમાણે પકડવો. પછી દસ્તી પ્રમાણે તેનો તે હાથ ખેંચીને આપણે આગળ ધપવું અને આપણો (જમણો) પગ તેના જમણા પગની અંદરથી લઇને ચિત્ર નં. ૨ પ્રમાણે રાખવો. તે વખતે તેનો જમણો હાથ આપણા જમણા હાથ વડે આજ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પકડી રાખવો. પછી આપણા (જમણા) પગ વડે તેનો જમણો પગ આપણી તરફ જોરથી ઊંચે ખેંચવો અને તેને હાથ વડે પાછળ હાંકીને ચિત્ર નં. ૩ પ્રમાણે ચીત કરવો.




દાવ નં. ૨૧ ચિત્ર સંખ્યા ૮૭–૮૯

**ઢલાજંગ–પ્રકાર ત્રીજો–(દાવ નં. ૨૧)** —સામાવાળો આપણી પાછળ ઊભો હોય, તે વખતે આપણે તેનો જમણો હાથ આપણા જમણા હાથ વડે ટાંગ મારતા પકડાય છે તે પ્રમાણે પકડવો એ પ્રમાણે પકડવાથી તે ટાંગ વાગે નહીં તેટલા માટે ચિત્ર નં. ૧ પ્રમાણે બાજુએ ખસે છે તે વખતે આપણે આપણી જમણી બાજુએ તેનો પકડેલો હાથ તેમ જ રહેવા દઈને તેના પેટ નીચે થઈને ચિત્ર નં. ૨ પ્રમાણે ખસતા જવું પછી તે જ બાજુ વધારે ખસી જઈને ચિત્ર નં. ૩ પ્રમાણે બેસી જઈને તેને ઊંચે ઊંચકવો. આ પ્રમાણે ખસતી વખતે તેના ડાબા પગના ગોઠણની નીચેના ભાગમાં આપણો ડાબો હાથ નં. ૮૯ પ્રમાણે ઘાલવો. પછી જમણા હાથ વડે તેને નીચે દાબીને ચીત કરવો.




દાવ નં. ૨૨ ચિત્ર સંખ્યા ૯૦–૯૨

સકી-(દાવ નં. ૨૨) —સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે ચિત્ર નં. ૧ પ્રમાણે તેનો હાથ દસ્તીના દાવ પ્રમાણે પકડવો. પછી દસ્તી પ્રમાણે તેનો તે હાથ ખેંચીને આ રીતે આગળ ધપવું અને આપણો (જમણો) પગ તેના જમણા પગની અંદરથી નાખીને ચિત્ર નં. ૨ પ્રમાણે રાખવો. તે વખતે તેનો જમણો હાથ આપણા જમણા હાથ વડે આ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પકડી રાખવો. પછી આપણા (જમણા) પગ વડે તેનો જમણો પગ આપણી તરફ જોરથી ઊંચે ખેંચવો અને તેને હાથ વડે પાછળ દાબીને ચિત્ર નં. ૩ પ્રમાણે ચીત કરવો.




દાવ નં. ૨૩ ચિત્ર સંખ્યા ૯૩–૯૪

**સકીની હુલ**–(દાવ નં. ૨૩):—ચિત્ર નં. ૧ પ્રમાણે સામાવાળાનો હાથ પકડીને આપણે તેના ઉપર દસ્તી કરીને તેની પાછળ જવાના એવી હૂલ બતાવવી અને દસ્તીનો દાવ ન કરતાં ચિત્ર નં. ૨ પ્રમાણે સકી કરીને તેને ચીત કરવો.




દાવ નં. ૨૪ ચિત્ર સંખ્યા ૯૫-૯૭

**સકીની તોડ**–(દાવ નં. ૨૪):—ચિત્ર નં. ૧ પ્રમાણે સામાવાળો આપણાં ઉપર સકીનો દાવ કરે, તો આપણો તોવ પાછળ જાય તે પહેલાં આપણે આપણો જમણો હાથ એકદમ જોરથી આપણી જમણી બાજુ ઝપાટાબંધ ખેંચી લેવો, અને (તે રીતે) આપણો હાથ છોડાવી લઇને ચિત્ર નં. ૨ પ્રમાણે તેની બાજુએ જવું. આપણે એકદમ હાથ કાઢી લીધેલો હોવાથી અને સામાવાળાએ પોતાનો તોલ દાવ કરવા માટે આગળ લીધેલો હોવાથી તે ચિત્ર નં. ૨ પ્રમાણે નીચે નમે છે. આપણે લાગલા જ (તે વખતે) તેના ઉપર ચિત્ર નં. ૩ પ્રમાણે મનારી કરીને તેને ચીત કરવો.

ધોબીપાટ-(દાવ નં. ૨૫):—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે તેનો હાથ આપણા બંને હાથ વડે ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવો. પછી એકદમ આપણી ડાબી બાજુ ફરી તેના પેટની નીચે ચિત્ર નં. ૨ પ્રમાણે જવું અને તેનો હાથ આપણા જમણા ખભા ઉપરથી આગળ લાવીને પકડી રાખવો. આ રીતે ફરતી વખતે આપણે આપણા ગોઠણમાંથી વળીને તેની આગળ જવું અને (પછી) નીચે બેસીને તેનો હાથ ખેંચીને તેને ચિત્ર નં. ૩ પ્રમાણે પીઠ ઉપર લેવો. તે પછી એકદમ તેને તેટલા જ જોરથી આપણી આગળ ચિત્ર નં. ૪ પ્રમાણે ખેંચી આણવો અને જમીન ઉપર પાડી ચીત કરવો.




દાવ નં ૨૬ ચિત્ર સંખ્યા ૧૦૨–૧૦૪

ઊલટી ખોચ–(દાવ નં. ૨૬) —સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે તેનો જમણો હાથ આપણા ડાબા હાથ વડે ચિત્ર નં ૧ પ્રમાણે પકડવો, અને આપણો જમણો હાથ તેના ડાબા ખભા ઉપર થઇને તેની ડોક ઉપર મૂકવો પછી તેને આગળ ખેંચવો એટલે તે પોતાનો તોલ પાછળ નાખે તે પહેલા આપણે એકદમ આગળ નમી જઇને આપણા જમણા હાથ વડે તેના ડાબા પગનો પંજો અંદરની બાજુથી ચિત્ર નં ૨ પ્રમાણે પકડવો, અને એકદમ ઝપાટાબંધ તે પગ ઉપાડી આપણી જમણી તરફ ચિત્ર નં ૩ પ્રમાણે ઊંચો આણવો. ઉપર બતાવેલી બધી ક્રિયા જલદીથી અને સ્ફૂર્તિથી થશે તો સામાવાળો પાછળ પડીને ચીત થશે




દાવ નં ૨૭ ચિત્ર સંખ્યા ૧૦૫–૧૦૭

ચકરીગિરા–(દાવ નં ૨૭) —સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે આપણો જમણો હાથ તેની ડાબી બાજુથી પાછળ લઇને ચિત્ર નં ૧ પ્રમાણે તેની જમણી બાજુની ચડ્ડી પકડવી પછી તેનો ઝોક પાછળ હોય એવો લાગ જોઇને આપણે આપણો ડાબો પગ ચિત્ર નં ૨ પ્રમાણે આગળ લાવી તેનો (જમણો) પગ (આપણો ડાબો હાથ તેના જમણા પગની અંદર ઘાલીને) તે જ ચિત્ર પ્રમાણે ઊંચે ઊપાડવો પછી તેનો તે પગ વધારે ઊંચો લઇ આપણે આપણી જમણી તરફ ફરી ચક્કર લેવું અને તેને ચિત્ર નં ૩ પ્રમાણે ચીત કરવો.




દાવ નં. ૨૮ ચિત્ર સંખ્યા ૧૦૮–૧૦૯

**ભેંસ પછાડ**-(દાવ નં. ૨૮):—સામાવાળો જમીન ઉપર હોય, ત્યારે આપણે તેની જમણી બાજુમાં બેસવું. પછી આપણો જમણો હાથ તેના જમણા હાથની બગલમાંથી લઇને તેની ડોક ઉપર ચિત્ર નં. ૧ પ્રમાણે રાખવો. પછી આપણો ડાબો હાથ તેના પેટ નીચેથી લઇને તે હાથ વડે ચિત્ર નં. ૧ પ્રમાણે આપણો જમણો હાથ પકડવો. પછી બંને હાથ વડે તેની ડોક આપણા તરફ ખેંચવી અને આપણા હાથ વડે તેને જમીન ઉપર ચિત્ર નં. ૨ પ્રમાણે દાબવો. પછી તે જ રીતે વિશેષ ખેંચીને તેને ચીત કરી છાતી વડે દબાવી રાખવો.




દાવ નં ૨૯ ચિત્ર સંખ્યા ૧૧૦–૧૧૨

**સીધી ખોચ**–(દાવ નં. ૨૯):—સામાવાળો આપણી આગળ ઊભો હોય, તે વખતે આપણે તેનો જમણો હાથ આપણા ડાબા હાથ વડે ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવો. પછી તેને આગળ આપણી તરફ ખેંચવો એટલે તે પાછળ તોલ નાખી આપણને રોકશે તે વખતે આપણે એકદમ આગળ નમીને આપણા જમણા હાથ વડે તેના જમણા પગનું કાંડું (ઘૂંટીની ઉપરનો ભાગ) અંદરની બાજુથી પકડીને જોરથી તેને ઉપર તિરકસ ખેંચી આપણી જમણી બાજુ તરફ ચિત્ર નં ૨ પ્રમાણે લેવો, પછી તેનો તે પગ વિશેષ ઊંચે ખેંચીને અને તેનો તે હાથ આપણી ડાબી તરફ ખેંચીને તથા આપણે આપણી ડાબી તરફ ફરી જઇને તેને ચિત્ર નં. ૩ પ્રમાણે જમીન ઉપર પાડી ચીત કરવો




દાવ નં. ૨૦ ગિર્દબાહુ ચિત્ર સંખ્યા ૧૧૩-૧૧૬

ગિર્દબાહુ-(દાવ નં. ૩૦):—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે તેનો જમણો હાથ આપણે ચિત્ર નં. ૧ પ્રમાણે બંને હાથ વડે પકડવો. પછી તેનો તે હાથ ઊંચો કરીને આપણે આપણું માથું નીચે નમાવીને આપણી જમણી તરફ તેના તે હાથ નીચે ચિત્ર નં. ૨ પ્રમાણે ફરવું (આવી જવું.) પછી તેનો પકડી રાખેલો હાથ તેમ જ રાખીને અવળો ફેરવવો અને તેને ચિત્ર નં. ૩ પ્રમાણે આગળ આણવો અને તેની કોણી ઉપર આપણા માથાનો બરાબર દાબ આપવો એટલે તે આપણા કબજામાં આવશે. પછી આપણા ડાબા હાથ વડે તેની કમર અને જમણા હાથ વડે તેનો જમણો દંડ પકડીને ચિત્ર નં. ૪ પ્રમાણે ઊભા રહેવું. આ દાવ તેની પીઠ ઉપર જવા માટેનો છે. એટલે તે પછી તેના પર કોઇ બીજો દાવ કરીને તેને ચીત કરી શકાય.




દાવ નં ૩૧ ચિત્ર સંખ્યા ૧૧૭–૧૧૯

અગલબંધી–(દાવ નં ૩૧) —સામાવાળો ચિત્ર નં ૧ પ્રમાણે આપણી આગળ ઘોડી થઇને ઉભો હોય તે વખતે તે જ ચિત્ર પ્રમાણે આપણે જમણા હાથ વડે તેનો ડાબો હાથ પકડીને ઊભા રહેવું પછી આપણા ડાબા હાથ વડે તેનો ડાબો પગ પકડીને તેને ચિત્ર નં ૨ પ્રમાણે ઊંચો લેવો પછી ચિત્ર નં ૨ પ્રમાણે આપણો જમણો પગ તેના જમણા પગને અડાડીને મૂકવો પછી આપણા જમણા હાથ વડે તેનો ડાબો હાથ ઊંચો લેવો એટલે તે ચિત્ર નં ૩ પ્રમાણે જરા ચત્તો થશે પછી તેને તેવોને તેવો જ ઊંચો ખેંચવો અને આપણી ડાબી બાજુ ફેરવીને ચીત કરવો




દાવ નં. ૩૨ ચિત્ર સંખ્યા ૧૨૦–૧૨૨

ભુટ્ટો–(દાવ નં. ૩૨) —સામાવાળો આપણી સામે ઊભો રહીને આપણા બંને હાથ ચિત્ર ન. ૧ પ્રમાણે તેના બને હાથ વડે પકડે, તો આપણે આપણા જમણા હાથ વડે તેનો જમણો હાથ ચિત્ર નં. ૨ પ્રમાણે પકડવો પછી આપણા જમણા હાથના અંગૂઠા વડે તેનો જમણો અંગૂઠો દાબવો અને આપણી આંગળીઓથી તેની આંગળીઓ દાબી તેનો હાથ ઊંચો બહારની બાજુએ મરડવો એટલે તેના ડાબા હાથની આપણા જમણા હાથ ઉપરની પકડ છૂટીને તે આપણી આગળ ચિત્ર નં. ૩ પ્રમાણે આવશે. પછી આપણા ડાબા હાથ વડે તેની કમર પકડી અને જમણા હાથ વડે તેના જમણા હાથનો દંડ પકડી ઊભા રહેવું આ દાવ તેને આગળ નાખવા અને આપણે તેની પાછળ રહેવા માટે છે પછી તેનાપર દાવ કરીને તેને ચીત કરી શકાશે




દાવ નં. ૩૩ ચિત્ર સંખ્યા ૧૨૩–૧૨૫

ખડા પુસ્તંગ–(દાવ નં. ૩૩):—સામાવાળો આપણી પાછળ ઊભો હોય અને તેણે આપણને પાછળથી પકડી રાખેલ હોય, તો આપણે આપણા જમણા હાથ વડે તેનું જમણું કાંડું અને ડાબા હાથ વડે ડાબું કાંડું ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવું. પછી તેના હાથ આપણા અંગથી જરા દૂર ઊંચે લેવા અને આપણે આપણો ડાબો પગ તેના જમણા પગની પાછળ તેની જાંઘને અડાડીને ચિત્ર નં. ૨ પ્રમાણે રાખવો. પછી એકદમ આપણે ડાબી બાજુ ફરી જઇને તેને ચિત્ર નં. ૩ પ્રમાણે પાછળ દાબવો. અને તેમ જ વધારે પાછળ દાબીને તેને ચીત કરવો.




દાવ નં. ૩૪ ચિત્ર સંખ્યા ૧૨૬–૧૨૮

**સામેની બહારની ગિરા**–(દાવ નં. ૩૪):—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે એકદમ ધસીને આગળ જવું અને તેના બંને પગ પાસે ચિત્ર નં. ૧ પ્રમાણે નીચે બેસી જવું અને તેના બંને પટ (પગ) પકડવા તથા દુહેરી (બેવડા) પટનો દાવ કરવાનો પ્રયત્ન કરવો. આપણે દુહેરી પટનો દાવ કરવાના એવું તેને લાગતા જ તે આપણા અંગ ઉપર ભાર નાખે છે. દુહેરી પટનો દાવ થતો નથી એવું જોઇને આપણે આપણો જમણો હાથ તેની કમરની ડાબી બાજુએ ઊંચો લઇ ચિત્ર નં. ૨ પ્રમાણે તેની ચડ્ડી પકડવી. પછી એકદમ ઝપાટાબંધ આપણી જમણી બાજુ ફરી જવું એટલે તે ચિત્ર નં. ૩ પ્રમાણે નીચે આવશે તેવો જ તેને વધારે ફેરવીને ચીત કરવો.




દાવ નં. ૨૫ ચિત્ર સંખ્યા ૧૨૯—૧૩૧

કમંદા—(દાવ નં. ૨૫):—સામાવાળો આપણી નીચે ડાબી બાજુએ જમીન ઉપર ચિત્ર નં. ૧ પ્રમાણે હોય, તે વખતે આપણે આપણો જમણો હાથ તેની ડોક ઉપર મૂકી તેના ડાબા હાથની બગલ નીચે ઘાલવો, અને ડાબા હાથે ડાબી બાજુની તેની ચડ્ડી પકડવી પછી તેને આપણે પેલી તરફ ધકેલવો એટલે તે ઉલટી બાજુ (એટલે આપણા તરફ) જોર કરશે. તે વખતે એકદમ આપણા હાથ વડે આંકડો મારીને તેને તેની જમણી બાજુ ચિત્ર નં. ૨ પ્રમાણે ફરવો. લાગલા જ તે ચિત્ર પ્રમાણે આપણા બંને પગ તેની પીઠને લગાડીને તેને પેલી તરફ પગથી ધકેલવો અને હાથથી આપણા તરફ ખેંચીને ચિત્ર નં. ૩ પ્રમાણે ચીત કરવો.




દાવ નં. ૩૬ ચિત્ર સંખ્યા ૧૩૨–૧૩૪

**હાથની કમચી–**(દાવ નં. ૩૬):—સામાવાળો આપણી આગળ જમીન ઉપર બેઠેલો હોય, તે વખતે આપણે આપણો જમણો પગ તેના જમણા હાથની ઉપરથી નાખીને તેનો તે હાથ આપણા જમણા પગના ગોઠણની નીચે ચિત્ર નં. ૧ પ્રમાણે બાંધી લેવો. પછી આપણો ડાબો પગ તેની પીઠ ઉપરથી ચિત્ર નં. ૨ પ્રમાણે પેલી બાજુ નાખવો પછી આપણો ડાબો હાથ તેના માથાની આગળ જમીન ઉપર ટેકવીને એકદમ ડંકી લઇને આપણે ડાબી બાજુ પડવું એટલે તે ચિત્ર નં. ૩ પ્રમાણે ચીત થશે. આ દાવની ક્રિયા બરાબર સમજાય તે માટે ત્રણ સ્થિતિઓ બતાવેલી છે પણ દાવ કરતી વખતે પગ પેલી બાજુ નાખીને ચિત્ર નં. ૨ પ્રમાણે ઊભા ન રહેતાં એકદમ જ ડંકી લઇને તેને ચીત કરવાનો હોય છે.




દાવ નં. ૩૭ દાવની સાંકળ પહેલી. ચિત્ર સંખ્યા ૧૩૫-૧૪૪

**દાવની સાંકળ-પહેલી**-(દાવ નં. ૩૭):—ચિત્ર નં. ૧ પ્રમાણે સામાવાળાને પકડીને ઊભા રહેવું. પછી આપણે તેના ઉપર ચિત્ર નં. ૨ પ્રમાણે મૂઠનો દાવ કરવો. આપણે એ દાવ કર્યો કે સામાવાળો ચિત્ર નં. ૩ પ્રમાણે તેનો જમણો પગ આપણા જમણા પગ ઉપરથી નાખીને ઘોડા-ફલાંગનો દાવ આપણા ઉપર કરવાનો પ્રયત્ન કરશે. તે વખતે આપણો ડાબો હાથ તેની કમર ઉપર નાખેલો હોય છે તેને ઢીલો કરીને એકદમ આપણી જમણી બાજુ આંચકો મારીને કાઢી લેવો, અને ચિત્ર નં. ૪ પ્રમાણે સામાવાળા ઉપર (ઘોડાફલાંગ કરનારા પર) આપણે સકી કરવી. આપણે સકીનો દાવ કરવાના એવું જાણતાં જ સામાવાળો ચિત્ર નં. ૫ પ્રમાણે આપણા ઉપર ઊલટી સકીનો દાવ કરશે. એ રીતે તે આપણા ઉપર સકી કરવા લાગે કે આપણે તેને તેની પીઠ ઉપર આપણા જમણા હાથથી ધક્કો મારીને અને આપણી જમણી બાજુ ફરી જઈને તેની પાછળ ચિત્ર નં. ૬ પ્રમાણે જવું. પછી ઊભા રહીને જ તેના ઉપર ચિત્ર નં. ૭ પ્રમાણે આપણે સવારીનો દાવ બાંધવો. પછી સામાવાળો તેની ડાબી બાજુએ ફરીને અને જમણો હાથ જમીન ઉપર ટેકવીને ડંકી લેશે, એટલે આપણે ચિત્ર નં. ૮ પ્રમાણે જમીન ઉપર આવીશું. એ રીતે આપણે આવ્યા પછી સામાવાળો આપણને ચીત કરી શકશે માટે આપણે આપણો ડાબો પગ સામાવાળાના માથા ઉપરથી પેલી તરફ લેવો અને આપણી જમણી બાજુ ફરીને જમીન ઉપર ઊંધા પડવું. એમ થયાથી સામાવાળો આપણા જમણા પગ ઉપર ચિત્ર નં. ૯ પ્રમાણે મોઝીચૂરનો દાવ કરશે. તે વખતે આપણે આપણા ડાબા પગથી તેને ચિત્ર નં. ૧૦ પ્રમાણે ધક્કો મારીને તેની પાસેથી છૂટી જવું.




દાખન ૨૮ દાવની સાંકળ બીજી. ચિત્ર સંખ્યા ૧૪૫-૧૪૯

**દાવની સાંકળ-બીજી**-(દાવ નં. ૩૮):—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે તેનો જમણો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે પકડીને તેના પર દસ્તીનો દાવ કરવો. એ રીતે આપણે દસ્તીનો દાવ કરવાના, તેવું જોઇને તે ચિત્ર નં. ૨ પ્રમાણે તેનો ડાબો હાથ આપણી છાતી ઉપર રાખીને દસ્તીની રોક કરશે. (દસ્તીને અટકાવશે.) એ રીતે તે કરે એટલે આપણે તેના બંને હાથ ચિત્ર નં. ૩ પ્રમાણે બાંધીને મોળી (બારી)ની ટાંગ કરવાની તૈયારી કરવી. તે પ્રમાણે આપણે બારીની ટાંગ મારી કે તે તેના બંને હાથ વડે આપણો જમણો હાથ ચિત્ર નં. ૪ પ્રમાણે પકડીને આપણા ઉપર ઊલટી ટાંગ કરશે. એ એવું કરે તે પહેલાં જ આપણે ઝપાટાભેર આપણી ડાબી બાજુ ફરી જવું અને આપણો જમણો હાથ ચિત્ર નં. ૫ પ્રમાણે છોડાવી લેવો તથા બાજુએ જઇને પુનઃ તેની સામે ઊભા રહેવું.




દાવ નં. ૩૯ એક પછી એક કરવાના દાવ. ચિત્ર સંખ્યા ૧૫૦-૧૬૧

**એક પછી એક કરવાના દાવ**–(દાવ નં. ૩૯)—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે ચિત્ર નં. ૧ પ્રમાણે તેની જમણી બગલની નીચે થઇને તેની પીઠ ઉપર જવાનો પ્રયત્ન કરવો. એ રીતે આપણે તેની પાછળ જવા માગીએ એટલે ચિત્ર નં. ૨ પ્રમાણે તેનો આગળ રાખેલો જમણો પગ તે પાછળ લેશે અને આપણો એ દાવ અટકાવશે. તે વખતે આપણે એકદમ તેની ડાબી બગલ નીચે થઇને ચિત્ર નં. ૩ પ્રમાણે તેની પાછળ જવું, અને પછી આપણે ચિત્ર નં. ૪ પ્રમાણે તેના ઉપર પૂકનો દાવ કરવાનો પ્રયત્ન કરવો. આપણે પૂક કરવાના એમ જાણીને સામાવાળો તેનો ડાબો પગ ચિત્ર નં. ૫ પ્રમાણે આપણા જમણા પગની અંદર આડો ગખીને તે પૂકની રોક કરશે (પૂક અટકાવશે) એ રીતે આપણો પૂકનો દાવ એ રોકે, એટલે આપણે આપણો જમણો પગ તેની પાછળની બાજુથી તેના પગ પર ચિત્ર નં. ૬ પ્રમાણે મારીને લપેટનો દાવ કરીને તેને પાડવાનો પ્રયત્ન કરવો. એ રીતે આપણે કરવા માંડીએ એટલે તે ચિત્ર નં. ૭ પ્રમાણે એકદમ આગળ નમી જઇને જમીન ઉપર હાથ ટેકવે છે; અને તેને લીધે આપણો લપેટનો દાવ થઇ શકતો નથી. એ રીતે તે આપણને અટકાવે, તે વખતે આપણે આપણો ડાબો હાથ ચિત્ર નં. ૮ પ્રમાણે તેની ડોક ઉપર મૂકીને તેને આપણી જમણી તરફ ફેરવવો અને તેના ઉપર સકીનો દાવ કરવાનો પ્રયત્ન કરવો. અને આપણો ડાબો પગ તેના ડાબા પગની અંદરથી ઘાલીને સકી કરવી. એ રીતે આપણે સકી કરવા માંડીએ એટલે સામાવાળો આપણા ઉપર ઊલટી સકીનો દાવ ચિત્ર નં. ૯ પ્રમાણે કરીને આપણને અટકાવવા માગશે. એવું જોતાં જ આપણે આપણા જમણા હાથ વડે તેને એકદમ આંચકો મારીને આપણે આપણી જમણી બાજુ તરફ ફરી જવું, એટલે સામાવાળો ચિત્ર નં. ૧૦ પ્રમાણે આપણી આગળ આવશે. તે વખતે આપણે તેની બાજુએ ચિત્ર નં. ૧૦ પ્રમાણે ઊભા રહીને આપણા જમણા હાથ વડે તેની ચડ્ડી પકડવી અને આપણો ડાબો પગ તેના ડાબા હાથની આગળ રાખવો અને ઊભા રહીને જ તેના ઉપર ધિસ્સા કરીને (આંચકો મારીને) તેને ચીત કરવો. ચિત્ર નં. ૧૦ પ્રમાણે પકડ્યા પછી આપણે આપણી ડાબી તરફ ફરી જઇને ચિત્ર નં. ૧૧ પ્રમાણે જમીન ઉપર બેસવું અને તેને જમણા હાથ વડે ખેંચીને ચિત્ર નં. ૧૨ પ્રમાણે ચત્તો પાડવો તથા આપણો જમણો પગ તેના અંગ ઉપરથી પેલી તરફ નાખીને તેને ચિત્ર નં. ૧૨ પ્રમાણે ચીત કરીને દાબી રાખવો. આ દાવમાં તેને છેવટે ઊભો ત્રિસ્સો કરીને ચીત કરેલો છે.




દાવ નં. ૪૦ ચિત્ર સંખ્યા ૧૬૨-૧૬૪

**ગરદનની કમચી**-(દાવ નં. ૪૦):—સામાવાળો જમીન ઉપર આપણી આગળ બેઠેલો હોય, તે વખતે આપણે તેની બાજુએ તેને પકડીને બેસવું. પછી એકદમ આપણો જમણો પગ તેની ડોક ઉપર ચિત્ર નં. ૧ પ્રમાણે નાખવો અને ગળખોડા (ગળાબેડી) બાંધવાનો પ્રયત્ન કરવો. એવું સામાવાળાને જણાતાં જ તે ઊંચો થશે અને તેને લીધે આપણાથી પગની આંટી નાખી શકાશે નહીં. એવા વખતે તેના તે પાછળના ઝોકનો લાભ લઇને આપણે આપણો ડાબો પગ તેની પીઠ તરફ ચિત્ર નં. ૨ પ્રમાણે લાંબો કરી દેવો અને એકદમ આપણા ડાબા અંગ ઉપર ચિત્ર નં. ૩ પ્રમાણે પડવું. એ રીતે પડતાં આપણા જમણા પગ વડે તેને જોરથી પાછળ દાબવો એટલે તે ચિત્ર નં. ૩ પ્રમાણે ચીત થશે.

## ૩ જાંબુવંતી કુસ્તી (બંધના દાવ).




દાવ નં. ૧ ચિત્ર સંખ્યા ૧૬૫–૧૬૬

**પંજાની અંદરની ભુટ્ટી–**(દાવ નં. ૧):—સામાવાળા આપણી સામે ઊભા હાય, તે વખતે આપણે આપણા જમણા હાથ વડે તેના ડાબા હાથની આંગળીઓ, તેની આંગળીઓમાં આપણી આંગળીઓ ઘાલીને પકડવી, પછી આપણો ડાબો હાથ તેના ડાબા હાથની નીચેથી પેલી તરફ લઇને તેના ડાબા હાથનું કાંડું આપણા ડાબા હાથ વડે ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવું. એટલે તેના હાથને ઊલટો દાબ આવતાં તે આપણા તાબામાં આવશે. પછી આપણા જમણા હાથ વડે તેનો ડાબો હાથ પાછળ દાબ્યો કે તે ચિત્ર નં. ૨ પ્રમાણે પાછળ પડશે. એ વખતે તેનો ડાબો હાથ આપણા કબજામાં હોવાથી, તે બંધાઇ જશે. એ વખતે એ જો જોર કરશે તો તેના હાથને ઈજા થઇ બેસશે.




દાવ નં. ૨ ચિત્ર સંખ્યા ૧૬૭–૧૬૮

**ઊલટા હાથખોઢા**–(દાવ નં. ૨):—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે ચિત્ર નં. ૧ પ્રમાણે આપણે આપણા જમણા હાથ વડે તેનો જમણો હાથ પકડવો. પછી તેને આપણી તરફ ખેંચીને આપણા ડાબા હાથ વડે તેનો જમણો હાથ ચિત્ર નં. ૨ પ્રમાણે બાંધવો અને આપણા ડાબા હાથ વડે આપણા જમણા હાથનું કાંડું પકડવું. પછી તેનો જમણો હાથ મરડીને ચત્તો કરવો અને આપણા ડાબા હાથ વડે તેનો જમણો હાથ કોણીની પાછળથી આગળ લાવવો. આ રીતે કરવાથી તેના હાથને કળ ચડશે અને તે બંધાઇ જશે. તે જોર કરે તો આપણા જમણા હાથ વડે તેનો જમણો હાથ નીચે દબાવવો અને ડાબા હાથ વડે તે જ હાથ ઊંચે લેવો એટલે તે પૂર્ણપણે તાબામાં આવશે.




દાવ નં. ૩ ચિત્ર સંખ્યા ૧૬૯–૧૭૦

કાંડાનો ભુટ્ટો–(દાવ નં. ૩)ઃ—સામાવાળો આપણી આગળ ઊભો રહીને આપણા જમણા હાથનું કાંડું તેના ડાબા હાથ વડે પકડે તો તે વખતે આપણે તેના ડાબા હાથનો પંજો આપણા ડાબા હાથ વડે ચિત્ર નં. ૧ પ્રમાણે દાબવો અને આપણી ડાબી બાજુ ફરી જવું. પછી આપણો જમણો હાથ કોણીમાંથી વાળીને ઊંચે લઈ આપણી ડાબી બાજુ લેવો. આ પ્રમાણે કરતા તેનો ડાબો હાથ મરડવો અને તે હાથ ઉપર કોણીની પાછલી બાજુથી આપણા જમણા હાથનો દાબ આપીને તેનો હાથ નીચે દાબવો. એ રીતે તેનો ડાબો હાથ કોણીમાંથી ઊલટો દબાવાથી તેના તે હાથને કળ ચડશે અને તે ચિત્ર નં. ૨ પ્રમાણે બંધાઈ જશે.




દાવ નં. ૪ ચિત્ર સંખ્યા ૧૭૧–૧૭૨

**દંડનો ભુટ્ટો**-(દાવ નં. ૪):—ચિત્ર નં. ૧ પ્રમાણે સામાવાળાએ તેના ડાબા હાથ વડે આપણા જમણા હાથનો દંડ પકડેલો હોય તો તે વખતે આપણે તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આપણા ડાબા હાથ વડે તેનો ડાબો પંજો આપણા તે દંડ ઉપર દાબવો અને આપણો જમણો હાથ કોણીમાંથી વાળીને ઉપર લેવો, અને તેના ડાબા હાથ ઉપર નાખવો. આ રીતે કરતાં આપણે ડાબી બાજુ વળવું. તે જ વખતે તેનો ડાબો હાથ આપણા ડાબા હાથ વડે દંડ ઉપર દાબીને પકડવો અને જમણા હાથ વડે તેનો ડાબો હાથ ચિત્ર નં. ૨ પ્રમાણે કોણીના પાછલા ભાગે નીચે દાબવો. આ પ્રમાણે કરવાથી તેનો હાથ બંધાઇ જશે. તે આપણી ડોક ઉપર હાથ મૂકે તો ઉપર પ્રમાણે જ તેનો હાથ પકડીને ડોકનો ભુટ્ટો કરી શકાય.




દાવ નં. ૫ ચિત્ર સંખ્યા ૧૭૩–૧૭૪

સામેનો ગલુબંધ–(દાવ નં. ૫)—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે આપણા જમણા હાથ વડે તેના જમણા હાથનો અંગૂઠો ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવો. પછી તેના જમણા હાથ ઉપરથી આપણો ડાબો હાથ નાખીને તેનો જમણો હાથ નીચે દાબવો. પછી તેનો જમણો હાથ આપણા જમણા હાથ વડે આપણા ડાબા હાથ ઉપરથી પાછળ વાળીને તેના જમણા ખભા ઉપર લેવો. આ પ્રમાણે કરતાં આપણો જમણો હાથ તેના માથા ઉપરથી પાછલા ભાગ સુધી લાવવો પડશે. પછી આપણો ડાબો હાથ તેના જમણા હાથ ઉપર છે તે હાથ વડે ચિત્ર નં. ૨ પ્રમાણે આપણો જમણો હાથ પકડવો. આ રીતે કરવાથી તેની ડોક અને માથું આપણા હાથ વડે બંધાઇ જઇને તે આપણા તાબામાં આવશે. આ દાવમાં તેનો પકડેલો અંગૂઠો છેવટ સુધી પકડી રાખવાનો હોય છે.




દાવ નં. ૬ ચિત્ર સંખ્યા ૧૭૫–૧૭૬

બંગડા–(દાવ નં. ૬):—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે આપણો ડાબો હાથ તેના જમણા હાથની કોણી નીચેથી લઇને તેના વડે તેની કમર પકડવી. પછી આપણો જમણો હાથ તેની ડોક ઉપરથી નાખીને તેની ડોકને નીચે દાબવી, અને પછી આપણો તે હાથ તેના ડાબા હાથ નીચેથી લઇને તે હાથ વડે આપણા ડાબા હાથનું કાંડું ચિત્ર નં. ૧ પ્રમાણે પકડીને બંધ બાંધવો. પછી તેને ચીત કરવાનો હોય તો ડાબા હાથ વડે તેનો જમણો હાથ જોરથી દાબીને તેને આપણી જમણી તરફ ફેરવવો એટલે તે ચિત્ર નં. ૨ પ્રમાણે નીચે આવશે. તેવો જ વધારે દાબીને તેને ચીત કરવો.




દાવ નં. ૭ ચિત્ર સંખ્યા ૧૭૭–૧૭૮

ખુલખુલ ફાસ (પાશ)–(દાવ નં. ૭)'—સામાવાળો આપણા ઉપર ઊનટા પટનો દાવ કરવા માટે ધુસી આવ્યો હોય, તે વખતે આપણે આપણો પટ કાઢવા અગાઉ તેનો જમણો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા જમણા હાથ વડે પકડવો અને લાગતા જ આપણો જમણો પગ તેના જમણા હાથની નીચેથી તેની ડોક ઉપરથી નાખીને તેના ડાબા હાથની નીચે ચિત્ર નં ૨ પ્રમાણે લાવીને બંધ બાંધવો




દાવ નં. ૮ ચિત્ર સંખ્યા ૧૭૯—૧૮૦

પુડી લપેટ—(દાવ નં. ૮):—સામાવાળો આપણી જમણી બાજુએ બેઠેલો હોય અગર થોડી થઇને ઊભો હોય, તે વખતે આપણે આપણો ડાબો પગ તેના જમણા પગની અંદર લઇને એકલંગી ટાંગ પ્રમાણે તેના જમણા પગને ચિત્ર નં. ૧ પ્રમાણે બાંધવો. પછી આપણો જમણો પગ તેની ડોક ઉપરથી નાખીને તેને ચિત્ર નં. ૨ પ્રમાણે બાંધીને બેસવું. તેને ચીત કરવાનો હોય તો આપણે એકદમ આગળ આપણા પેટ ઉપર પડવું એટલે તે ચીત થશે.




અંદરની એકેરી (એકવડી) મોઝીચૂર-(દાવ ન. ૯):—સામાવાળો આપણી આગળ ઊંધો પડેલો હોય, તે વખતે આપણે તેનો જમણો પગ પકડીને ઊંચે લેવો અને તે પગની ઉપરથી આપણો ડાબો પગ અંદરની બાજુએ લઇ તેના પગનો પંજો આપણી જાંઘ અને પેટ એ બેની વચ્ચે દાબીને તેના અંગ ઉપર ચિત્ર ન ૧ પ્રમાણે બેસવું આ રીતે તેનો પગ બંધાઇ જવાથી તે આપણા તાબામાં આવશે તેના પગના પંજાને આપણા વજનથી ઊંનદુ દબાણ થતું હોવાથી તે હિલચાલ કરી શકશે નહીં

દાવ ન ૯–૧૦ ચિત્ર સંખ્યા ૧૮૧–૧૮૨

બહારની એકેરી (એકવડી) મોઝીચૂર-(દાવ ન ૧૦) —સામાવાળો આપણી આગળ જમીન ઉપર ઊંધો સૂતેલો હોય, તે વખતે આપણે તેનો જમણો પગ ઊંચકીને ઉપર લેવો અને તે પગમાં આપણો જમણો પગ બહારની બાજુથી ચિત્ર ન ૧ પ્રમાણે અંદર ઘાલવો આ વખતે તેના જમણા પગનો પંજો આપણી જમણી જાંઘ અને આપણું જમણી બાજુનું શરીર એ બેની વચ્ચે રહે એવી રીતે તેને ચિત્ર પ્રમાણે રાખવો આ રીતે તેનો જમણો પગ બાંધીને અને તે પગ ઉપર ભાર દઇને આપણે બેસવું એટલે તેના તે પગના પંજાને કળ ચડશે અને એ રીતે તે બંધાઇ જવાથી આપણા તાબામાં આવશે




**ગોઠણની મોઝીચૂર**-(દાવ નં. ૧૧):—સામાવાળો આપણી આગળ જમીન ઉપર ઊંધો પડેલો હોય, તે વખતે આપણે આપણા હાથ વડે તેનો જમણો પગ પકડીને ઊંચે લેવો અને આપણા ડાબા પગનો ગોઠણ ચિત્ર નં. ૧ પ્રમાણે તેની જમણી બાજુની જાંઘના પાછલા ભાગ ઉપર મૂકવો અને તેનો ઊંચો કરેલો પગ, આપણી જાંઘ તથા પેટ એ બેની વચ્ચે દાબી રાખવો. આ રીતે તેનો પગ બંધાવાથી તે આપણા તાબામાં આવશે. આપણે નીચા વળીને તેના તે જમણા પગ ઉપર વધારે જોર નાખ્યું કે તેના પગ ઉપર ઊલટો વધારે દાબ આવશે અને તે પૂર્ણપણે આપણા તાબામાં આવશે.

દાવ નં. ૧૧-૧૨ ચિત્ર સંખ્યા ૧૮૩-૧૮૪

**બે પગની મોઝીચૂર**-(દાવ નં. ૧૨):—સામેનો ભેરુ આપણી આગળ જમીન ઉપર ઊંધો સૂતેલો હોય, તે વખતે આપણે તેના બંને પગ પાછળથી ઊંચકવા અને તેના જમણા પગની બહારની બાજુથી આપણો જમણો પગ અંદર ઘાલવો. તથા તેના ડાબા પગની બહારની બાજુથી આપણો ડાબો પગ અંદર ઘાલવો. વળી એ વખતે તેના બંને પગના પંજા આપણી બંને બાજુની જાંઘ તથા પેટના ભાગ એ બેની વચ્ચે દબાવી રાખવા. આ રીતે તેના બંને પગ બાંધી લેવાથી તે આપણા તાબામાં આવશે. આપણે તેના અંગ ઉપર વધારે નીચે નમીએ એટલે તેના બંને પગના પંજાને તળિયામાંથી ઊલટું વધારે દબાણ લાગવાથી ઇજા થઇ બેસવાનો સંભવ છે. તેના પગના તળિયાં બંધાઇ જવાથી તેને ભાંગી પણ શકાશે માટે જ આ દાવને મોઝીચૂર કહે છે. અર્થ ન સમજાયાથી આ નામનો અપભ્રંશ મોતીચૂર થયો છે.




દાવ નં ૧૩ ચિત્ર સંખ્યા ૧૮૫-૧૮૬

દેવબંધ-(દાવ નં ૧૩) —સામાવાળો આપણી બાજુએ જમીન ઉપર બેઠેલો હોય તે વખતે આપણે આપણો જમણો પગ તેના જમણા હાથની બહારથી ઘાલીને આપણા તે પગ વડે તેનો તે જમણો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે બાંધવો અને આપણા જમણા હાથ વડે તેની ડોક નીચે દાબવી પછી આપણો ડાબો હાથ તેના ડાબા હાથની બગલની નીચેથી લઈને તેની ડોક ઉપર લાવવો (ક્રૉસ બાંધવો) અને તેની ડોક આપણા ડાબા હાથથી નીચે દાબવી આ રીતે તેના બંને હાથ અને ડોક બાંધવાથી તે ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા તાબામાં આવશે




દાવ ન ૧૪ ચિત્ર સખ્યા ૧૮૭–૧૮૮

ડગબેડી–(દાવ ન ૧૪) —સામાવાળો આપણી પીઠ ઉપર પાછળી બાજુએ ઊભો હોય, તે વખતે આપણે આપણો જમણો પગ તેના ડાબા પગની પાછળની બાજુથી ઘાલીને ચિત્ર ન ૧ પ્રમાણે આગળ લાવવો અને તેનો તે પગ (ગોઠણની નીચેનો) આપણા જમણા પગથી બાંધવો પછી આપણી કમરનો આચકો જમણી બાજુએ જોરથી મારીને આપણે ચિત્ર ન ૨ પ્રમાણે જમીન ઉપર બેસવુ એટલે સામાવાળો આપણી બાજુએ જમીન ઉપર આવશે પછી તેના ડાબા પગની જાધ ઉપર આપણા જમણા હાથની કોણી જોરથી દાબીને બેસવુ તેનો ડાબો પગ આપણા પગ વડે બાધેલો હોવાથી તે આપણા તાબામા રહેશે




દાવ નં. ૧૫ ચિત્ર સંખ્યા ૧૮૯—૧૯૦

**ફનસલાઇ**—(દાવ નં. ૧૫):—સામાવાળો આપણી બાજુએ ઘોડી થઇને ઉભો હોય, તે વખતે આપણે આપણા (જમણા) હાથનું કાંડું ચિત્ર નં. ૧ પ્રમાણે તેની ડોક ઉપર મૂકીને તેની ડોક નીચે દાબવી. પછી આપણો ડાબો હાથ તેની જમણી બગલની નીચેથી.ઘાલીને બહાર લાવવો અને તે હાથ વડે આપણા જમણા હાથનું કાંડું તે જ ચિત્ર પ્રમાણે પકડવું. આ રીતે તેનો (એક) હાથ અને ડોક બંધાવાથી તે આપણા તાબામાં આવશે. તેને નીચે પાડીને ચીત કરવાનો હોય, તો આપણો ડાબો પગ ચિત્ર નં. ૧ પ્રમાણે તેના જમણા પગની અંદરની બાજુએ ટેકવીને મૂકવો અને પછી તેને આપણી જમણી તરફ નીચે ખેંચવો એટલે તે ચિત્ર નં. ૨ પ્રમાણે નીચે આવશે. તેવો જ તેને વધારે ફેરવીએ એટલે તેને ચીત કરી શકાશે.




દાવ નં ૧૬ ચિત્ર સંખ્યા ૧૯૧-૧૯૨

ખપ્પા સીધા-(દાવ નં ૧૬)—સામાવાળો આપણી બાજુએ ચિત્ર નં ૧ પ્રમાણે બેઠો હોય, તે વખતે આપણો જમણો હાથ તેના ગળાની નીચેથી ઘાલવો અને તે હાથ વડે આપણો ડાબો હાથ ચિત્રમા બતાવ્યા પ્રમાણે પકડી ખપ્પો બાંધવો આ રીતે તેનું ગળું બંધાવાથી તે આપણા તાબામા આવશે

સામાવાળો આપણી આગળ પીઠ કરીને ઊભો હોય, તે વખતે ચિત્ર નં ૨ પ્રમાણે તેના ઉપર આ દાવ બાંધી શકાય છે આ બન્ને પ્રકારમા ગળું દાબીને તેને ઈજા પણ કરી શકાશે




દાવ નં. ૧૭ ચિત્ર સંખ્યા ૧૯૩-૧૯૪

**બાહુતી સવારી**-(દાવ નં. ૨૭):—સામાવાળાને જમીન ઉપર ઊંધો લાંબો કરવો અને હમેશની પેઠે તેની કમરની બંને બાજુએ આપણા પગ ઘાલીને તેના ઉપર સવારી ગાંઠવી. પછી આપણો જમણો હાથ તેની ડોકની ડાબી બાજુથી ઘાલીને તેની ડોક ચિત્ર નં. ૧ પ્રમાણે આપણી જમણી બાજુ જોરથી દાબવી. પછી આપણા જમણા હાથ વડે તેના જમણા હાથનો દંડ ચિત્ર ન ૨ પ્રમાણે પકડીને તેનો જમણો હાથ આપણી ડાબી બાજુ જોરથી ખેંચવો આ રીતે બંધ બાંધવાથી તે આપણા તાબામાં આવશે




દાવ નં. ૧૮ ચિત્ર સંખ્યા ૧૯૫-૧૯૬

પગનો ક્સ-(દાવ નં. ૧૮):—સામાવાળો આપણી સામે બેઠો હોય, તે વખતે આપણા હાથ વડે તેની ડોક નીચે દાબવી અને આપણો ડાબો પગ તેના જમણા હાથ નીચેથી ઘાલીને તેના હાથ ઉપર આપણા બંને પગનો ખોડો બાંધવો. ડાબા પગનો પંજો જમણા પગના ગોઠણની નીચે રાખીને ચિત્ર નં. ૧ પ્રમાણે પગનો ક્સ (ખોડો) બાંધીને બેસવું. આપણા જમણા પગની જાંઘથી તેની ડોક નીચે દાબવી. આ રીતે પકડ બાંધવાથી તે આપણા તાબામાં આવશે. પછી આપણા જમણા અંગ ઉપર ચિત્ર નં. ૨ પ્રમાણે બેસવું. એટલે તે તિરક્સ થશે. ઇચ્છા હોય તો તેનો ડાબો હાથ પકડીને તેને ચીત પણ કરી શકાશે.

## ૪ જરાસંધી કુસ્તી (નેસ્તીના દાવ).




દાવ નં. ૧ ચિત્ર સંખ્યા ૧૯૭–૧૯૮

**આંગળાંની હાથકડી–પ્રકાર પહેલો–(દાવ ૧ ૧)** —રમનારા એકમેકની સામે ઊભા રહીને એકમેકના હાથ પકડીને ધક્કાધક્કી કરતા હોય છે આવે વખતે આપણે આપણા જમણા હાથની આંગળીઓ તેના ડાબા હાથની આંગળીઓમાં ઘાલવી પછી એકદમ આપણી આંગળીઓ જમીન તરફ નીચે વાળીને તેની એક અગર બે આંગળીઓ સીધેસીધી નાખીને આપણી આંગળીઓ વડે પકડવી આ પ્રમાણે તેની આંગળીઓ સીધી અને તેનાપર આપણી આંગળીઓ આડી નાખીને પકડ્યા પછી તેની આંગળીઓને આપણા તરફ આપણી આંગળીઓ વડે ખેંચવાથી તેની આંગળીઓ ઉપર ઊલટો દાબ આવે છે, અને તેને લીધે તેની આંગળીઓ ભાગી શકાય છે ચિત્ર નં ૨ માં તેની આંગળીઓ આપણા તરફ ખેંચીને ઊંચી દબાવેલી બતાવી છે




દાવ ન. ૨ ચિત્ર સંખ્યા ૧૯૯—૨૦૦

**આંગળાંની હાથકટી-પ્રકાર બીજો-**(દાવ ન. ૨) —આ પ્રકાર પહેલાના જેવો જ છે પહેલા પ્રકારમા તેની આગળીઓ પકડીને આપણી આગળીઓ અંદરની બાજુએ વાળેલી હોય છે જ્યારે આ પ્રકારમા ચિત્ર ન. ૧ પ્રમાણે તેના ડાબા હાથની આગળીઓ આપણા જમણા હાથની આગળીઓમા પકડીને પછી આપણી આગળીઓ બહારની બાજુ ફેરવીને તેની આગળીઓ ઉપર પકડ બાધવાની હોય છે ચિત્ર ન. ૨ મા તેની આગળીઓ બહારની બાજુએ દબાવેલી બતાવેલી છે તેની આગળીઓ આપણી તરફ સામે જમીન જોડે સમાતર રાખીને આપણે આપણી આગળીઓ જમીન તરફ વાળી તેની આગળીઓ જોડે કાટખૂણો કરીને રાખવાની હોય છે એવી રીતે રાખવાથી તેની આગળીઓ બહારના ભાગે પાછળ દાબીને ભાગી શકાશે




દાવ નં ૩ ચિત્ર સંખ્યા ૨૦૧–૨૦૨

**સાટો (કાંડાનો)**–(દાવ નં ૩) —સામાવાળો આપણી સામે ઊભો હોય અને તે તેના જમણા હાથ વડે આપણા ડાબા હાથના કાંડાના ઉપરના ભાગને પકડે તે વખતે આપણે આપણા જમણા હાથ વડે તેના જમણા હાથની પકડ આપણા ડાબા હાથ ઉપર જે ઠેકાણે છે તે ઠેકાણે જ જોરથી દાબીને પકડવી પછી આપણા બંને હાથ વડે જોર કરીને તેનો જમણો હાથ ઉપરથી મરડીને આપણી જમણી બાજુ ચિત્ર નં ૧ પ્રમાણે આણવો. આ રીતે તેનો હાથ આણવાથી તે અવળો થઇ જાય છે તે વખતે આપણા ડાબા હાથ વડે ચિત્ર નં ૨ પ્રમાણે તેની કોણી ઉપર ઊનટો દાબ દેવો એટલે તે આપણી આગળ નીચે આવશે આ રીતે તેનો હાથ અવળો પકડીને કોણીને ઊંચટી દાબવાથી તેને ઇજા થશે (કોણીમાંથી હાથ ભાગી જશે)




દાવ નં. ૪–૫ ચિત્ર સંખ્યા ૨૦૩–૨૦૪

**સાદો (દુહેરી) બેવડો–(દાવ નં. ૪):–** સામાવાળો આપણી બાજુથી સામે આવીને તેના બંને હાથ આપણા બંને હાથની નીચેથી ઘાલીને આપણને પકડે, તે વખતે આપણે આપણા બંને હાથ તેના હાથની બહારથી ઘાલીને ચિત્ર નં. ૧ પ્રમાણે જોરથી દાબીને પકડવા. પછી આપણા બંને હાથ વડે તેના હાથને નીચેથી ઉપર ધકેલવા એટલે તેના બંને હાથની કોણી ઉપર ઊલટું દબાણ આવશે અને તેથી તેના હાથને ઇજા કરી શકાશે.

**કસોટો–પ્રકાર પહેલો–(દાવ નં. ૫):–** સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે તેનો જમણો હાથ આપણા ડાબા હાથ વડે પકડવો અને ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા જમણા હાથના કાંડા વડે તેની ડાબી બાજુની ડોક ઉપર જોરથી મારવું. કાંડાની અંદરની બાજુમાં હાડકું હોય છે તે તેની ડોક ઉપર જોરથી મારવું એટલે તેને ચક્કર આવશે.







દાવ નં. ૬–૭ ચિત્ર સંખ્યા ૨૦૫–૨૦૬

**કસોટો–પ્રકાર બીજો**–(દાવ નં. ૬):—સામાવાળો આપણી સામે ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભો હોય, તે વખતે આપણે આપણો જમણો હાથ આપણી ડાબી બાજુએ લેવો અને પછી એકદમ જોરથી આપણા જમણા હાથના કાંડાની બહારની બાજુ વડે તેની જમણી બાજુની ડોક ઉપર કસોટો મારવો. આ વખતે પણ આપણા કાંડાના હાડકાથી તેની ડોકને સપાટો મારવો એટલે તેને ઇજા થશે.

**આડો કસોટો**–(દાવ નં. ૭):—સામાવાળો આપણી બાજુએ ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભો હોય, તે વખતે આપણે આપણા જમણા હાથ વડે તેના ગળા ઉપર સામેની બાજુથી તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે કસોટો મારવો. આ કસોટાને જમાલ પહેલવાનનો કસોટો કહે છે. શ્રીમંત ખંડેરાવ મહારાજ ગાયકવાડના પાસે જમાલ નામનો પહેલવાન કસોટા મારવામાં બહુ પ્રવીણ હતો.




દાવ નં. ૮–૯ ચિત્ર સંખ્યા ૨૦૭–૨૦૮

**હલકૂમચી આટીતલી**–(દાવ નં. ૮):—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે તેનો જમણો હાથ આપણા જમણા હાથ વડે ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવો અને તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આપણા ડાબા હાથના પહોંચાથી (હથેળીની બહારની બાજુથી) તેના ગળાના કાકડા ઉપર જોરથી પ્રહાર કરવો.

**હાથની મોડ્યૂર**–(દાવ નં. ૯):—સામાવાળો આપણી આગળ જમીન ઉપર ઊંધો લાંબો પડેલો હોય, તે વખતે આપણે તેનો જમણો પગ ઊંચકીને આપણા ડાબા હાથ ઉપર ચિત્ર નં. ૧ પ્રમાણે રાખીને પકડવો. પછી તેના પગનો તે પંજો આપણી છાતીનો દાબ દઈને ઊલટો દાબવો એટલે તેના પગને ઇજા થશે.




દાવ નં. ૧૦ ચિત્ર સંખ્યા ૨૦૯—૨૧૦

કાલફાંસ-(દાવ ન. ૧૦)·—સામાવાળો જમીન ઉપર આપણી આગળ ચિત્ર ન ૧ પ્રમાણે બેઠેલો હોય, તે વખતે આપણે આપણો જમણો પગ તેની ડોક ઉપરથી નાખીને અને આપણા ડાબા પગમા આપણો જમણો પગ તે જ ચિત્રમા બતાવ્યા પ્રમાણે ઘાલીને તેના ઉપ-ગળખોડા (કુંદા) બાધવો સામાવાળો જોરદાર હશે તો તે આપણને લઇને ચિત્ર ન. ૨ પ્રમાણે ઊભો થઇ જશે. એ રીતે તે ઊભો રહે, તો આપણે આપણા પગ વડે તેના ગળા ઉપર દાબ દેવો અને આપણા જમણા હાથ વડે તેનો ડાબો પગ પકડીને તેને જમીન ઉપર પાછળ ચત્તો પાડવો.

**ઊલટા હાથખોડા**–(દાવ નં. ૧૧):—સામાવાળો આપણી ડાબી બાજુએ ઊભો હોય, તે વખતે આપણે તેનો જમણો હાથ આપણા ડાબા હાથ વડે ચિત્ર નં. ૧ પ્રમાણે ચત્તો કરીને પકડવો. પછી તેના જમણા હાથનું કાંડું આપણા જમણા હાથ વડે તેજ ચિત્ર પ્રમાણે પકડવું. આપણા ડાબા હાથ વડે તેનો જમણો હાથ ઉપર ધકેલવો અને જમણા હાથ વડે તેનો જમણો હાથ નીચે દાબવો. એટલે તેનો હાથ કોણીમાથી ભાંગવાનો સંભવ છે. તેના હાથને કોણીની પાછળથી અને બાજુથી દાબ આવતો હોવાથી ઇજા થાય છે.




દાવ નં. ૧૧–૧૨ ચિત્ર સંખ્યા ૨૧૧–૨૧૨

**બહારની નીંદર**–(દાવ નં. ૧૭):—સામાવાળો આપણી આગળ ચિત્ર નં. ૧ પ્રમાણે બેઠેલો હોય, તે વખતે આપણે આપણા ડાબા હાથ વડે તેની કમર પકડવી, અને જમણા હાથ વડે તેના જમણા હાથનું કાંડું પકડવું. પછી તે જ ચિત્ર પ્રમાણે આપણું માથું તેના જમણા દંડના પાછલા ભાગને ટેકવીને તેનો તે જ હાથ આગળ ધકેલવો અને આપણા જમણા હાથ વડે તેનો તે જ હાથ પાછળ ખેંચીને તેની પીઠ ઉપર ચડાવવો (ચિત્ર નં. ૧). વધારે ઊંચે ચડાવવાથી તેના હાથને ઇજા થશે.




દાવ નં. ૧૩ ચિત્ર સંખ્યા ૨૧૩–૨૧૪

**અંદરની દુહેરી (એવડી) નૌંદર**–(દાવ નં ૧૩)·—સામાવાળાને જમીન ઉપર અવળો નાબો કરવો અને તેને છાતીથી નીચે દાબવો એટલે તે ચિત્ર નં. ૧ પ્રમાણે હાથ ટદાર કરીને ઉચો ઊઠશે તે વખતે આપણા બન્ને હાથ તે જ ચિત્ર પ્રમાણે તેના હાથની અંદર ઘાલીને તેના હાથના કાંડા પકડવા. પછી એકદમ બન્ને હાથ ઊનટા મરડીને તેની પીઠ ઉપર ચિત્ર નં ૨ પ્રમાણે ચડાવવા હાથ વધારે ઊંચા ચડાવવાથી તેના હાથને ઇજા થશે




દાવ નં. ૧૪ ચિત્ર સંખ્યા ૨૧૫-૨૧૬

**બીજી બાજુની નીંદર**–(દાવ નં. ૧૪):—સામાવાળાને જમીન ઉપર ઊંધો લાંબો કરવો. પછી તેની જમણી બાજુએ બેસીને ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા જમણા હાથ વડે તેનો ડાબો હાથ અંદરથી નાખીને બહારથી પકડવો. પછી તેના ડાબા હાથનું કાંડું આપણા ડાબા હાથ વડે પકડવું. પછી તેનો તે જ હાથ ચિત્ર નં. ૨ પ્રમાણે તેની પીઠ ઉપર અવળો ચડાવવો. વધારે ઊંચો ચડાવવાથી તેના હાથને ઇજા થશે.

**ઉરેબ ધોબીપાટ (એકેરી) એકવડી**-(દાવ નં. ૧૫):—ધોબીપાટના દાવ પ્રમાણે જે દાવ કરવાનો છે. પણ આ દાવ કરતાં સામાવાળાનો જમણો હાથ મરડીને-ઉલટો કરીને પછી તેને આપણા જમણા ખભા ઉપરથી ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવાનો છે. આ દાવમાં આપણે ઊભા રહીને જ તેનો હાથ આપણા બંને હાથ વડે નીચે દાબીએ એટલે તે ભાંગવાનો સંભવ છે.







દાવ નં. ૧૫-૧૬ ચિત્ર સંખ્યા ૨૧૭-૨૧૮

**ઉરેબ ધોબીપાટ (દુહેરી) બેવડી**-(દાવ નં. ૧૬):—સામાવાળો આપણી સામે ઊભો હોય, તે વખતે આપણે આપણા જમણા હાથ વડે તેનો ડાબો હાથ પકડવો અને ડાબા હાથ વડે તેનો જમણો હાથ પકડવો. આ રીતે હાથ પકડતાં તે વળીને ઊલટા આવે એમ ફેરવીને પકડવા એટલે તેના હાથની કોણીઓ જમીન તરફ રહેશે. પછી આપણે આપણું માથું નીચે નમાવીને તેના હાથ નીચેથી આપણી ડાબી બાજુએ ફરી જવું અને તેનો જમણો હાથ આપણા ડાબા ખભા ઉપરથી આગળ લાવવો અને ડાબો હાથ આપણા જમણા ખભા ઉપરથી ચિત્ર નં. ૧ પ્રમાણે આગળ લાવવો. પછી બંને હાથ નીચે દાબીને અને આપણે આગળ નમીને તેને આપણી પીઠ ઉપરથી આગળ નાખવો. આમાં ઊભા રહીને જ હાથ દાબીએ તો તે ભાંગશે.

**આડો ઉરેબ ભુટ્ટી**-(દાવ નં. ૧૭):—સામાવાળો આપણી જમણી બાજુએ ઊભો હોય, તે વખતે તેનો ડાબો હાથ આપણે આપણા ડાબા હાથ વડે આપણી છાતી ઉપર થઇને ડાબી બાજુ ખેંચીને ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવો. આ રીતે પકડતાં તેનો હાથ ફેરવીને ઊંધો કરવો એટલે તેની કોણી આપણી છાતીને ટેકીને રહેશે. પછી આપણો જમણો હાથ લાંબો કરીને તે જ ચિત્ર પ્રમાણે તેના ગળાના કાકડા ઉપર દાબવો. પછી તેનો ડાબો હાથ આપણી છાતી વડે આગળ ધકેલવો અને ડાબા હાથ વડે પાછળ ખેંચવો અને તેની ડોક આપણા જમણા હાથના આગલા ભાગ વડે પાછળ દાબવી. આ રીતે દાવ કરવાથી તેના હાથને ઇજા કરી શકાશે.




દાવ નં ૧૭–૧૮ ચિત્ર સંખ્યા ૨૧૯–૨૨૦

**ભેંસ પછાડ (ઊભા રહીને)**-(દાવ નં. ૧૮):—સામાવાળો આપણી ડાબી બાજુએ ઊભો હોય, તે વખતે આપણે આપણો જમણો હાથ તેની ડોક ઉપર ચિત્ર નં. ૧ પ્રમાણે ગળીને તેની ડોક નીચે દાબવી. પછી આપણો ડાબો હાથ નીચેની બાજુથી લાવીને આપણા બંને હાથની આંગળીઓ એકમેકમાં ભરાવવી. પછી તેની ડોક આપણા બંને હાથ વડે દાબીને તેને આપણી જમણી બાજુએ ફેંકી જમીન ઉપર પછાડવો.

॥ શ્રીગજાનન પ્રસન્ન ॥

# જમૈયાની કુસ્તી (વાંકના હાથ)



## ઉપોદ્ઘાત.



**જૂના** વખતમા બંદૂકના દારૂનો શોધ થયો ન હતો, તે વખતે હાથોહાથની લડાઇઓ થતી હતી. એ વખતે તલવાર, પટ્ટા, જમૈયા, વગેરે હથિયારોનો ઉપયોગ ઘણો થતો, અને તેને લીધે સૈનિકોને એ હથિયારો સારી રીતે વાપરતાં શીખવવામા આવતું હતું. પ્રત્યક્ષ લડાઇના વખતે શત્રુ પાસેથી આપણે છૂટી શકીએ અને તેને મારી શકીએ તેટલા માટે એ હથિયારોનો ઉપયોગ કરવાની વિદ્યા અસ્તિત્વમા આવેલી. આ વિદ્યા શાંતિના વખતમાં સૈનિકોને શીખવીને તેને તરબેજ કરી રાખતા. એ હથિયારો યોગ્ય રીતે અને સફાઇથી વાપરી શકાય તે માટે તે વાપરવાની યુક્તિઓ શીખવવામા આવતી અને તેની જ જોડે એ હથિયારો બળપૂર્વક, કુશળતાપૂર્વક, અને ચાલાકીથી વાપરી શકાય તે માટે હાથ પગને તથા દૃષ્ટિને એક વિશિષ્ટ રીતનુ શિક્ષણુ આપીને તે અવયવોને પણુ તૈયાર કરાવી લેવામા આવતા. જે તે પ્રકારના હથિયારના ઘાવ બરાબર કરી શકાય તે માટે તે તે અવયવોને તૈયાર કરવા

— લેખક —



કે શ્રી સર ગંગાધર ગણેશ પટવર્ધન,
કે સી આય ઈ,
રાજાસાહેબ, મિરજ (સિનિયર)




ચિત્ર સંખ્યા ૨૨૧

તેની અણીઓ બતાવેલી છે. ચિત્રની નીચે જુદા જુદા ઘાવનાં નામોની યાદી આપેલી છે.

**વાંકના હાથો (ઘાવ) નો નકશો.**

એ હાથો (ઘાવ) નીચે પ્રમાણે છે:— (૧) તમાચો, (૨) કમર, (૩) કોકો (૪) ચીર, (૫) શિર, (૬) હૃદ, (૭) અંતરો, (૮) પવરો, (૯) જાનુ (ગોઠણ) સીધો, (૧૦) જાનુ ઊલટો, (૧૧) રાન, (૧૨) ભંડારો ઊલટો, (૧૩) ભંડારો સીધો, (૧૪) પાલટ, (૧૫) કડક, (૧૬) પહિલુ સીધો, (૧૭) પહિલુ ઊલટો, (૧૮) હસકૂમ

ગીધો, (૧૯) લક્રૂમ જીસરો, (૨૦) શાદગ્ગ ગીધી, (૨૧) શાદગ્ગ જીવટી, (૨૨) જનવા (જનોઇ) ગીધો, (૨૩) જનવા જીસરો, (૨૪) દેમાવસ ગીધો, (૨૫) દેમાવસ જીવરો, (૨૬) ગોદા ગીધો, (૨૭) ગોદા જીવરો, (૨૮) દામડી ગીધો, (૨૯) દામડી જીસરો, (૩૦) બગલ, (૩૧) સીનો (છાતી), (૩૨) બાદેરો.

**સલામી:**—બાદી કુસ્તી પ્રમાણે આ કુસ્તીમાં પણ ખેલાડૂવૃત્તિ અને દિલદારપણું દેખાડવા માટે કુસ્તીની શરૂઆતમાં એકમેકને વંદન કરવાનો રિવાજ છે. તે કેમ કરવું તેની ચોક્કસ રીત ઠરાવેલી છે. એ સલામીના ઊભા રહીને અને બેસીને એવા બે પ્રકારો આપેલા છે.

**(૧) એક જણે (એકલાએ જ) જુદા જુદા ઘાવ મારવા અને સામાવાળાએ તે માત્ર અટકાવવા:**—જમૈયાની કુસ્તીમાં મુખ્ય વાત એ હોય છે કે ઘાવ લાગ્યા પહેલાં સામાવાળાનો હાથ પકડી લેવો. શરીરના જુદા જુદા ભાગો ઉપર ઘાવ મારવાની ટેવ પાડવાની એ ઘાવ મારનારને જરૂર છે, અને સામાવાળાનો એ ઘાવ લાગતાં પહેલાં તેનો એ હથિયારવાળો હાથ આંખનું મટકું ન પડે તેટલી ક્ષણમાં પકડી લેવાની ટેવ પાડવાની એ ઘાવ અટકાવનારને પણ તેટલી જ જરૂર છે. તેટલા માટે શરૂઆતમાં એક જણે જુદા જુદા ઘાવ મારવાની ટેવ કેળવે, અને બીજો (સામાવાળો) તે ઘાવને અટકાવવાની ટેવ કેળવે, એ વધારે સગવડવાળું અને સુગમ છે. એટલે પ્રથમ તેવી કેટલીક ધાક આપવામા આવી છે.

**(૨) ઘાવ મારનારના ઘાવ અટકાવીને સામાવાળાએ ઊલટા ઘાવ મારવા, અને તે પહેલા ઘાવ મારનારને અટકાવવો:**—ઉપર જણાવ્યા પ્રમાણેની ટેવ કેળવાયા પછી ઘાવ અટકાવનારે ઊલટા ઘાવ મારવાની ટેવ કેળવવી અને સામાવાળાના તે ઘાવ અટકાવવાની પહેલા ઘાવ મારનારે ટેવ કેળવવી. એ માટે એવા પ્રકારની પણ કેટલીક ધાક આપવામાં આવી છે.

આ બંને પ્રકારની ધાક પ્રથમ બેસીને કરવી અને પછી ઊભા રહીને પણ તે જ ધાક કરવી, એટલે ઊભા રહીને ઘાવ મારવાની તથા અટકાવવાની ટેવ કેળવાશે.

**(૩) તોડ-ઘાવ મારનારનો હથિયારવાળો હાથ કબજામાં લઇને તેના ઉપર ઘાવ મારવા:**—ઉપર પ્રમાણે બેસીને અને ઊભા રહીને કરવાની ધાકની ટેવ કેળવાયા પછી ઘાવ મારનારના હથિયારવાળા હાથને કબજામાં લેવાની અને તે (સામાવાળા) ના ઉપર બેસીને તથા ઊભા રહીને ઘાવ મારવાની ટેવ કેળવવી. એ માટે એવી પણ કેટલીક ધાક આપવામાં આવી છે. જેમાંની કેટલીક બેસીને અને કેટલીક ઊભા રહીને કરવાની છે.

*જમૈયાના જુદા જુદા ઘાવ કઈ કઈ જગાએ મારવાના તે સમજવા માટે અગાઉ ચિત્ર આપેલું છે. તે પ્રમાણે બધા ઘાવ મારવાની અને અટકાવવાની ટેવ કેળવવી. તેવા થોડા ઘાવોની ધાક નમૂના માટે આ પુસ્તકમાં આપેલી છે.*

**(૪) સાંકળ (જમૈયાની કુસ્તીના દાવ):**—કુસ્તી કરતાં બંને રમનાર એકમેકના ઘાવ અટકાવીને જુદા જુદા કુસ્તીના દાવ તથા તોડ વગેરે કરે છે, અને છેવટે એકનું હથિયાર કાઢી લીધું, કે તેનો હથિયારવાળો હાથ બાંધી લીધો, એટલે તે કુસ્તી પૂરી થાય છે. આ દાવોની કલ્પના સ્પષ્ટ આવે તેટલા માટે તેવા થોડા દાવોની સાંકળ આપેલી છે. આવી સાંકળ અનંત થઇ શકે છે.

**સૂચના:**—ચિત્રમા પટ્ટાવાળુ ગ ઞ્જીફરાક પહેરેલુ છે તે ઘાવ મારનારો છે અને સાદુ ાઞ્જીફરાક પહેરેલુ છે તે અટકાવનારો (પ્રતિપક્ષી) છે, એવુ સમજીને આગળની માહિતી ાચવી



સનામી ચિત્ર સખ્યા ૨૨૨–૨૨૩

**ઊભી સલામી:**—ચિત્ર ન. ૧ પ્રમાણે સામસામે ઊભા રહીને એકમેકે એકમેકના જમણા ડાબા ડાબા હાથ વડે પકડી સનામી લેવી.

**બેઠી સલામી:**—ચિત્ર નં ૨ પ્રમાણે રમનારાએ એકમેકની સામે ગોઠણભર (પગના પંજા અદરની બાજુ વાળીને તેના ઉપર) બેસવુ પછી સામાવાળાનુ જમણા હાથનુ કાડુ આપણા ડાબા હાથ વડે અને આપણા જમણા હાથનું કાડુ સામાવાળાએ તેના ડાબા હાથ વડે પકડીને સનામી લેવી

## ૧ એકે ઘાવ મારવો અને બીજાએ અટકાવવો



દાવ નં. ૧ ચિત્ર સંખ્યા ૨૨૪–૨૨૫–૨૨૬

પલટો-(દાવ નં ૧) —ચિત્ર નં. ૧ પ્રમાણે અવસાનમાં હાથ પાછળ લઈને ચિત્ર નં ૨ પ્રમાણે સામાવાળાની ડાબી છાતી ઉપરના ભાગમાં જોરથી જમૈયાનો ઘાવ કરવો. એ ઘાવ લાગતાં પહેલાં ઘાવ મારનારનું જમણું કાંડું સામાવાળાએ પોતાના ડાબા હાથ વડે ચિત્ર નં ૩ પ્રમાણે પાછળ દાબીને પોતાનો બચાવ કરવો.



દાવ નં. ૩ ચિત્ર સંખ્યા ૨૩૦—૨૩૧—૨૩૨

જાનુ (ગોઠણ) ઊલટા-(દાવ નં. ૩):—જાનુનો ઘાવ અટકાવ્યો, તે મરડીને છોડાવ્યા પછી ચિત્ર નં. ૧ પ્રમાણે આપણે આપણો જમણો હાથ અવસાનથી પાછળ લઇને, જમણી તરફથી ડાબી તરફ માથા ઉપરથી ફેરવીને, સામાવાળાના જમણા ગોઠણ ઉપર ચિત્ર નં. ૨ પ્રમાણે ઘાવ કરવો. એ ઘાવ લાગતાં પહેલાં સામાવાળાએ ઘાવ મારનારનું જમણું કાંડું પોતાના ડાબા હાથ વડે પકડી પોતાની જમણી તરફ પાછળ ધકેલીને ચિત્ર નં. ૩ પ્રમાણે પોતાનો બચાવ કરવો.




દાવ નં. ૪ ચિત્ર સંખ્યા ૨૩૩–૨૩૪–૨૩૫

રાન–(દાવ નં. ૪) —જાનુનો ઊલટો ઘાવ અટકાવ્યો, તો ચિત્ર ન. ૧ પ્રમાણે આપણા જમણા હાથનું કાંડું મરડીને ઝટકાથી છોડાવવું, તે પછી તેને માથા ઉપરથી જમણી તરફ ફેરીને ચિત્ર નં. ૨ પ્રમાણે સામાવાળાની જાંઘની ઉપરના ભાગ ઉપર ઘાવ કરવો એ ઘાવ લાગતા પહેલાં સામાવાળાએ ચિત્ર નં. ૩ પ્રમાણે ઘાવ મારનારનું જમણું કાંડું પોતાના ડાબા હાથ વડે જોરથી ઊંચે લઇને બહારના ભાગ તરફ દાબવું અને પોતાનો બચાવ કરવો

## ૨ સામાવાળાનો ઘાવ અટકાવીને તેના ઉપર ઘાવ કરવો.




દાવ નં ૧ ચિત્ર સંખ્યા ૨૩૬–૨૩૭

**તમાચો અને આહેરો**–(દાવ નં ૧) —ચિત્ર નં ૧ પ્રમાણે ઘાવ મારનારો તમાચો મારવા આવે તે વખતે સામાવાળાએ પોતાના ડાબા હાથ વડે ચિત્ર નં ૨ પ્રમાણે તેના હાથને કાઢ઼ ઝાલીને તેનો ઘાવ અટકાવી પોતે તેના ઉપર આહેરનો ઘાવ કરવો




દાવ નં. ૨ ચિત્ર સંખ્યા ૨૩૮-૨૩૯

**કમર અને છાતી**–(દાવ નં. ૨):—પ્રતિપક્ષી બાઉરાનો ઘાવ મારવા આવે, તે વખતે આપણે ચિત્ર નં. ૧ પ્રમાણે તેનો બાઉરાનો હાથ તેનું કાંડું ઝાલીને અટકાવવો અને આપણા જમણા હાથ વડે તેની કમર ઉપર ઘાવ કરવો. આ પ્રમાણે કરેલો ઘાવ સામાવાળાએ ચિત્ર નં. ૨ પ્રમાણે અટકાવી પ્રતિસ્પર્ધીની છાતી ઉપર સીનાનો ઘાવ કરવો.




દાવ નં. ૩ ચિત્ર સંખ્યા ૨૪૦–૨૪૧

**કોઠો અને બગલ**–(દાવ નં. ૩):—પ્રતિપક્ષી સીનો મારવા આવે તે વખતે ચિત્ર નં. ૧ પ્રમાણે આપણે તેને ડાબા હાથ વડે અટકાવીને આપણે આપણા જમણા હાથમાંના હથિયાર વડે તેના ડાબા કોઠા ઉપર ઘાવ કરવો. ચિત્ર નં. ૨ પ્રમાણે એ ઘાવ તે અટકાવે, એટલે આપણે તેની બગલમાં ઘાવ કરવો.




દાવ નં. ૪ ચિત્ર સંખ્યા ૨૪૨–૨૪૩

**ચીર અને ઊલટી હાંસડી**–(દાવ નં ૪):—અગલ મારવા આવેલા હાથને ચિત્ર નં. ૧ પ્રમાણે અટકાવીને તેના તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ચીરનો દાવ કરવો. પ્રતિપક્ષી તેને અટકાવે, એટલે તેના ઉપર ઊલટી હાંસડીનો દાવ કરવો




દાવ નં. ૫ ચિત્ર સંખ્યા ૨૪૪—૨૪૫

**શિર અને સીધી હાંસડી**—(દાવ નં. ૫).—ઊલટી હાંસડીનો ઘાવ ચિત્ર નં. ૧ પ્રમાણે અટકાવે, એટલે તે જ ચિત્રમા બતાવ્યા પ્રમાણે શિરનો ઘાવ કરવો. પ્રતિસ્પર્ધીએ તે હાથ ચિત્ર નં. ૨ પ્રમાણે બાજુએ કરીને સામેથી તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે સીધી હાંસડીનો ઘાવ કરવો.

## ૩ તોડ.




તોડ નં. ૧ ચિત્ર સંખ્યા ૨૪૬—૨૪૭—૨૪૮

**તમાચાની તોડ**–(તોડ નં. ૧):—ઘાવ કરનારે સામાવાળા ઉપર તમાચાનો ઘાવ કર્યો હોય, તો સામાવાળાએ તેના જમૈયાવાળો હાથ પકડીને મરડવો અને આપણી ડાબી તરફ ચિત્ર નં. ૧ પ્રમાણે તેને જમીન ઉપર દાબી રાખવો. પછી ચિત્ર નં. ૨ પ્રમાણે એ દબાવેલા હાથ ઉપર આપણો ડાબો ગોઠણ મૂકીને ચિત્ર નં. ૩ પ્રમાણે આપણી છાતીથી તેના દંડ ઉપર દાબ દઈને તેના મર્મસ્થાનમાં તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ઘાવ કરવો.



તોડ નં. ૨ ચિત્ર સખ્યા ૨૪૯—૨૫૦

**કમરની તોડ**-(તોડ ન. ૨)·—વાર કરનારે સામાવાળા ઉપર કમરનો વાર કર્યો હોય, તો સામાવાળાએ પોતાના ડાબા હાથ વડે તેના જમણા હાથનુ કાંડું પકડીને તે હાથ ચિત્ર ન. ૧ પ્રમાણે પાછળ ધકેલવો અને તેની પાછળથીમા ચિત્ર ન. ૨ પ્રમાણે ઘાવ કરવો.




તોડ ન ૩ ચિત્ર સખ્યા ૨૫૧–૨૫૨

**ચીરની** તોડ–(તોડ ન ૩) —વાવ કરનારે આપણા ઉપર ચીરનો ઘાવ કર્યો હોય, તો આપણે તેનો જમણો હાથ ચિત્ર ન ૧ પ્રમાણે પકડીને અનગો મરડવો, અને ચિત્ર ન. ૨ પ્રમાણે તેના ઉપર જનોઇનો ઘાવ મારવો

# ૪ સાંકળ.



સાંકળ નં. ૧ ચિત્ર સંખ્યા ૨૫૩-૨૫૬

**તમાચાની સાંકળ**–(સાંકળ નં. ૧):—ઘાવ કરનારે સામાવાળા ઉપર તમાચાનો ઘાવ કર્યો હોય, તો સામાવાળાએ તેનો તે હથિયારવાળો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે પકડીને અવળો મરડવો અને તેના ઉપર તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે બાહેરાનો ઘાવ મારવો. તમાચાનો ઘાવ કરનારે પોતાના ડાબા હાથ વડે સામાવાળાનો જમણો હાથ તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પકડીને ચિત્ર નં. ૨ પ્રમાણે તેને મોળાની બહારની ટાંગ મારવી, અને તેને ચિત્ર નં. ૩ પ્રમાણે નીચે જમીન ઉપર પાડવો. પછી બાહેરા મારનારે એ ટાંગ મારનારના ડાબા પગના ગોઠણના બહારના સાંધા ઉપર પોતાના ડાબા પગના પંજાનો દાબ દઇને અને પોતાના જમણા પગ વડે તેના ડાબા પગને આંકડી પ્રમાણે બાંધી લઇને ચિત્ર નં. ૪ પ્રમાણે તમાચો મારનારનો તે હથિયારવાળો હાથ આપણા ડાબા હાથથી મરડી તેનુ હથિયાર કાઢી લેવું.




સાંકળ નં. ૨ ચિત્ર સંખ્યા ૨૫૭-૨૬૦

**કમરની સાંકળ**-(સાંકળ નં. ૨):—ઘાવ કરનાર આપણા ઉપર કમરનો ઘાવ કરવાનો હોય, તો આપણે આપણા ડાબા હાથ વડે તેનું કાંડું ચિત્ર નં. ૧ પ્રમાણે બહાર મરડીને તેના ઉપર કોણીનો ઘાવ કરવો. આ ઘાવ લાગવા દેતાં પહેલાં તેણે આપણા ઉપર આપણો હાથ પકડીને ચિત્ર નં. ૨ પ્રમાણે સફીનો દાવ કરવો. સફીનો દાવ થતાં પહેલાં આપણે ચિત્ર નં. ૩ પ્રમાણે તેના ઉપર ધોબીપાટ કરવો. અને ધોબીપાટનો ઘાવ થતાં પહેલાં તેણે આપણા ઉપર ખપ્પો બાંધીને ચિત્ર નં. ૪ પ્રમાણે આપણો હાથ મરડીને આપણું હથિયાર કાઢી લેવું.




સાંકળ નં. ૩ ચિત્ર સંખ્યા ૨૬૧–૨૬૫

**ચીરની સાંકળ**–(સાંકળ નં. ૩) :—ઘાવ કરનારે આપણા ઉપર ચીરનો ઘાવ કર્યો હોય, તો આપણે તેનો હથિયારવાળો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે પકડીને તેને પાછળ ધકેલવો અને તેના હાથ ઉપર તે ચિત્ર પ્રમાણે હાયકડી બાંધવી. પછી ચિત્ર નં. ૨ પ્રમાણે તેના ઉપર સકીનો દાવ કરવો. એ રીતે સકી થાય એટલે ચીર મારનારે ચિત્ર નં. ૩ પ્રમાણે સવારી બાંધવી. અને સવારી બાંધવા માંડે એટલે ચિત્ર નં. ૪ પ્રમાણે બહારની ટાંગ મારીને ચિત્ર નં. ૫ પ્રમાણે તેને ચીત કરવો, અને પછી તેનો હથિયારવાળો હાથ મરડીને તેનુ હથિયાર કાઢી લેવું.

**શિરની સાંકળ-**(સાંકળ નં. ૪):—ઘાવ મારનારે આપણા ઉપર શિરનો ઘાવ માર્યો હોય, તો આપણે તેનો હથિયારવાળો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે પકડીને તેને પાછળ ધકેલવો અને તેના ઉપર બગલનો ઘાવ કરવો. તેણે આપણો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે પકડીને બગલનો એ ઘાવ અટકાવવો અને આપણો તે જ હાથ સરડીને આપણને ચિત્ર નં. ૨ પ્રમાણે તે જમીન ઉપર લાવે. પછી તે આપણા ઉપર ચિત્ર નં. ૩ પ્રમાણે નમાજબંધ બાંધે. એ નમાજબંધ બાંધે તે જ વખતે આપણે ધડ ફેંકીને (ડંકી મારીને) તેને ચિત્ર નં. ૪ પ્રમાણે નીચે લાવવો અને ચિત્ર નં. ૫ પ્રમાણે તેના ઉપર બાલસાંગડા બાંધીને તેનું હથિયાર કાઢી લેવું.

**ઊલટા મોઢાની સાંકળ**-(સાંકળ નં. ૫):—ઘાવ કરનારે આપણા ઉપર ઊલટા મોઢાનો ઘાવ કર્યો હોય, તે વખતે આપણે તેનો હથિયારવાળો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે જમણા હાથ વડે પકડીને મરડવો અને ચિત્ર નં. ૨ પ્રમાણે તેની પીઠ ઉપર જવું. એટલે તે આપણો ડાબો હાથ મરડીને ચિત્ર નં. ૩ પ્રમાણે આપણી સામે આવશે. એ રીતે એ સામે આવે એટલે તે ૪ ચિત્ર પ્રમાણે તેનો હાથ મરડીને હથિયાર કાઢી લેવું.

આ દાવમાં સામાવાળાના હાથમાં જમૈયો ન હોય તો પણ તે ઘાવ મારનારથી પોતાનો બચાવ કેમ કરી શકે છે તે બતાવ્યું છે.

॥ શ્રીગજાનન પ્રસન્ન ॥

# બિનોટ



## ઉપોદ્ઘાત.



**બિનોટની** વિદ્યા હિંદુસ્તાનમાં બહુ જૂના વખતથી અસ્તિત્વમાં છે. જૂના અંધાધૂંધી વખતમાં આ વિદ્યાનો સ્વસંરક્ષણ માટે ઘણો સારો ઉપયોગ થતો હતો. આ વિદ્યામાં નિષ્ણાત થયેલાં અનેક મહાન્ માણસો પૂર્વે હતાં; અને વર્તમાન કાળે પણ કોઇ કોઇ ક્વચિત્ હશે. પણ હાલમાં તો આ વિદ્યાનું કેવળ નામ માત્ર સિલક રહેલું છે. એ વિદ્યા ખરેખરી કેવી છે તેની ખરી કલ્પના પણ બહુ જ થોડાને હશે. એ વિદ્યાની માહિતી છે એવું કહેનારો પણ ક્વચિત્ જ કોઇ મળે છે. પરંતુ તે પણ એ વિદ્યા બીજાને સારી રીતે બતાવી શકે તેવો હોતો નથી, અગર બતાવતો નથી. આવી સ્થિતિ હોવાથી એ વિદ્યા એટલે એક પ્રકારનું જાદુ છે એવી ભ્રામક કલ્પના પ્રસરેલી છે. તેથી, આ વિદ્યાની ખરેખરી માહિતી અમારા દેશબંધુઓની સમક્ષ ખુલ્લા મનથી આપવા સારુ આ અલ્પ પ્રયત્ન અમે કરેલો છે.

—: લેખક :—



કે. શ્રી. સર ગંગાધર ગણેશ પટવર્ધન,
કે. સી. આય. ઈ.,
રાજાસાહેબ, મિરજ (સિનિયર)

બિનોટ એ હિંદી શબ્દ છે, અને 'બિન+ ઓટ=નહીં આડ' એવો તેનો સાદો–સરળ અર્થ છે. શરીરનુ રક્ષણ કરવા માટે આડુ ધરવા જેવુ કઇ જ ન હોય એવે વખતે હિમ્મતથી અને યુક્તિથી સ્વતનો બચાવ કરવાનુ જે શાસ્ત્ર તે બિનોટ આપણા શત્રુના હાથમા છરી, તલવાર, પિસ્તોલ વગેરે જેવુ મારક શસ્ત્ર હોય, અને આપણા હાથમા ઢાલ, કાઠી વગેરે કઇ પણ સાધન ન હોય, એવી સ્થિતિમા સમયસૂચકતા વાપરીને સ્વતનો બચાવ કરવાની જે વિદ્યા તેને બિનોટ કહે છે આ વિદ્યાની સહાયથી પૂર્વના વખતમા કેટલાક ઉસ્તાદ લોકોએ શત્રુની સામે પોતાનો બચાવ કરી લીધેલો, એવી હકીકત પરપરાથી આપણા સાભળવામા આવેલી છે અને તે ખરી પણ છે અમારો આ સબધમા એવો મત છે કે આ વિદ્યા ખોટી નથી અમુક મનુષ્ય બિનોટ સારી રીતે જાણે છે તેની ખરી પરીક્ષા કોઇ તેવા પ્રસગે તેના હાથથી તે વિદ્યાનો ઉપયોગ થાય છે ત્યારે જ થાય છે સાધારણ કુસ્તીના કે ફરીગદકાના દાવ રમતા આપણી સામે એક જ માણસ હોય છે, અને તેના હાથમા પ્રાણઘાતક શસ્ત્ર હોતુ નથી, એવી સ્થિતિમા પણ સામાવાળા પાસેથી આપણો બચાવ કરી લેવાનુ કરવુ પડે છે, તો જ્યારે ખરેખર જ આપણો શત્રુ હાથમા શસ્ત્ર લઇને આપણને મારવા માટે આવે, ત્યારે પ્રસગાવધાન રાખીને તેની સામે આપણો બચાવ કરી લેવો અને તેને નાસીપાસ બનાવવો એ ઘણુ જ કઠણ કામ છે છતા, આ વિદ્યા શીખીને પણ શીખનારે હુ અમુક કરીશ એવુ અભિમાન ધરાવવુ એ બરાબર નથી શ્રી છત્રપતિ શિવાજી મહારાજે અફઝુલખાનની ભેટના વખતે બિનોટના જેવી જ કાઇ કરામત કરીને સ્વતનો બચાવ કરેલો અને તેને ઠાર મારેલો, એ વાત તદ્દન સાચી છે પરતુ એવુ ધૈર્ય અને પ્રસગાવધાન કેટલા માણસો બતાવી શકશે?

આ પુસ્તકમા જણાવેલા પ્રકાર એવા જ પ્રકારના ઇતર દાવ બરાબર સમજી લઇને તેનો એકનિષ્ઠાથી અભ્યાસ થવાની જરૂર છે કેમ કે આખનુ મટકુ મરાય તેટલા વખતમા આ બિનોટની ક્રિયા થવાની જરૂર હોય છે તે પ્રમાણે તે ન થાય તો પ્રાણહાનિનો વખત આવવાનો જ આવી સ્થિતિ હોવાથી આ વિકટ વિદ્યા સાધ્ય કરવાનુ કામ ઘણા જ આગ્રહપૂર્વક અને સપૂર્ણ લક્ષ રાખીને કરવુ જોઇએ આ વિદ્યાના ઘણા ખરા દાવોમા સામાવાળાનો શસ્ત્રવાળો હાથ એકદમ પકડીને તેને અવળો મરડવાનો હોય છે એવા વખતે પુષ્કળ સ્ફૂર્તિની જરૂર રહે છે

બિનોટની વિદ્યામા પ્રસગાવધાનની ખાસ જરૂર રહે છે મનુષ્ય સ્વભાવનો વિચાર કરીને કામ કરીએ તો આપણો બચાવ ઉત્તમ રીતે કરી શકાય

## બિનોટના દાવ.



દાવ નં. ૧ ચિત્ર સંખ્યા ૨૭૪–૨૭૯

**તમાચાનો ઘાવ**-(દાન નં. ૧)·—પ્રતિસ્પર્ધી આપણા અંગ ઉપર ચિત્ર નં. ૧ પ્રમાણે તનવાર લઇને ચડી આવે અને તે આપણા ઉપર તમાચાનો ઘાવ કરવા માટે તેનો જમણો હાથ ઉગામે, તે વખતે તે જે પવિત્રા ઉપર ઊભો હોય તે જ પવિત્રો આગળ રાખીને આપણે તેની નજર રોકીને ઊભા રહેવુ. પછી ચિત્ર નં. ૨ પ્રમાણે પ્રતિસ્પર્ધી તેનો જમણો પગ આગળ કરે અને આપણા પર તમાચાનો ઘાવ ઉગામે, એટલે આપણે પોતે જમણો પગ આગળ નાખીને ડૂબ લેવી અને આપણા ડાબા પગનો ગોઠણ જમીન ઉપર ટેકવવો તથા જમણા પગનો ગોઠણ ઊભો મૂકવો. તેનો તનવારવાળો હાથ નીચે આવે તે અગાઉ આપણો ડાબો હાથ ઊંચો કરીને તે હાથ વડે તેના તનવારવાળા હાથનું કાંડું અધવચ્ચે ઉપર ને ઉપર જ પકડવું. એવી રીતે તેનો હાથ પકડતા આપણો અંગૂઠો અંદરની બાજુએ અને આગળીઓ બહારની બાજુએ રાખવી આ પ્રમાણે પ્રતિસ્પર્ધીનું કાંડું પકડયા પછી આપણા જમણા હાથ વડે તેનો જમણો હાથ પકડવો, અને તે જ અનસાનમાં તેના જમણા હાથ નીચેથી ચિત્ર નં. ૩ પ્રમાણે ફરી જઇને જમણી તરફ ચિત્ર નં. ૪ પ્રમાણે બહાર નીકળવું અને તેનો હાથ પકડીને ઊભા રહેવું. પછી તેના જમણા પગના પંજા ઉપર આપણા ડાબા પગનો પંજો ચિત્ર નં. ૪ પ્રમાણે મૂકીને તે પગ જોરથી દાબવો અને પકડેલો હાથ પણ ઊંધો ફેરવીને તેને તે જ ચિત્ર પ્રમાણે આગળ દાબવો પછી આપણા ડાબા હાથ વડે તેના જમણા હાથની કોણી પકડીને તેને પણ ઊંધી કરીને નીચે દાબવી. અને તે જ વખતે જમણા હાથ વડે તેના હાથને ઉપર આંચકો મારીને, શક્ય તેટલા જોરથી આપણા બંને હાથ વડે તેને આપણી જમણી બાજુએ ખેંચીને, ચિત્ર નં. ૫ પ્રમાણે નીચે પાડવો પછી ચિત્ર નં. ૬ પ્રમાણે આપણા ડાબા પગનો ગોઠણ તેના દડ ઉપર મૂકીને ડાબા હાથ વડે તેના જમણા હાથનું કાંડું પકડવું અને આપણા જમણા હાથ વડે તેની તનવારવાળી મૂઠ આમળીને તનવાર કાઢી લેવી અને તેના પર ઉગામવી

**શિરનો ઘાવ**–(દાવ નં. ૨)—પ્રતિસ્પર્ધી લાઠી લઇને શિરનો હાથ મારવા માટે તેના બંને હાથ ઊંચા કરે, તે વખતે તે જે પવિત્રા પ્રમાણે ઊભો હોય, તે જ પવિત્રો આપણે આગળ રાખીને ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું. તે શિરનો ઘાવ ઉગામે કે તરત જ સ્ફૂર્તિથી આપણે આગળ જવું અને જમણો પગ આગળ મૂકીને અને ડાબા પગનો ગોઠણ જમીન ઉપર ટેકવીને ચિત્ર નં. ૨ પ્રમાણે બેઠક લેવી. તેની લાઠી નીચે આવે તે અગાઉ ચાલાકીથી તેના બંને હાથ તે ચિત્ર પ્રમાણે પકડવા, આપણા જમણા હાથ વડે તેનો જમણો હાથ અને ડાબા હાથ વડે તેનો ડાબો હાથ પકડવો. પછી જમણો પગ આગળ રાખીને ફ્લાઇંગના દાવ પ્રમાણે ફરીને ચિત્ર નં. ૩ પ્રમાણે ઊભા રહેવું. એ વખતે જમણા હાથ વડે જમણો હાથ જમણી તરફ ઊંચે આમળવો અને ડાબા હાથ વડે ડાબો હાથ ડાબી તરફ નીચે આમળવો તથા ચિત્ર નં. ૩ પ્રમાણે આપણે આપણી પીઠ શક્ય તેટલી તેના પેટને લગાડીને રાખવી. પછી બંને હાથ વડે તેના બંને હાથ ઊલટા આમળીને ચિત્ર નં. ૪ પ્રમાણે લાઠી છોડાવી લેવી.

**બગલનો ઘાવ**–(દાવ નં. ૩):—સામાવાળો આપણી બગલ ઉપર જમૈયાનો ઘાવ કરવાનો હોય એમ જણાય, તો તે વખતે આપણે તેની સામે નજરમાં નજર મેળવીને ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું. પછી તેનો જમૈયાવાળો હાથ ઘાવ મારવા માટે આગળ આવે તેવામાં જ આપણે તે જ પવિત્રામાં રહીને, ચાલાકીથી આગળ ધસીને, તેના જમણા હાથનું કાંડું આપણા ડાબા હાથ વડે પકડવું અને તે જ અવસાનમાં ચિત્ર નં. ૨ પ્રમાણે બંને ગોઠણ જમીન ઉપર ટેકવીને તેના હાથ નીચે બેસવું. પછી ચિત્ર નં. ૩ પ્રમાણે ડાબા પગનો ગોઠણ ઊંચો કરીને આપણા જમણા હાથ વડે તેના જમણા હાથની મૂઠી પકડવી અને બંને હાથ વડે તેની મૂઠીને ઊલટી મરડીને તેનો જમણો હાથ આપણી જમણી બાજુએ ખેંચવો અને ચિત્ર નં. ૪ પ્રમાણે ઊભા રહેવું પછી તેના હાથમાંનો જમૈયો કાઢી લેવો.




દાવ નં. ૪ ચિત્ર સંખ્યા ૨૮૮–૨૯૧

પીઠ ઉપરનો ઘાવ-(દાવ નં. ૪):—આપણે વાંસો વગીને ઊભા હોઇએ, અને પ્રતિસ્પર્ધી પાછળથી આવીને ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા ઉપર એકદમ તલવારનો ઘાવ કરવાની તૈયારી કરે, તો આપણે આપણો પાછળ રહેલો ડાબો પગ જમણી તરફ આગળ લઇને જરાક પાછળ તેના તરફ મોઢું ફેરવીને ઊભા રહેવું. ઘાવ આપણા ઉપર આવે છે એવુ જણાતા જ આપણે એકદમ બેસી જઇને, બાજુએ ખસી જઇને, તે ઘાવ ચુકાવવો અને જમીન ઉપર બેઠક લેવી. પછી જમણો હાથ લાંબો કરીને ચિત્ર નં. ૨ પ્રમાણે તેના જમણા હાથનું કાંડું પકડવું. પછી તેનુ તે કાડું ઊનટી બાજુએ મરડવું અને ડાબા હાથ વડે તેની કોણી પકડીને આપણા ડાબા હાથની હથેળીથી તેનો જમણો હાથ ચિત્ર નં. ૩ પ્રમાણે કોણી તરફથી ઊંચે ધકેલવો અને પાછળ રહેલો જમણો પગ આગળ લાવવો. પછી આપણા જમણા હાથ વડે તેનો જમણો હાથ નીચેથી પાછળી બાજુએ મરડીને ચિત્ર નં. ૪ પ્રમાણે પીઠ ઉપર ચડાવવો અને તેના હાથમાંની તલવાર કાઢી લેવી




દાવ નં. ૫

ચિત્ર સંખ્યા ૨૯૨–૨૯૬

**હાંસડીનો ઘાવ**-(દાવ નં. ૫):—પ્રતિસ્પર્ધી એકદમ આપણા ઉપર ચડી આવે, અને તે આપણા ઉપર જમૈયા વડે હાંસડીનો ઘાવ કરવા માટે તેનો જમણો હાથ ઉગામે, તો તેની નજરમાં નજર મેળવીને આપણે તેની સામે સમ પવિત્રાથી ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું. તે જમણો પગ આગળ લાવીને આપણા પર ઘાવ કરે, તે ઘાવ પૂરો આવતાં પહેલાં આપણે એકદમ આગળ આવીને બંને ગોઠણ જમીન ઉપર ટેકાવવા અને તેના હાથની નીચે જમીન ઉપર બેસી જવું, તથા ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા ડાબા હાથ વડે તેના જમણા હાથનું કાંડું પકડવું. પછી ઊભા થઇને જમણા હાથ વડે તેની જમૈયાવાળી મૂઠી પકડવી અને ચિત્ર નં. ૩ પ્રમાણે તેનો જમણો હાથ ઊલટો આમળવો એટલે તે ચિત્ર નં. ૪ પ્રમાણે નીચો નમશે. લાગલા જ આપણો જમણો પગ તેના જમણા દંડ ઉપરથી તેના પેટ નીચે લઇને તે પગનો પંજો તેના જમણા પગમાં અંદરથી ઘાલીને તેને અટકાવવો. પછી ચિત્ર નં. ૫ પ્રમાણે તેનો હાથ આમળીને પીઠ ઉપર ચડાવી જમૈયો છોડાવી લેવો.

જનોઇનો ઘાવ-(દાવ નં. ૬):—પ્રતિસ્પર્ધી તલવાર વડે જનોઇનો ઘાવ કરવા માટે આપણા અંગ ઉપર આવે, તો આપણે ચિત્ર નં. ૧ પ્રમાણે તેની નજરમાં નજર મેળવીને ઊભા રહેવું. તેનો ઘાવ આપણા અંગ ઉપર આવે છે એવું જોતાં જ પાછળ રહેલો આપણો જમણો પગ આગળ લાવીને, ડૂબ મારીને, તેના હાથ નીચે જવું અને ચિત્ર નં. ૨ પ્રમાણે ડાબા ગોઠણુ ઉપર બેઠક લઇને જમણો પગ આગળ મૂકવો તથા જમણા હાથ વડે તેના જમણા હાથનું કાંડું પકડવું. પછી જમણા હાથ વડે તેનો જમણો હાથ આમળીને આપણે ઊભા રહેવું, અને આપણો ડાબો હાથ તેના દંડ ઉપર મૂકીને ચિત્ર નં. ૩ પ્રમાણે તેનો જમણો હાથ નીચે જમીન ઉપર દાબવો. પછી આપણો ડાબો પગ તેના જમણા હાથ ઉપરથી નાખવો અને તે હાથ આપણી જમણી જાંઘ ઉપર લઇને ચિત્ર નં. ૪ પ્રમાણે જમીન ઉપર બેસવું. પછી બંને હાથ વડે તેનો જમણો હાથ ઊલટો આમળીને તલવાર કાઢી લેવી.



દાવ નં. ૭ ચિત્ર સંખ્યા ૩૦૧–૩૦૫

**ભાલાની અણી**-(દાવ નં. ૭):—પ્રતિસ્પર્ધી ચિત્ર નં. ૧ પ્રમાણે આપણને ભાલા વડે અણી મારવા આવે, તો આપણે પ્રથમ ડાબા પવિત્રાથી પાછળ જમણી તરફ જઇને અને જમણા પગ ઉપર આગળ ધસીને ભાલાની અણી ચૂકવી જમણી બાજુએ થઇ જવું અને ડાબા હાથ વડે તેનું ભાલું ચિત્ર નં. ૨ પ્રમાણે પકડીને તેને શક્ય તેટલું પેલી તરફ અને નીચે ધકેલવું. પછી આગળ જઇને ચિત્ર નં. ૩ પ્રમાણે આપણા જમણા હાથ વડે તેની ડોક પકડવી અને તે જ હાથ તેના મોઢા આગળ આણીને તેની હડપચીને જોરથી બાજુએ ખેંચવી. પછી તે જ અવસાનમાં ચિત્ર નં. ૪ પ્રમાણે આપણા જમણા પગ વડે તેના જમણા પગના ગોઠણના વળાંકમાં ટાંગ મારવી અને તે જ વખતે તેની ડોક ફેરવીને ચિત્ર ન. ૫ પ્રમાણે તેને જમીન ઉપર પાડવો. પછી તેને છાતી વડે દાબી રાખીને આપણા બંને હાથ વડે ભાલું છોડાવી લેવું.

**ગર્દનનો ઘાવ**–(*દાવ નં. ૮*):—સામાવાળો આપણો જમણો હાથ તેના ડાબા હાથ વડે પકડીને ચિત્ર નં. ૧ પ્રમાણે આપણી ડોક ઉપર તલવારનો ઘાવ કરવા આવે છે એવું જણાતાં જ, તેનો ઘાવ આપણા અંગ ઉપર આવે તે પહેલાં, પવિત્રા ઉપર આપણે આગળ ધસીને, ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા ડાબા હાથ વડે તેના જમણા હાથનું કાંડું પકડીને તે ઘાવ રોકવો. પછી ચિત્ર નં. ૩ પ્રમાણે આપણા જમણા હાથ વડે તેનો હથિયાર વાળો હાથ પકડીને બંને હાથ વડે તેનો તે હાથ ઊલટો ફેરવવો. પછી તે જ અવસાનમાં આપણા ડાબા પગ વડે તેના ડાબા પગ ઉપર ચિત્ર નં. ૪ પ્રમાણે બહારની ટાંગ મારીને ચિત્ર નં. ૫ પ્રમાણે તેને જમીન ઉપર પાડવો. પછી ડાબા હાથે તેના જમણા હાથનું કાંડું પકડવું. અને આપણા જમણા હાથ વડે તલવારની મૂઠ પકડીને અને તેના હાથને મરડીને તલવાર કાઢી લેવી.

**ઊલટા જનોઇનો ઘાવ**–(દાવ નં. ૯):—પ્રતિસ્પર્ધી ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા ઉપર ઊલટા જનોઇનો ઘાવ કરવાની તૈયારીમાં હોય, તો તેનો તે ઘાવ અંગ ઉપર આવતાં પહેલાં, આપણે આગળ જઇને તેનો જમણો હાથ આપણા ડાબા હાથ વડે પકડવો અને તેના જમણા પગ પાસે ચિત્ર નં. ૨ પ્રમાણે બેઠક લેવી. તે જ વખતે આપણા જમણા હાથ વડે તેનો જમણો પગ ઘૂંટી આગળથી પકડવો. અને શક્ય તેટલા જોરથી તેનો જમણો પગ ઝપાટાથી ઊંચે ખેંચીને તેને ચિત્ર નં. ૩ પ્રમાણે જમીન ઉપર પાડવો. પછી તેનો જમણો પગ તેના પેટ ઉપર દાબીને ચિત્ર નં. ૪ પ્રમાણે તેના અંગ ઉપર બેસવું અને તેના હાથમાંની તલવાર કાઢી લેવી.



દાવ નં. ૧૦ ચિત્ર સંખ્યા ૩૧૫-૩૧૯

**હાંસડીનો ઘાવ**—(દાવ નં. ૧૦)—પ્રતિસ્પર્ધી તેના ડાબા હાથ વડે આપણો જમણો હાથ પકડીને ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા ઉપર જમૈયા વડે હાંસડીનો ઘાવ કરવા આવે, તો તેનો તે ઘાવ આવતા પહેલા, આપણે તે જ બેઠક ઉપર રહીને, ચાલાકીથી આગળ જઇ, ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા ડાબા હાથ વડે તેના જમણા હાથનું કાંડું પકડવું પછી ચિત્ર નં. ૩ પ્રમાણે આપણો જમણો પગ તેના જમણા પગમા અંદરથી આડો ઘાલવો. પછી તે પગ વડે તેનો પગ આપણી તરફ આગળ ખેચીને, અને છાતી વડે તેને પાછળ ધકેલીને, ચિત્ર નં. ૪ પ્રમાણે તેને જમીન ઉપર પાડવો. પછી ચિત્ર નં. ૫ પ્રમાણે જમણા હાથ વડે તેના જમૈયાના હાથની મૂઠી પકડીને અને તેને ઉલટી આમળીને જમૈયો છોડાવી લેવો.

**કડકનો ઘાવ**–(દાવ નં. ૧૧):—પ્રતિસ્પર્ધી ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા ઉપર તલવાર વડે કડકનો ઘાવ કરવાનો હોય, તો તે ઘાવ આપણા અંગ ઉપર આવતાં અગાઉ, આપણે આપણો જમણો પગ આગળ નાખીને, પવિત્રાથી ચાલીને, આગળ તેની બાજુએ જવું. અને ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા ડાબા હાથ વડે તેના જમણા હાથનું કાંડું પકડવું. પછી આપણા જમણા હાથ વડે તેનુ ગળું પકડીને તેને પાછળ ધકેલવો અને તે જ અવસાનમાં આપણા જમણા પગ વડે તેના જમણા પગના ગોઠણના વળાંકમાં જોરથી ટાંગ મારીને તેને ચિત્ર નં. ૩ પ્રમાણે જમીન ઉપર પાડવો. પછી ચિત્ર નં. ૪ પ્રમાણે આપણો ડાબો પગ તેની ગરદન ઉપર આડો નાખવો અને ડાબા હાથ વડે તલવાર પકડીને, બંને હાથ વડે તેનો હાથ આમળીને, તલવાર છોડાવી લેવી.

ગરદનનો ઘાવ–પ્રકાર પહેલો–(દાવ નં. ૧૨):—આપણે ઊંધા સૂતા હોઇએ તે વખતે પ્રતિસ્પર્ધી આપણી પીઠ ઉપર બેસીને, ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા ઉપર ગરદનનો ઘાવ કરવાનો હોય, તો આપણે તેનો હાથ નીચે આવતાં પહેલાં, ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા જમણા હાથ વડે તેનો જમણો પગ પકડવો અને તે પગને ઝપાટાબંધ આપણી તરફ ખેંચીને ચિત્ર નં. ૩ પ્રમાણે તેને જમીન ઉપર પાડવો. પછી લાગલા જ તેના જમણા હાથનું કાંડું આપણા ડાબા હાથ વડે પકડવું. પછી ચાલાકીથી જમણી તરફ ફરીને આપણે જમણા પગ ઉપર . બેઠક લેવી અને ડાબો પગ તેના પેટ ઉપર ચિત્ર નં. ૪ પ્રમાણે આડો નાખવો. પછી આપણા જમણા હાથ વડે તેના જમણા હાથનું કાંડું મૂઠી પાસેથી પકડીને, તેનો હાથ ઊલટો મરડીને, તલવાર છોડાવી લેવી.



દાવ નં. ૧૨ ચિત્ર સંખ્યા ૩૨૪–૩૨૭

ગરદનનો ઘાવ-પ્રકાર પહેલો-(દાવ નં. ૧૭):—આપણે ઊંધા સૂતા હોઇએ તે વખતે પ્રતિસ્પર્ધી આપણી પીઠ ઉપર બેસીને, ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા ઉપર ગરદનનો ઘાવ કરવાનો હોય, તો આપણે તેનો હાથ નીચે આવતાં પહેલાં, ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા જમણા હાથ વડે તેનો જમણો પગ પકડવો અને તે પગને ઝપાટાબંધ આપણી તરફ ખેંચીને ચિત્ર નં. ૩ પ્રમાણે તેને જમીન ઉપર પાડવો. પછી લાગલા જ તેના જમણા હાથનું કાંડું આપણા ડાબા હાથ વડે પકડવું. પછી ચાલાકીથી જમણી તરફ ફરીને આપણે જમણા પગ ઉપર બેઠક લેવી અને ડાબો પગ તેના પેટ ઉપર ચિત્ર નં. ૪ પ્રમાણે આડો નાખવો. પછી આપણા જમણા હાથ વડે તેના જમણા હાથનું કાંડું મૂઠી પાસેથી પકડીને, તેનો હાથ ઊલટો મરડીને, તલવાર છોડાવી લેવી.

ગરદનનો ઘાવ-પ્રકાર બીજો-(હાવ નં. ૧૩):—આપણે ચત્તા સૂતા હોઇએ, તે વખતે પ્રતિસ્પર્ધી આપણા અંગ ઉપર બેસીને આપણા ઉપર ચિત્ર નં. ૧ પ્રમાણે તલવારનો ઘાવ કરવાનો હોય, તો તેનો તે ઘાવ નીચે આવે તે પહેલાં, ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા ડાબા હાથ વડે તેના જમણા પગની ઘૂંટી પકડવી અને આપણા જમણા હાથનો પંજો તેના જમણા ગોઠણ ઉપર રાખીને, તેનો તે ગોઠણ જોરથી પાછળ ધકેલવો અને તે જ વખતે આપણા ડાબા હાથ વડે તેનો જમણો પગ આપણા તરફ ખેંચવો. આ પ્રમાણે કરવાથી તે પ્રતિસ્પર્ધી ચિત્ર નં. ૩ પ્રમાણે જમીન ઉપર પડશે. તે વખતે આપણે ફરી જઇને ચિત્ર નં. ૪ પ્રમાણે જમીન ઉપર ઊઠીને બેસવું. અને તે જ અવસાનમાં આપણા ડાબા હાથ વડે તેના જમણા હાથનું કાંડું પકડવું, તથા જમણા હાથ વડે તલવારની મૂઠ પકડીને, તેનો હાથ ઊલટો મરડીને, તલવાર કાઢી લેવી.



દાવ નં. ૧૪ ચિત્ર સંખ્યા ૩૩૨-૩૩૪

**તલવારની અણી**-(દાવ નં. ૧૪):—પ્રતિસ્પર્ધી ચિત્ર નં. ૧ પ્રમાણે તલવારની અણી મારવાની તૈયારીમાં હોય, તે વખતે આપણે તેની અણીનુ અવસાન જોઇને આપણો જમણો પગ પાછળ લઇને, અને બાજુએ થઇ જઇને, તેની તે અણી ચુકાવવી, અને ચિત્ર નં. ૨ પ્રમાણે તેના જમણા હાથનું કાંડું આપણા જમણા હાથ વડે પકડીને તેનો હાથ દૂર કરવો. પછી તે જ અવસાનમાં ચિત્ર નં. ૩ પ્રમાણે આપણો ડાબો હાથ આગળથી તેના ગળા ઉપર રાખીને, તે હાથ વડે તેનું ગળું પાછળની બાજુએ શક્ય તેટલા જોરથી દાબવું અને તે જ વખતે તેનો જમણો હાથ ચત્તો કરીને આપણી છાતી ઉપર રાખવો. પછી છાતી વડે તેના જમણા હાથની કોણીને આગળ ધકેલવી અને તે જ વખતે આપણા જમણા હાથ વડે તેના જમણા હાથનું કાંડું પાછળ ખેંચવું એટલે તેના હાથને કળ ચડવાથી તે તેના હાથમાંની તલવાર નાખી દેશે.

શ્રી.

# વજ્રમુષ્ટિ કુસ્તી.



—: લેખક :—



શ્રી. દત્તાત્રય ચિંતામણ મુજુમદાર,
વડોદરા.

## ઉપોદ્ઘાત



સર્વસાધારણ જનસમાજની જે કુસ્તી સંબંધી કલ્પના છે તેના કરતાં આ કુસ્તી તદ્દન જુદા પ્રકારની છે. રમનાર પૈકી એક જણ ચીત થયો કે કુસ્તી પૂરી થઇ એવું માનવામાં આવે છે. પરંતુ વજ્રમુષ્ટિ કુસ્તી જે લોકો કરે છે, તે સામાવાળો ચીત થાય તો પણ કુસ્તી પૂરી થઇ એવું માનતા નથી; ઊલટો તેમાં તો નીચે ચત્તો પડી ગયેલો પહેલવાન જ ઉપરના પહેલવાન ઉપર અનેક પ્રકારના દાવ વધારે સુગમતાથી કરી શકે છે. પહેલવાન ચીત થાય તો પણ તેનું મોઢું તો સામાવાળા તરફ હોય છે અને તેના બે હાથ તથા બે પગ છૂટા હોવાથી તેનો ઉપયોગ કરી શકવાની સ્થિતિમાં તે હોય છે. એટલે તે ખરેખર સામાવાળાના તાબામાં ગયેલો નથી હોતો, પણ પ્રતિકાર કરવાને સમર્થ હોય છે. આ કુસ્તીનો નિકાલ



ચિત્ર સંખ્યા ૩૩૫-૩૩૬

તો જ્યારે એક જણુનો હથિયારવાળો હાથ દાવ કરનારો બાંધી લે છે અને દાવ કરનારનો હથિયારવાળો હાથ છૂટો રહે છે, ત્યારે તે દાવ કરનારો વિજયી થયો એમ માનવામાં આવે છે. આ કુસ્તી ખેલનારા લોકો ખેલતી વખતે જમણા હાથનાં આંગળાંમાં કચકડાનું અથવા ગેંડાના શીંગડાનું ઉપર પાંચ અણીદાર છેડાવાળું અને બંને બાજુ બે અણીવાળું, ચિત્ર નં. ૩૩૫ માં બતાવેલું હથિયાર ચિત્ર નં. ૩૩૬ પ્રમાણે હાથના પંજામાં ઘાલીને મૂઠી બંધ કરે છે. પછી તે મૂઠી વડે સામાવાળાના માથા ઉપર, ગળા ઉપર કે હાથ ઉપર ઘાવ કરીને તેને ઘાયલ કરે છે. કચકડાનું પંજા જેવું બનાવેલું તે હથિયાર એક ઇંચ જાડું હોય છે અને તેને પાંચ અને છેડાની બે મળીને સાત અણી હોય છે. તેથી જ્યાં જ્યાં તેનો ઘાવ બેસે છે ત્યાં ત્યાં સામાવાળાના અંગમાંથી લોહી નીકળે છે. આ રીતે આ કચકડાનું હથિયાર હાથમાં લઇને મૂઠીનો જે પ્રહાર કરે છે તે વજ્ર જેવી કઠણ મુષ્ટિથી કરેલા ઘાવ વજ્ર જેવા તીવ્ર હોવાથી તેને વજ્રમુષ્ટિ

પ્રહાર કરે છે. અને આ હથિયાર મૂઠીમાં રાખીને કુસ્તી ખેલવામાં આવે છે માટે તે **વજ્રમુષ્ટિની કુસ્તી** કહેવાય છે, અને તે ખેલનારાઓને **વજ્રમુષ્ટિ પહેલવાન** કહેવામાં આવે છે. આ કુસ્તીને **ચીતપટ** કુસ્તી પણ કહેવામાં આવે છે.

ખરી રીતે આ કુસ્તી તો હાલમાં હિંદુસ્તાનમાં ચાલુ છે તે સાદી કુસ્તી, જાપાની કુસ્તી અને બૉક્સિંગ (મૂઠી) એ ત્રણેનું મિશ્રણ છે. સાદી કુસ્તી પ્રમાણે આ કુસ્તીમાં પણ અનેક પ્રકારના દાવ કરવાના હોય છે. જાપાની કુસ્તી પ્રમાણે આ કુસ્તીનો નિકાલ સામાવાળાનો હાથ કબજામાં લઇને તેના ઉપર બંધ બાંધ્યા પછી થાય છે, અને મૂઠીની કુસ્તી પ્રમાણે આ કુસ્તીમાં સામાવાળા ઉપર મૂઠી વડે પ્રહાર કરવાના હોય છે. આ કુસ્તીમાં કમરની ઉપરના ભાગમાં અને વિશેષે કરીને માથા ઉપર ઘાવ કરાય છે. સાદી કુસ્તી પ્રમાણે આમાં કેવળ જમીન પકડીને બેસી રહેવાય નહીં. કેમ કે સામાવાળો આપણા ઉપર પ્રહાર કરે તેની આમાં ભીતિ રહે છે. તેમ જ આ કુસ્તીમાં કચકડાનું હથિયાર ઘાલીને ઘાવ થતા હોવાથી બૉક્સિંગ કે મૂઠીના કરતાં જોખમ વધારે છે.

આ પ્રકારની કુસ્તી ખેલનારા પહેલવાન હવે ઘણા થોડા રહેલા છે. વડોદરા રાજ્યમાં હજી ૭ પહેલવાનો આવી કુસ્તી ખેલનારા હાલમાં છે, તેને પણ કુસ્તી ખેલતી વખતે કચકડાનું હથિયાર પહેરીને ઘાવ કરવા દેવામાં આવતા નથી કેમ કે ખરેખર જ તેની પરવાનગી અપાય, તો બંને ખેલનાર લોહીથી રંગાઇ જ જાય. તેના પ્રત્યેક ઘાવે લોહી વહેવા જ માંડે છે. છતાં એવી રીતે રમનારા પૈકી કોઇનું મરણ થયેલાનું કે કોઇ કાયમને માટે નિરુપયોગી થઇ ગયેલાનું જણાયું નથી. પરંતુ એ રીતે કુસ્તી કરવા દેવામાં હાલમાં નિર્દયતા લાગે છે, તેથી હાથમાં કેવળ રૂમાલ બાંધીને આ કુસ્તી કરી બતાવવામાં આવે છે. એવું પરિણામ એવું થયું છે કે આ જૂની વિદ્યા માટે લોકોમાં હવે આદર રહેલો નથી. જોનારાઓને આ કુસ્તી રમનારાઓમાં કેટલું કૌશલ્ય છે તેની કલ્પના આવતી નથી.

જૂના વખતમાં મલ્લવિદ્યા એ એક યુદ્ધકલા હતી એ વિદ્યાથી યુદ્ધ કરીને પ્રતિસ્પર્ધીના પ્રાણ પણ લેવામાં આવતા. શ્રીકૃષ્ણ, ચાણુર, ભીમ, જરાસંધ, એમની કુસ્તીનાં જે વર્ણન મળે છે તે ઉપરથી એમ સમજાય છે કે તે વખતમાં રમનાર પૈકી એક જણ મરે ત્યારે જ તેનું છેવટ આવતું. તે વખતે મલ્લવિદ્યા બહુ ઊંચા દરજ્જા સુધી પહોંચી હતી, એવું મહાભારતમાંનાં કુસ્તીનાં વર્ણનો અને અનેક દાવોનાં નામો ઉપરથી જણાઇ આવે છે. તે વખતમાં પણ એ વિદ્યા શીખવા માટે આવેલા માણસો અંદર અંદર રમતાં સામાવાળાના પ્રાણ લેતા નહીં. પરંતુ અણીના પ્રસંગે પ્રાણ પણ લઇ શકાય એવી રીતના દાવ શીખવવામાં આવતા, એ નિર્વિવાદ છે. અર્થાત્ વજ્રમુષ્ટિ જેવી કુસ્તી પ્રાચીન કાળમાં પ્રચલિત હતી, એમ જણાય છે.

ગમે તેમ હોય, પરંતુ એ પ્રાચીન કાળની મલ્લવિદ્યા સંબંધી ગ્રંથો આજ ઉપલબ્ધ નથી એ આપણું દુર્ભાગ્ય છે. એટલે આપણે એ સંબંધી નિશ્ચિત અનુમાન ઉપર આવી શકતા નથી. ખેર, એ પ્રશ્ન બાજુએ મૂકીએ; પણ વજ્રમુષ્ટિ પહેલવાનો જે પ્રકારની કુસ્તી રમે છે તે પ્રકાર ઘણો ઉત્તમ છે, અને તે નષ્ટ થવા દેવો તે યોગ્ય નથી એ તો ખરું જ. એમાંનું જોખમ ટાળવા માટે એક હાથમાં

વળી, ચત્તા પડ્યા પછી સામાવાળાને દૂર ધકેલીને ઊઠી શકાય તે માટે, હાથમાં તથા પગમાં જોર આવવા સારુ આ લોકો પથરા અગર રેતી ભરેલા થેલા ચત્તા સૂઈને હાથ વડે ઊંચકવાની મહેનત કરે છે. તેની જ સાથે અંગમાં સ્ફૂર્તિ આવે તથા શરીર ગમે તેમ વળી શકે તેવું થાય તે માટે આ લોકો અંતરપકડના મલખભ પણ કરે છે; તેની માહિતી પણ તે ભાગમાં આપેલી છે.

દર વર્ષે શ્રાવણ શુદિ પૂનમે આ પહેલવાનો તેમના અખાડામાં કુલદેવતાનો–દેવીનો ઉત્સવ ઊજવે છે. અખાડામાંની બધી માટીનો મોટો ઢગલો કરીને તેના ઉપર પાનફૂલો વગેરે ચડાવીને શોભા કરે છે. તેની પૂજાનો અને પહેલવાનોનો ફોટો આ જોડે ચિત્ર નં. ૩૩૭ માં આપેલો છે. વળી વડોદરામાં આ કુસ્તીના બે જુદા જુદા અખાડા છે. જેના પહેલવાનોની કુસ્તી કોઈ વખતે કરવામાં આવે છે, તેવા બે પહેલવાનોના



ચિત્ર સંખ્યા ૩૩૭

તેઓ બહુ જ વીરશ્રીપૂર્વક ગર્જના કરતા અને ફલાંગો મારતા જ આવે છે. આ દેખાવ જેણે જોયો ન હોય તેને આ શું છે તે ન સમજાયાથી બહુ ભ્રાંતિ લાગે છે. રમતી વખતે રક્તસ્રાવ થવા લાગે એટલે રમનારના અંગમાં જાણે વીરશ્રીનો સંચાર થતો હોય એવું લાગે છે અને રમનાર પોતાનુ ભાન પણ ભૂલી જાય છે.

આવી મહત્ત્વની આ વિદ્યાનો પ્રચાર કરીને અને નિદાન વ્યાયામસંસ્થાઓમાં તો થોડો ફેરફાર કરીને પણ તેને જીવતી રાખવાની જરૂર છે.

આ કુસ્તીમાં માથા ઉપર, મોઢા ઉપર અને હાથ ઉપર ઘાવ મારવાનો રિવાજ છે. એ ઘાવોની કલ્પના નીચે આપેલા ચિત્ર નં. ૩૩૯ ઉપરથી સારી રીતે આવશે. શરીરના એ સિવાયના બીજા ભાગો ઉપર ઘાવ મારવા એ ગૌણ ગણાય છે.




ચિત્ર સંખ્યા ૩૩૯

# વજ્રમુષ્ટિ કુસ્તી.



લેખકઃ—પહેલવાન
કૃષ્ણાપ્પા બાળાપ્પા, વડોદરા.

સાદો પવિત્રા-(દાવ નં. ૧):—કુસ્તીમાં પવિત્રાનું મહત્ત્વ ઘણું છે. આપણો તોલ ન જાય અને આગળ કે પાછળ સરકવું સુગમ થઇ પડે એવી રીતની ઊભા રહેવાની જે પદ્ધતિ તે પવિત્રા કહેવાય છે. વજ્રમુષ્ટિની કુસ્તીમાં બે પ્રકારના પવિત્રા હોય છે. ચિત્ર નં. ૧ પ્રમાણે જમણો પગ આગળ અને ડાબો પગ પાછળ રાખીને તથા ડાબો હાથ લાંબો કરીને ઊભા રહેવું તે સાદો પવિત્રા. પાછળ રાખવાનો પગ તે આગળ રાખવાના પગની બરાબર પાછળ ન રાખતાં જરા તિરકસ પાછળ રાખવો એટલે તોલ બરાબર જળવાય છે. તે જ પ્રમાણે આગલા અને પાછલા પગ વચ્ચે વધારે અંતર ન રાખતાં ચિત્રમાં બતાવ્યા પ્રમાણે સીધે સીધા ઊભા રહેવું એટલે મરજી પ્રમાણે આગળ કે પાછળ સરકવું સુગમ પડે છે. જમણો હથકડાના હથિયારવાળો હાથ નીચે અને ડાબો ખાલી હાથ બચાવ માટે મોઢા આગળ ઊંચે રાખવો, એટલે ડાબા હાથ વડે આપણો બચાવ કરી શકાય. આ રીતે પવિત્રા ઉપર ઊભા રહેતાં આખું શરીર ઢીલું રાખવું. તેના કોઇપણ સાંધાને અક્કડ રાખવો નહીં.



પવિત્રા નં. ૧-૨ ચિત્ર સંખ્યા ૩૮૦-૩૮૧

કર્નાત પવિત્રા-[સરદંડા પવિત્રા]-(દાવ નં. ૨):—આ પવિત્રામાં બંને પગ આગળ પાછળ ન રાખતાં ચિત્ર નં. ૨ પ્રમાણે એક જ હારમાં રાખીને ઊભા રહેવું. જરૂર પ્રમાણે જમણી કે ડાબી બાજુ પગ આગળ પાછળ કર્યા કરવા. સામાવાળાને મારવાની સંધિ મળતાં સુધી બને રમનાર ગોળાકાર ફરે છે. પણ આ પ્રકારના પવિત્રાપર ઊભા રહેવાથી સામાવાળાને આપણા પટમાં પેસવું કઠણ પડે છે.



હાવ નં. ૩ ચિત્ર સંખ્યા ૩૪૨-૩૪૪

**તમાચાનો ઘાવ**-[ઘાવ નં. ૧]-(હાવ નં. ૩):—પવિત્રાથી ઊભા રહીને બંને પ. આગળ પાછળ ફર્યા કરવા. પછી યોગ્ય સંધિ જોઇને ચિત્ર નં. ૧ પ્રમાણે હથિયારવાળો હા જરા પાછળ ઊંચે લેવો. પછી જમણો પગ જરા આગળ નાખીને સામાવાળા ઉપર તમાચાને ઘાવ કરવો. તમાચાનો ઘાવ સામાવાળાના ડાબા કાનની ઉપરના ભાગમાં મારવાનો હોય છે. ચિ નં. ૨ માં હાથ જરા આગળ ગયા પછી ફોટો લીધેલો છે. તમાચાના ઘાવ (માર)ની ખરી જગ ડાબા કાનની ઉપરના ભાગમાં હોય છે.

આ રીતે તમાચાનો ઘાવ આવે, તે ચિત્ર નં. ૩ પ્રમાણે જમણા કાંડા ઉપર ડાબું કાં રાખીને બંને હાથ વડે રોકવો.



દાવ નં. ૪ ચિત્ર સંખ્યા ૩૪૫–૩૪૭

**બાહેરાનો ઘાવ**–[ઘાવ નં. ૨]–(દાવ નં. ૪):—ચિત્ર નં. ૧ પ્રમાણે જમણો હાથ ઊંચે લઈને આપણા ડાબા કાન પાસે લાવવો, અને પછી જમણો પગ આગળ રાખીને ચિત્ર નં. ૨ પ્રમાણે સામાવાળાના જમણા કાનની બૂટ ઉપર બાહેરાનો ઘાવ મારવો. એ ઘાવ આવતાં પહેલાં સામાવાળાએ ચિત્ર નં. ૩ પ્રમાણે તેના ડાબા હાથ વડે રોક કરીને (ડાબો હાથ આંડે ધરીને) પોતાનો બચાવ કરવો.




દાવ નં. ૫ ચિત્ર સંખ્યા ૩૪૮–૩૫૦

મોઢાનો ઘાવ–[ઘાવ નં. ૩]–(દાવ નં. ૫):—ચિત્ર નં. ૧ પ્રમાણે આપણો જમણો ર ઊંચે લઇને જરા પાછળ લેવો અને ચિત્ર નં. ૨ પ્રમાણે સામાવાળાના મોઢા ઉપર ઘાવ રો. સામાવાળાએ પોતાના ડાબા હાથ વડે આપણો જમણો હાથ ચિત્ર નં. ૩ પ્રમાણે નીચે ીને બચાવ કરવો.

**ધોબીપછાડ**–[સાંકળ નં. ૧]–(દાવ નં. ૬):—સામાવાળો આપણને શિરનો ઘાવ મારવાનો પ્રયત્ન કરે, તે વખતે આપણે તેનો હથિયારવાળો હાથ આપણા ડાબા હાથ વડે ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવો. પછી આપણે જમણો પગ આપણી ડાબી બાજુએ આગળ મૂકીને તેના હાથ નીચેથી ધોબીપછાડના દાવ પ્રમાણે ફરી જઈને ચિત્ર નં. ૨ પ્રમાણે બેસવું. પછી તેજ અવસાનમાં તેને આપણી પીઠ ઉપરથી આગળ ખેંચીને ચિત્ર નં. ૩ પ્રમાણે ચત્તો પાડવો. અને તેનો જમણો હાથ જમીન ઉપર દાબી રાખવો. પછી એ દબાવેલો હાથ તેમજ રહેવા દઈને, આપણું શરીર સ્ફૂર્તિથી તેના અંગ ઉપર નાંખીને, ડંકીને પેડે ઊંચે ઊડીને, ચિત્ર નં. ૪ પ્રમાણે તેને આપણા પગ વચ્ચે દાબીને બેસવું.

આ રીતે આપણે તેના અંગ ઉપર બેઠા તો પણ તેના હાથ અને પગ છૂટા હોવાથી તે નીચે પડી ન રહેતાં આપણને હાથથી પાછળ ધકેલીને ઊભા કરવાનો (ઉઠાડવાનો) પ્રયત્ન કરે છે. તે તેવો પ્રયત્ન તેના હાથ અને પગ વડે ચિત્ર નં. ૫ પ્રમાણે કરે, એટલે આપણે ચિત્ર નં. ૬ પ્રમાણે ઊભા થઇએ. પછી આપણે ઊભા રહીને જ આપણા જમણા હાથ વડે તેનો જમણો હથિયારવાળો હાથ ચિત્ર નં. ૭ પ્રમાણે પકડવો, અને ડાબો હાથ તેજ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે જમીન ઉપર ટેકવવો. પછી આપણે લાગલા જ ડંકી પ્રમાણે પગ ઊંચા ઉછાળીને સામાવાળાના માથાની પેલી તરફ જવું અને ચિત્ર નં. ૮ પ્રમાણે તેને પકડીને બેસવું. આ રીતે આપણે તેને પકડ્યો તો પણ તેનો ડાબો હાથ અને બંને પગ છૂટા છે એટલે તે પોતાના બચાવનો પ્રયત્ન કરી શકે છે, તે લાગલો જ તેનો ડાબો હાથ આપણી છાતી કે ગળા સુધી લાવીને આપણને જોરથી પાછળ ઊંચે ધકેલીને ઉડાડશે અને તેજ અવસાનમાં તેના બંને પગ ચિત્ર નં. ૯ પ્રમાણે આપણી બગલ નીચે ઘાલશે. પણ તેથી તેના બંને હાથ આપણા પગમાં બંધાઇ જશે. પછી પગ વડે તેને જમણી તરફ દાબીને જમીન ઉપર પાડવો. એટલે તે ચિત્ર નં. ૧૦ પ્રમાણે પડશે. આ વખતે તેના બંને હાથ બંધાયલા હોવાથી તેના પગ છૂટા હોવા છતાં તે આપણને ધકેલી શકશે નહીં. આ રીતે આ બંધ પૂરો થઇ કુસ્તી પૂરી થશે.

ચિત્ર નં. ૮ પ્રમાણે સામાવાળો ચત્તો પડ્યો હોય તે વખતે તેના માથાની બાજુએ બેસીને તેનું માથું પેટ તરફ લાવીને તેને દાબીને બેસવું તેને **સીસમ પકડ** કહે છે. તેનો નિકાલ કરવા માટે આપણા પગ ચિત્ર નં. ૯ પ્રમાણે તેની બગલમાં ઘાલીને તેને પાછળ ધકેલી ઊંચો કરવો. અને તે વખતે આપણું માથું બાજુએ કાઢીને તેની ચડ્ડીમાં હાથ ઘાલી તેને બાજુ ઉપર ઊંધો




દાવ નં. ૭ — ચિત્ર સંખ્યા ૩૬૧–૩૬૩

**ઊભો નમાજબંધ**–[બંધ નં. ૧]–(દાવ નં. ૭):—સામાવાળો આપણને તમાચાનો ઘાવ મારવા આવે, તે વખતે આપણે આપણા ડાબા હાથ વડે તેનો હથિયારવાળો હાથ ચિત્ર નં. ૧ પ્રમાણે પકડવો. દાવ કરનારે પોતાના હાથ નીચેથી માથું કાઢીને ગોળ ફરવું, એટલે સામાવાળાનો હાથ ચિત્ર નં. ૨ પ્રમાણે આવશે. પછી દાવ કરનારે પોતાનો ડાબો પગ તેના હાથ ઉપરથી ચિત્ર નં. ૩ પ્રમાણે નાખવો, અને તે પગ વડે સામાવાળાની હડપચીને નીચેથી ઉપર દાબવી, એટલે તે ફરી શકશે નહીં. આ રીતે નમાજબંધ બંધાયો કે સામાવાળો આપણા કબજામાં આવશે.




દાવ નં. ૮ ચિત્ર સંખ્યા ૩૬૪–૩૬૬

**ઓઢો નમાજબંધ**–[બંધ નં. ૭]–(દાવ નં. ૮):—સામાવાળો ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા પટમાં ઘૂસીને આવે અને તેણે આપણા પટ કાઢીને આપણને ચિત્ર નં. ૨ પ્રમાણે પાછળ પાડ્યા તથા તેણે આપણો હથિયારવાળો હાથ પકડ્યો, તો પ્રથમ, આપણે આપણો હાથ મરડીને છોડાવવો અને પછી આપણે આપણા જમણા પગ વડે તેને પાછળ ધકેલવો. અને તે જ વખતે તેનો હથિયારવાળો હાથ પકડીને આપણે આપણો ડાબો પગ તેના જમણા હાથ ઉપર નાખવો તથા તેનાથી તે હાથ દાબી રાખવો. પછી આપણા જમણા અંગને એકદમ *ઝપાટાથી ફેરવીને તેને ચિત્ર નં. ૩ પ્રમાણે નમાજબંધ બાંધીને એમવું.




દાવ નં. ૯ ચિત્ર સંખ્યા ૩૬૭–૩૬૯

મોઝચૂર-[બંધ નં. ૩]-(દાવ નં. ૯):—સામાવાળો આપણી સામે ઊભો હોય તે વખતે આપણે ચિત્ર નં. ૧ પ્રમાણે નમીને તેના પટમાં પેસવું. સામાવાળો પટ કાઢી ન આપે તો આપણે પાછળ બેસીને તેને ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા અંગ ઉપર લેવો. પછી આપણા હથિયારવાળા હાથ વડે તેનો હથિયારવાળો હાથ પકડવો અને આપણા જમણા પગ વડે તેનો ડાબો પગ જોરથી દૂર ધકેલવો એટલે તે આપણી આગળ ચિત્ર નં. ૩ પ્રમાણે જમીન ઉપર પડશે. એ વખતે તેનો હથિયારવાળો હાથ આપણે આપણા જમણા હાથ વડે પકડેલો હતો તે તેવો જ પકડી રાખીને આપણો ડાબો પગ તેના જમણા પગની અંદરથી ઘાલીને ચિત્ર નં. ૩ પ્રમાણે તેના ઉપર મોઝચૂરનો બંધ બાંધવો.



દાવ નં ૧૦ ચિત્ર સ ખ્યા ૩૭૦–૩૭૩

**હાથ બાધ્યા પછી ઊલટાવીને બાધવાનો બ ધ–[બધ ન ૪]–(દાવ ન ૧૦) –** સામાવાળો ચિત્ર ન ૧ પ્રમાણે આપણા પટમા ઘૂમીને આ યો, તો આપણે આપણા ડાબા હાથ વડે તેનો હથિયારવાળો હાથ પકડવો અને આપણો ડાબો પગ તેના જમણા હાથની નીચેથી ઉપ લઇને ખભાની પાછળની ઢાળ ઉપરથી તેની ડોક ઉપર ચિત્ર ન ૨ પ્રમાણે ગખવો પછ આપણે જમણી બાજુ ઉપર પડીને તેની ડોક આપણા બને પગની આટી મારી તેના વડે ચિ ન ૩ પ્રમાણે નીચે દાબવી પછી તેની ચડ્ડી પકડીને તેને ચિત્ર ન ૪ પ્રમાણે ઊતરો ઠગ્ગે એટલે તે બ ધાઇ જઇને આપણા કબજામા આવશે




દાવ નં. ૧૧ ચિત્ર સંખ્યા ૩૭૪–૩૭૬

**ગળાની પકડની** તોડ અને બંધ–[બંધ નં. ૫]-(દાવ નં. ૧૧):—આપણે બંને હાથ લાંબા કરીને ચત્તા પડ્યા હોઈએ, અને સામાવાળો તેના જમણા હાથ વડે આપણો હથિયારવાળો હાથ પકડે, તથા તેના ડાબા હાથે આપણી ભુજા પકડીને તે હાથ પોતાના જમણા હાથ વડે કોણીમાથી વાળીને તે આપણા ગળા ઉપર થઈને ડોકની ડાબી બાજુ લઈ જાય અને પછી નીચે બેસીને તેનો ડાબો હાથ આપણી ડોક નીચેથી ઘાલીને ચિત્ર નં. ૧ પ્રમાણે આપણો હથિયારવાળો હાથ પકડે અને જમણા હાથે પકડેલો આપણો હથિયારવાળો હાથ છોડીને તે તેનો જમણો હાથ જમીન ઉપર ટેકવે તો આપણે આપણા ડાબા હાથ વડે તેની હડપચી ચિત્ર નં. ૨ પ્રમાણે જોરથી ઊંચે પાછળ ધકેલવી. પછી તેનો જમણો હાથ આપણા ડાબા હાથની બગલમાં પકડીને આપણો ડાબો પગ તેના જમણા હાથની બાજુથી તેના ગળા ઉપર મૂકવો. પછી તેની હડપચી આપણા પગ વડે પાછળ અને નીચે દાબી તેને ચિત્ર નં. ૩ પ્રમાણે પાડીને બંધ બાંધવો.



દાવ નં. ૧૨ ચિત્ર સંખ્યા ૩૭૭–૩૮૧

ગીરદન પકડની તોડ અને બંધ—[બંધ નં. ૯]—(દાવ નં. ૧૨)—આપણે અના પડ્યા હોઈએ અને સામાવાળો આપણો દબાવનારો હાથ તેના જમણા ઘૂંટણ તળે દાબી આપણા માથાની પાછળ બેસીને આપણું માથું તેના પગમાં ચિત્ર નં. ૧ પ્રમાણે દાબીને એમ તેને સામસ પકડ કરે છે. એવી પકડ થયા પછી આપણે બને હાથ વડે ચિત્ર નં. ૨ પ્રમાણે તેનું મોઢું જોરથી ઉપર ધકેલવું. પછી ચિત્ર નં. ૩ પ્રમાણે આપણા બંને પગ વડે તેના માથા ઉપર સવારી આપવી પછી તેને આપણા પગ વડે આપણી ડાબી તરફ ચિત્ર નં. ૪ પ્રમાણે નીચે દાબવો અને સવારી પૂરેપૂરી બાંધીને ચિત્ર નં. ૫ પ્રમાણે આપણે બેઠા થઈ જવું. પછી તેને આપણા અંગ ઉપરથી ખસેડી દેવો એટલે તેનો દબાવનારો હાથ આપણા અંગ નીચે દબાશે. ચિત્ર નં. ૫ માં તેને અર્ધો ઉથલાવેલો છે એટલે તેનો દબાવનારો હાથ છૂટો જણાય છે.



દાવ નં ૧૩

ચિત્ર સંખ્યા ૩૮૨–૩૮૪

**નરસિંગગત પકડ**–[બંધ નં. ૭]–(દાવ નં. ૧૩).—સામાવાળો ચિત્ર નં. ૧ પ્રમાણે આપણા પટમાં પેઠો હોય, તો આપણે તેનો હથિયારવાળો હાથ બને હાથે ઝાલી તેની જમણી બાજુએ ફરી જવું. પછી ડાબે હાથે તેનો હથિયારવાળો હાથ ઝાલી આપણો ડાબો પગ તેના જમણા હાથ ઉપરથી તેની ડોક ઉપર ચિત્ર નં. ૨ પ્રમાણે નાખવો પછી ચિત્ર નં. ૨ પ્રમાણે તેની પીઠ ઉપરથી ફરીને ચિત્ર નં. ૩ પ્રમાણે જમીન ઉપર બેસવું. આ વખતે તેનો હથિયારવાળો હાથ આપણા ડાબા હાથ વડે દાબીને અને તેનો પગ આપણા ગને પગ વડે બાંધીને બેસવું એટલે નરસિંગગતની પકડ થશે. આ પકડમા સામાવાળાની ડોક અને પગ ઉપર સવારી બાંધીને બેસવાનુ હોય છે.




દાવ નં. ૧૪ ચિત્ર સંખ્યા ૩૮૫–૩૮૯

**ગળાના ફાંસાનો બંધ**–[બંધ નં. ૮]–(દાવ નં. ૧૪):—સામાવાળો ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભો હોય, તે વખતે આપણે આપણો ડાબો પગ તેના જમણા પગમાં આંકડીની પેઠે ઘાલવો. અને જમણો પગ જમણી બાજુએ ચડ્ડી ઉપર મૂકવો. પછી ડાબા પગે તેનો જમણો પગ બાજુએ ધકેલીને ઊંચે ઉપાડવો અને આપણા જમણા પગ વડે તેને પાછળ ધકેલીને ચિત્ર નં. ૨ પ્રમાણે પાડવો, અને આપણે ઊભા થવું. ચિત્ર નં. ૩ પ્રમાણે ઊભો રહેલો ભેરુ પોતાનો જમણો પગ સામાવાળાના જમણા પગમાં અંદરથી બહાર ઘાલીને બંધ બાંધે, તો સામાવાળાએ તેનો જમણો હાથ ડાબા હાથ વડે પકડવો. પછી ડાબા પગ વડે તેના ડાબા પગને ધક્કો મારવો. એટલે તે ચિત્ર નં. ૪ પ્રમાણે ચત્તો પડશે તે વખતે આપણે ચિત્ર નં. ૪ પ્રમાણે બેઠીને બેસવું અને ચિત્ર નં. ૫ પ્રમાણે તેના ગળાને ફાંસો બાંધવો.




દાવ નં. ૧૫ ચિત્ર સંખ્યા ૩૯૦–૩૯૨

**નમાજબંધનો બંધ**–[બંધ નં. ૯]–(દાવ નં. ૧૫):—સામાવાળો આપણા માથા ઉપર શિરનો ઘાવ કરે, તો તેના હાથનું કાંડું આપણે આપણા ડાબા હાથ વડે પકડવું, અને અંદરથી ફરી જઇને ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું. પછી તેને નીચે નમાવીને આપણો ડાબો પગ તેના જમણા હાથ ઉપરથી ચિત્ર નં. ૨ પ્રમાણે નાખવો. પછી આપણા તે પગ વડે તેની ડોક જોરથી દાબીને, જમણો હાથ તેની ચડ્ડીમાં નાખીને, તેને ચિત્ર નં. ૩ પ્રમાણે ચત્તો પાડવો અને બંધ




દાવ નં. ૧૬ ચિત્ર સંખ્યા ૩૯૩–૩૯૪

સવારીનો બંધ–[બંધ નં ૧૦]–(દાવ નં ૧૬):—સામાવાળો જમીન ઉપર ઊંધો પડેલો હોય, તે વખતે આપણે તેના ઉપર સવારી કરીને ચિત્ર ન. ૧ પ્રમાણે બેસવું. પછી આપણો જમણો હાથ તેના જમણા હાથ નીચે ઘાલી કસ ચડાવી તેને ચિત્ર ન. ૨ પ્રમાણે પકડ્યા ભર ચાંપીને બંધ બાંધવો.




દાવ નં ૧૭ ચિત્ર સંખ્યા ૩૯૫-૩૯૬

**તબકડ્ડાડનો બંધ** -[બંધ નં ૧૧]-(દાવ નં ૧૭) —સામાવાળો આપણા પટમાં ઘૂસીને આવ્યો હોય, તો આપણે આપણો ડાબો હાથ તેના જમણા પગની અંદર ચિત્ર નં ૧ પ્રમાણે ઘાલવો પછી તેના ઉપર તમન્કાડનો દાવ કરીને તેને ચિત્ર નં ૨ પ્રમાણે પાડીને બંધ બાંધવો ચિત્ર નં ૨ પ્રમાણે ડાબો હાથ તેના પગની અંદર ઘાલ્યા પછી જમણો હાથ તેના પગ ઉપરથી લઇને આપણા બંને હાથની ગોફણ બાંધવી, એટલે તેનો પગ આપણી ગોફણમાં આવશે પછી આપણે આપણી જમણી બાજુ ઉપર પડવું અને તેનો ડાબો પગ આપણા બંને પગથી બાંધવો જમણો પગ આપણા હાથથી બાંધેલો છે જ




દાવ નં ૧૮ ચિત્ર સંખ્યા ૩૯૭–૩૯૮

હાથનો બંધ-[બંધ નં. ૧૨]-(દાવ નં. ૧૮):—સામાવાળાએ આપણો પટ કાઢીને આપણને ચિત્ર નં. ૧ પ્રમાણે પાછળ જમીન ઉપર પાડ્યા હોય, તો આપણે આપણા ડાબા હાથ વડે તેનો જમણો હાથ બાંધવો. પછી આપણો ડાબો પગ તેના જમણા પગને તે જ ચિત્ર પ્રમાણે લગાવી તેનાથી ધક્કો મારવો એટલે તે જમીન ઉપર ઊંધો પડશે. તે જ વખતે આપણો જમણો પગ તેની પીઠ ઉપર ચિત્ર નં. ૧ પ્રમાણે નાખીને એકદમ આપણે ડાબી બાજુ ફરી જવું અને ચિત્ર નં. ૨ પ્રમાણે તેને બંધ બાંધવો.

શ્રી.

# રીંછની જોડે કુસ્તી.



ચિત્ર સંખ્યા ૩૯૯



ચિત્ર સંખ્યા ૪૦૦-૪૦૧

# રીંછની જોડે કુસ્તી.



ચિત્ર સંખ્યા ૪૦૨

ઉપરના ચિત્ર નં. ૩૯૯, ૪૦૦, ૪૦૧, ૪૦૨ માં રીંછ જોડે થતી કુસ્તી બતાવેલી છે. રીંછ કુસ્તી કરતી વખતે સામેના માણસને તેના આગલા બંને પગ વડે અત્યંત સજ્જડ પકડી રાખે છે. આ તેના બંધમાંથી અગર બથમાંથી છૂટવું ઘણુ કઠણુ પડે છે. તેથી આવી કુસ્તી લડનારના અંગમાં પુષ્કળ જ શરીરસામર્થ્યની જરૂર રહે છે. આ કુસ્તી લડવામાં જે પ્રકારના બંધ બાંધવામાં આવે છે, તેવા જ પ્રકારના બંધ જે કુસ્તી રમવામા વપરાય છે તે કુસ્તીને જાંબુવંતી કુસ્તી કહેવામાં આવે છે. પુરાણોમાં પ્રસિદ્ધ થયેલા જાંબુવાન રીંછ યોનિમાં જન્મેલા હોવાથી તે હનુમાનના જેવા જ પહેલા દરજ્જાના બળવાન અને બુદ્ધિમાન રામભક્ત હતા. કૃષ્ણાવતારમા પ્રત્યક્ષ ભગવાનની જોડે થયેલું તેનુ મલ્લયુદ્ધ પ્રસિદ્ધ છે. જાંબુવંતી કુસ્તીના આદ્ય પ્રવર્તક તે જ. જંગલોમાં ફરતાં કોઇ કોઇ વખત કોઇ રીંછની ભેટ થવાનો અને તેની જોડે ઝટાપટી કરવાનો પ્રસંગ આવે છે. તે વખતે સાવધપણે તેની જોડે લડીને આપણો છૂટકો કરી લેવામાં આ કુસ્તીનો સારો ઉપયોગ થાય છે.

શ્રી.

# નામાંકિત હિંદી પહેલવાનો.

(૧) **રમજૂ સરફુદ્દીન**—આ પંજાબી મુસલમાન પહેલવાન શ્રી. કૈ. ખંડેરાવ મહારાજ ગાયકવાડના પાસે હતો. એનું વજન ૪૮૦ રતલ હતું અને ઊંચાઇ ૬ ફૂટ હતી. તે બે બળદનો બોજો સહજ ખેંચી લેતો. તેને તેના આ કામ માટે પદમલા ગામ ઇનામમાં મળેલું હતું.

(૨) **બુદ્દા**—એ પણ પંજાબી મુસલમાન પહેલવાન શ્રી. કૈ. ખંડેરાવ મહારાજ ગાયકવાડના પાસે હતો. રમજૂ જોડે થયેલી કુસ્તીમાં એ સરસ નીવડ્યો હતો.

(૩) **ગુલામ અલિયા**—એણે પેરિસમાં જઇને સેન્ડો જોડે કુસ્તી કરવા માગણી કરેલી પણ તે તક તેને મળી નહીં. સન ૧૯૦૨ ના પેરિસના પ્રદર્શનમાં સમગ્ર યુરોપ ખંડના પહેલવાનોમાં તેને પહેલો નંબર મળ્યો અને "રુસ્તમ ઇ હિંદ" એવી પદવી મળી.

(૪) **કલ્લુ અલિયા**—ગુલામ અલિયાનો નાનો ભાઇ, તેણે પ્રસિદ્ધ શીખ પહેલવાન કીકરસિંગ જોડે કુસ્તીમાં વિજય મેળવ્યો હતો.

(૫) **ગામા કલ્લુ**—પહેલવાન કલ્લુનો એ પુત્ર. તે રાધનપુરના નવાબને આશ્રયે રહેતો હતો. સન ૧૯૧૯ માં પુના ડેક્કન જીમખાનામાં ના. ગવર્નર સાહેબ સમક્ષ થયેલી પહેલવાનોની કુસ્તીમાં તેણે પહેલો નંબર મેળવેલો.

(૬) **અહમદબક્ષ**—એણે સન ૧૯૧૨ માં યુરોપ જઇને ત્યાંના પહેલવાનો જોડે કરેલી કુસ્તીમાં પહેલો નંબર મેળવેલો.

(૭) **ગુલામ મહુદ્દીન અને ટીલા**—આ બંનેએ પણ અહમદબક્ષની જોડે યુરોપમાં જઇને ત્યાંના મધ્યમ વર્ગના પહેલવાનોમાં શ્રેષ્ઠતા મેળવી હતી.

(૮) **'રુસ્તમ ઇ હિંદ' ગામા**—એણે યુરોપિયન પહેલવાનોમાં શ્રેષ્ઠત્વ મેળવનાર રશિયન પહેલવાન બિસ્કોને પ્રથમ બર્લિનમાં અને પછી હિંદુસ્તાનમાં પતિયાળામાં ચીત કર્યો. અમેરિકામાં પણ તેણે વિજય મેળવીને હિંદી પહેલવાનોનું સર્વશ્રેષ્ઠત્વ અદ્યાપિ કાયમ રાખેલું છે.

(૯) **ઇમામબક્ષ**—એ ઉપર જણાવેલા ગામાનો નાનો ભાઇ. તે પણ પહેલવાન ગામાની પછીના નંબરે બધા પહેલવાનોમાં શ્રેષ્ઠ ગણાય છે. એ બંને ભાઇઓ પતિયાળા સંસ્થાનના આશ્રિત છે.

(૧૦) **ગુંગા**—એ પહેલવાન ઇમામબક્ષ અને પહેલવાન ગામા કલ્લુની જોડેની કુસ્તીમાં બરોબર નીવડ્યો છે.

(૧૧) **છોટુસિંગ રાજારામસિંગ**—એ રજપૂત પહેલવાન મિરજ (સિનિયર) સંસ્થાનનો આશ્રિત હતો અને ઉત્તમ પ્રકારની કુસ્તી ખેલતો.

(૧૨) **ગોબર ગુહ**—એ બંગાળી પહેલવાન. તેણે યુરોપ અને અમેરિકા જઇને અનેક પાશ્ચાત્ય પ્રસિદ્ધ પહેલવાનો ઉપર વિજય મેળવેલો.



(૧) પહેલવાન રમજુ સરફુદ્દીન, વડોદરા. ચિત્ર સંખ્યા ૪૦૩



(૩) પહેલવાન ગલામ અલિયા. ચિત્ર સંખ્યા ૪૦૫



(૪) પહેલવાન કલ્લુ અલિયા. ચિત્ર સંખ્યા ૪૦૬



ચિત્ર સંખ્યા ૪૦૭

(૫) પહેલવાન ગામા કલ્લુ.



(૬) પહેલવાન અહંમદબક્ષ. ચિત્ર સંખ્યા ૪૦૮



(૭) પહેલવાન ગુલામ મહુદીન. પહેલવાન ટીલા.

ચિત્ર સંખ્યા ૪૦૫



(૮) પહેલવાન રુસ્તમ ઇ હિંદ ગામા, પતિયાળા. ચિત્ર સંખ્યા ૪૧૦



(૯) પહેલવાન ઇમામબક્ષ, પતિયાળા. ચિત્ર સંખ્યા ૪૧૧



(૧૧) પહેલવાન છોટુસિંગ રાજારામસિંગ, મિરજ. ચિત્ર સંખ્યા ૪૧૩



(૧૨) પહેલવાન ગોબર ગુહ કલકત્તા. ચિત્ર સંખ્યા ૪૧૪

શ્રી.

# વીંટા.



## ઉપોદ્‌ઘાત.



**મ**રેઠી રાજ્યના પછીના વખતમાં બંદૂકનો અને તોપોનો ઉપયોગ વધારે ને વધારે થવા માંડ્યો હતો. પણ શ્રી શિવાજી મહારાજના વખતમાં તો ભાલા, તલવાર અને પટ્ટા જેવાં હથિયારોનો જ ઉપયોગ લડાઇના વખતે મુખ્યત્વે કરીને કરવામાં આવતો હતો. અને તેને લીધે તે વખતની લડાઇઓ હાથોહાથની થતી. એવી લડાઇઓમાં વાપરવા સારુ અનેક પ્રકારનાં શસ્ત્રો પ્રચારમાં આવ્યાં હતાં. એ વખતનાં હથિયારોમાં ભાલુ એ શત્રુને વધારેમાં વધારે લાંબે સુધી મારવાનું હથિયાર હતું. તેનો ઉપયોગ પાયદળને બહુ નડતો. ઘોડેસવાર તેનો વિશેષ ઉપયોગ કરતા. પાયદળ તો પટ્ટા, સાંગ (લોખંડી મૂઠનું ભાલું), ભાલા વગેરે હથિયારો વાપરતું. એ હથિયારો પણ ઠીક ઠીક લંબાઇનાં હોવાથી તેનો મારો દૂર રહેલા શત્રુઓ ઉપર પણ કરી શકાતો. એ વખતમાં જ વીંટા નામનું હથિયાર વધારે દૂરથી શત્રુને ખોસી શકાય તેવા હેતુથી પ્રચારમાં આવ્યું. એ

—: લેખક :—



શ્રી. દત્તાત્રય ચિંતામણ મુજુમદાર,
વડોદરા.

હથિયાર કોણે શોધી કાઢ્યું અને તે ક્યારે પ્રચારમાં આવ્યું, એ કંઇ જાણવામાં આવ્યું નથી. પણ એ હથિયાર ખાસ મરેઠાઓનું છે એટલું તો ખરું જ. મરેઠાના પ્રત્યેક લશ્કરમાં થોડા પણ આવા વીંટાધર તો હતા જ. આજ પણ જે જુદાં જુદાં મરેઠી સંસ્થાનો છે તેમાંના

કેટલાંકમાં શોભા તરીકે પણ થોડા વીટાધરોને લશ્કરમાં રાખેલા જણાય છે.

વીટા એટલે આશરે પાંચ ફૂટ લંબાઇનું ભાલું. તેના નીચેના છેડાને પાંચ છ ફૂટ લંબાઇની એક દોરી બાંધીને આ વીટા બનાવવામાં આવે છે. તેનું ફળું દસ ઇંચ લંબાઇનું લોખંડી હોય છે. અને દોરી નીચેના છેડાથી એક ફૂટ ઊંચે એક આંગળ જાડાઇની મજબૂત સૂતરની સજ્જડ બાંધેલી હોય છે. તેને લીધે આ વીટાનો મારો દસ ફૂટ દૂર રહેલા શત્રુ ઉપર પણ કરી શકાય છે. એ દોરીનો બીજો છેડો જમણા હાથના કાંડાને સજ્જડ બાંધે છે; અને પછી ડાબો હાથ આગળ અને જમણો હાથ પાછળ રાખીને આ વીટાને પકડે છે, અને સામે રહેલા શત્રુ ઉપર જોરથી ફેંકે છે. એ પ્રમાણે ફેંકીને તેને પાછું ખેંચી લેવાનુ જ હોય છે. એ દોરી તેટલા જ માટે હાથને સજ્જડ બાંધેલી જ રાખવામાં આવે છે. પણ તેથી લાભ એ છે કે આ એકના એક હથિયારથી અનેક વખત ઘાવ કરી શકાય છે.

એ રીતે જોરથી આ હથિયાર ફેંકવું અને તેને લાગવું જ પરત ખેંચીને હાથમાં લઇ લેવું, એ ક્રિયા એકદમ આવડી જતી નથી. એ માટે મુદ્દામ ઘણો મહાવરો કરવો જોઇએ. વીટાના ફળાની નીચે એક મોટું સૂતરનું ફૂમકું શોભા સારુ લગાડે છે. ચિત્ર નં. ૪૧૫ જોવાથી તેની કલ્પના આવી શકશે. હાલમાં આ હથિયાર અને તેને વાપરનારા લોકો ઘણા જ થોડા જોવામાં આવે છે. દક્ષિણનાં કોઇ કોઇ ગામડાંમાં આના ખેલો કવચિત્ જોવામાં આવે છે. કેટલાંક કુટુંબોમાં તેની માહિતી વંશપરંપરાથી ચાલી આવે છે. પણ હાલનું વાતાવરણ જોતાં



ચિત્ર સંખ્યા ૪૧૫

વીટા એ શું છે તે સમજવાનું પણ કંઇ સાધન રહે તેમ જણાતું નથી.

શ્રીમંત બાળાસાહેબ મિરજકર (સિનિયર)-ના મિરજ તાલુકામાં સાવલી નામનું નાનું ગામ મિરજથી ત્રણ ચાર માઇલને અંતરે છે. ત્યાં ચૌહાણ નામના ખેડૂતનું એક કુટુંબ છે. બહિરૂ તુકારામ ચૌહાણ અને ધોંડીબા તુકારામ ચૌહાણ નામના બે ભાઇઓ આ વીટાના ખેલ કરે છે. એ ભાઇઓને વંશપરંપરાથી જ આની માહિતી મળેલી છે, તેમાંના બહિરૂ તુકારામનો ફોટો લીધેલો છે. શ્રીમંત મિરજકરે એ લોકોને મુદ્દામ મિરજ બોલાવીને તેમની પાસેથી આ ખેલની માહિતી જ્ઞાનકોશ માટે અપાવી, તેથી જ અમે તે અહીં વ્યાયામપ્રેમી વર્ગની આગળ રજૂ કરી શકયા છીએ.

હવે તો બધાં જ જૂનાં હથિયારો લડાઇની દૃષ્ટિથી નિરુપયોગી થઇ ગયાં છે, છતાં તેનો ઉપયોગ ખેલ તરીકે કરવો એ વ્યાયામની દૃષ્ટિએ જરૂરનો છે. વીટાના ખેલોનો પણ સુશિક્ષિત તરુણોમાં પ્રચાર થવો જોઇએ. વીટા-ધર મધ્ય ભાગે ઊભો રહે અને તેની આસપાસ ચાર પાંચ માણસો પટા તથા મોટી ઢાલો લઇને ઊભા રહે. પછી વીટાધર જરૂર પ્રમાણે પવિત્રા બદલીને જે બાજુથી હલ્લો આવવાનો સંભવ હોય તે બાજુ વીટાને ફેંકે છે. હલ્લો કરનારા વીટાનો ઘાવ ઢાલ ઉપર લઇને પોતાનો બચાવ કરે છે. આ રીતે ખેલ ચાલે, એટલે તે જોવાની બહુ જ મજા આવે. એક મરદાની ખેલ તરીકે રાષ્ટ્રે આ વિદ્યાને સંગ્રહી રાખવી જોઇએ. વીટાના ખેલથી હાથ પગને ઉત્તમ પ્રકારનો વ્યાયામ થઇને અંગમાં સ્ફૂર્તિ આવે છે.

વીટા રમનારે અર્ધી ચડ્ડી, ગંજીફરાક અથવા ટૂંકી બાંયનો સદરો એવો ઢીલો પોશાક પહેરવો. વીટાની દોરી હાથને કેવી રીતે બાંધવી તેની કલ્પના ચિત્ર નં. ૪૧૫ ઉપરથી આવશે.

## वीटा.

**सलामी:**—આ ખેલમાં ભાગ લેનાર વીટાધર તથા પટ્ટાધર ગનેએ ચિત્ર ન. ૧ પ્રમાણે ડાબો પગ આગળ ગણીને પવિત્રા પ્રમાણે ઊભા રહેવુ તેમા વીટાધરે ડાબો હાથ આગળ અને જમણો હાથ પાછળ ચિત્ર નં. ૧ પ્રમાણે ગણીને ઊભા રહેવુ અને પટ્ટાધરોએ જમણા હાથમા પટ્ટો અને ડાબા હાથમાં મોગી ઢાલ લઈને બધાએ એક હારમા ઊભા રહેવુ. પછી બધાએ પોતાની જમણી તરફ મોઢા ફેરવીને ચિત્ર નં. ૨ પ્રમાણે પાછળ ફરવુ, અને ચિત્ર નં ૨ પ્રમાણે બધાના ડાબા પગ પાછળ હોય તે ઉપાડીને જમણા પગની આગળ પાછલી બાજુએ એક દોઢ ફૂટને અતરે ચિત્ર ન ૩ પ્રમાણે મૂકવા એટલે ડાબો પગ આગળ અને જમણો પગ પાછળ રહેશે પછી પ્રત્યેકે પુન પોતાની જમણી બાજુએ ફરીને અને જમણો પગ ડાબા પગની પાછળ ગણીને ચિત્ર ન. ૧ પ્રમાણે મૂળની બાજુએ મોઢા ફરીને ઊભા રહેવુ



ચિત્ર સખ્યા ૪૧૬–૪૧૮

ઉપર પ્રમાણે ક્રિયા કરીને મૂળની દિશાએ મોઢુ આવ્યુ એટલે સલામી થઈ ગણાય. શરૂઆતમા પ્રત્યેકનો ડાબો પગ આગળ હોય છે પછી પાછળ મોઢુ ફેરવીને, ડાબો પગ ઊચકીને જમણા પગની પેલી તરફ મૂકવાનો હોય છે અને પાછુ જમણી તરફ ફરીને, જમણો પગ ઊચકીને ડાબા પગની પાછળ મૂકવો પડે છે આ રીતે એક આખુ ચક્કર ફરીને, બે પવિત્રા પાછળ જઈને અને પ્રથમની બાજુએ મોઢું કરીને ઊભા રહીએ એટલે સલામીની ક્રિયા થાય પાછળ ફરતી વખતે વીટાની (ભાલાની) અણી તથા પટ્ટાના છેડાઓ ચિત્ર ન. ૩ પ્રમાણે જમીન તરફ નમાવીને, ફરીથી ચક્કર ફરીને શરૂઆતની પેઠે તેને ઉપર લાવીને, ઊભા રહેવાનુ હોય છે.



ચિત્ર સંખ્યા ૪૧૯

૩. **રમતી વખતે ઊભા રહેવાની રીત:**—સલામી થયા પછી વીટાધરે મેદાનના મધ્ય ભાગમાં ચિત્ર નં. ૪૧૯ પ્રમાણે ઊભા રહેવું. તેની ચોતરફ તેના ઉપર હલ્લો કરનારા પટ્ટાધરોએ તેનાથી દસ ફૂટ કરતાં વધારે અંતરે ઊભા રહેવું. ચિત્ર નં. ૪૧૯ માં હલ્લો કરનારા ત્રણ જ પટ્ટાધરો છે અને તેને ચિત્રની સગવડ માટે નજીક ઊભા રાખેલા છે, પણ ચિત્ર નં. ૪૨૦ નો ફોટો પ્રત્યક્ષ ખેલ ખેલતી વખતનો છે.



ચિત્ર સંખ્યા ૪૨૦



ચિત્ર સંખ્યા ૪૨૧

**વીટા ફેંકીને પરત લેવાની રીત:**—ચિત્ર નં. ૪૨૧ મા વીટાધરે એક બાજુ વીટા ફેંકેલો છે. તે વખતે તેનો ડાબો પગ આગળ હોઇને જમણો હાથ આગળ આવેલો છે આગળ ગયેલો જમણો હાથ જોરથી પાછળ ખેંચીને ફેંકેલો વીટા પરત આવે, એટલે પ્રથમ તે ડાબા હાથમા અને પછી જમણા હાથમા ચિત્ર નં. ૪૨૨ પ્રમાણે લેવાનો હોય છે આ રીતે વીટાને ફેંકવાનો અને પરત લેવાનો મારો મહાવરો પ્રથમ કરવો હમેશા જમણો પગ પાછળ અને ડાબો પગ આગળ રાખીને ચિત્ર નં. ૪૨૨ પ્રમાણે પવિત્રા ઉપર ઊભા રહીને વીટાને ફેંકવો



ચિત્ર સંખ્યા ૪૨૨



ચિત્ર સંખ્યા ૪૨૩–૪૨૫

**જુદી જુદી દિશામાં ફેંકવાની રીત:**—ચિત્ર નં. ૧ પ્રમાણે પાછલો જમણો પગ ઊંચે ઉપાડીને જમણી બાજુએ ફરવું, અને ઉપાડેલો જમણો પગ પાછલી બાજુએ મૂકીને (ડાબો પગ આગળ જ રાખવો) પાછલી બાજુએ ચિત્ર નં. ૨ પ્રમાણે મોઢું કરવું. પછી તે બાજુએ ચીટા ફેંકવો. પછી ફરીથી જમણો પગ ઉપાડીને જમણી બાજુએ ફરીને, અને જમણો પગ ચિત્ર નં. ૩ પ્રમાણે પાછળ મૂકીને, ત્રીજી બાજુએ મોઢું કરીને ઊભા રહેવું.

ચિત્ર લેતાં ત્રણ બાજુએ ત્રણ પટ્ટાધર ઊભા કર્યા હતા તેથી ત્રણ બાજુએ મોઢું ફેરવેલું બતાવેલું છે. પણ જો વધારે પટ્ટાધરો આસપાસ ઊભેલા હોય, તો તે પ્રમાણે જેમના તેમના તરફ મોઢું વધારે ફેરવી શકાય.

શ્રી.

# મુક્કી.



## ઉપોદ્ઘાત.



**મુક્કી** એ બૉક્સિંગના જેવો જ ખેલ છે. તેનો પ્રચાર કાશીમા ઘણા વર્ષોથી છે. હાથમા મોજાં પહેરીને હાલમા બાક્સિંગ કરે છે, પણ પૂર્વે યુરોપના દેશોમા પણ મોજાં પહેર્યા સિવાય ના ખુલ્લા હાથથી જ બૉક્સિંગ રમાતી હતી. આ મુક્કીના ખેલમા પણ હાથમા કંઇ પહેરાતુ નથી. એ ખેલ એટલે એક પ્રકારની મારામારી જ છે. પણ તેમા ભાગ લેનારાઓ તેને ખેલ ગણીને જ ભાગ લે છે. એટલે તેમા કોઇને કંઇ વાગે, તો સરકાર દરબારમા તેની કદી ફરિયાદ કરવામા આવતી નથી. દર વર્ષે દિવાળીના અરસામા આશ્વિનની પૂનમથી તે કાર્તિકી પૂનમ સુધી. અને ફાગણ માસમા ધૂળેટીના દિવસે આ મુક્કીના ખેલ હજી પણ કાશીમા રમાય છે. દુર્ગાઘાટ તરફની બ્રાહ્મણ મંડળી

— લેખક —



અનંતરામગુરુ કોંડભટ્ટનાના ગોડબોલે
કાશી

અને બ્રાહ્મણ ધાટે તરફની ઉત્તર સર્વે જાતિની મંડળી ઊભી રહીને આ ખેલ કરે છે. નિદાન છેલ્લાં ત્રણુસો વર્ષથી કાશીમાં આ ખેલ થાય છે. તેની શરૂઆત કોણે અને કયારે કરી તે નિશ્ચિત સમજાયું નથી. એક બાજુએ સર્વ પ્રકારના બ્રાહ્મણો અને બીજી બાજુએ આહેર વગેરે સર્વ ઇતર જાતિના લોકો વચ્ચે આ ખેલ થાય છે. બ્રાહ્મણમાં મહારાષ્ટ્રીય બ્રાહ્મણ વિશેષ છે, અને તેઓ ઉત્તમ મુક્કી ખેલનારા તરીકે પ્રખ્યાત છે. એ બ્રાહ્મણોમાં સારા વૈદિક, શાસ્ત્રી, વગેરે સુશિક્ષિત લોકો પણ હોય છે. આટલાં વર્ષો થયાં તો પણ હજી એ બ્રાહ્મણો જ દર વર્ષે એમાં આગળ આવે છે.

કેટલાંક વર્ષો પહેલાં આ ખેલ માટે સરકાર તરફથી મનાઇ કરવામાં આવી હતી. પણ પછી એક યુરોપિયન કમિશ્નર આવા મરદાની ખેલોનો શોખીન કાશીમાં આવ્યો. તેણે મુદ્દામ આ ખેલ પોતાની સમક્ષ કરાવ્યો, અને તેમાં ભાગ લેનારાઓ ખેલ તરીકે જ એમાં ભાગ લે છે એવું તેને જણાયાથી તેણે આ ખેલની પાછી પરવાનગી આપી. તે વખતથી આ ખેલ સતત ચાલુ છે.

દિવાળીના અરસામાં રાતે ચાંદની હોય છે ત્યારે આ ખેલ રાતના ૮ થી ૧૧ સુધી રોજ રમાય છે. તદ્દન નાનાં નાનાં બાળકો પ્રથમ તેની શરૂઆત કરે છે, પછી ધીમે ધીમે મોટાં મોટાં માણસો રમવાને માટે આગળ આવે છે. રસ્તા ઉપરની ઠરાવેલી જગાની પેલી તરફ સામા પક્ષને હઠાવ્યો એટલે તે પાછળ હઠનારો પક્ષ હાર્યો એમ ગણાય છે. બંને પક્ષના કેટલાક સારા રમનારા શિષ્ટ માણસો પંચ તરીકે રમત જોવા માટે બેસે છે અને કોઇ પ્રસંગે રમતમાં મારામારીનું સ્વરૂપ આવી જાય અગર કોઇ એક ઇસમ ઉપર પ્રતિપક્ષનાં વિશેષ માણસો એકદમ મોટો હલ્લો કરે અને તે બચાવ કરી શકે નહીં, તો આ પંચો વચ્ચે પડીને ખેલ બંધ કરે છે. છતાં પણ આ ખેલમાં કોઇ કોઇ ચાર પાંચ મહિનાની બિમારી તો ભોગવે જ છે. પહેલાંના કરતાં હાલ આનું માન ઓછું થઇ ગયું છે. અંગ્રેજી શિક્ષણનો પ્રચાર વધારે થવાથી અને એ શિક્ષણના ભાર નીચે શરીર-સામર્થ્યનો હ્રાસ થતો ચાલવાથી નવીન તરુણ મંડળીમાં આ ખેલ માટેની પ્રીતિ ઓછી ને ઓછી થવા માંડી છે એ ઠીક નથી. કાશી શહેર પુરાતન સમયથી વિદ્વાનું મોસાળ ગણાય છે ત્યાં જૂના વિદ્વાનો અભ્યાસની જોડે જ શરીરસંરક્ષણ અને સંવર્ધન પણ ઉત્તમ પ્રકારનું કરાવતા હતા. અશક્ત કે બીકણ થવું એ નાલાયકી ગણાતી. તે વખતનો શિક્ષણક્રમ પણ શરીરસામર્થ્યની હાનિ કરનારો ન હોતો. ઊંચા દરજ્જાના વેદ અને શાસ્ત્ર જાણનારા લોકો ઉત્તમ પ્રકારના મુક્કી ખેલનારા પણ હતા.

મુક્કી ખેલનારા લોકો મુદ્દામ તેનો અભ્યાસ કરતા નથી. પણ મુક્કી સારી રમતાં આવડે તેટલા માટે દંડ, બેઠક, કુસ્તી વગેરેનો વ્યાયામ ચાલુ રાખીને શરીરને ઉત્તમ પ્રકારનું તૈયાર બનાવે છે. તેમાં હાથની મૂઠી બંધ કરીને આંગળીઓનાં ઉપરનાં હાડકાં વડે સામાવાળાને ઠોંસા મારવાના હોવાથી, એ હાડકાં મજબૂત બનાવવા સાર કેટલાક જણ ગંગાના ઘાટ ઉપર સ્નાન માટે જતી વખતે નાની લોટીમાં દૂધ લઇ જાય છે અને તેમાંનું થોડું દૂધ એ ઘાટના પથ્થર ઉપર રેડીને તેનાપર અવળો હાથ અફાળવાની ટેવ પાડે છે. આ રીતની ટેવ પડવાથી તે બાજુનાં હાડકાં મજબૂત થાય છે અને મુક્કી જોરથી બેસે છે. એ સિવાય મુક્કીના ખેલ શીખવવા સારુ કંઇ પદ્ધતિસર દાવ ગોઠવેલા જણાતા નથી. મુક્કી ખેલવામાં જમણા અને ડાબા બંને હાથનો ઉપયોગ કરે છે. એક હાથ આડો રાખીને તેનાપર સામાવાળાની મુક્કી

અટકાવી બચાવ કરે છે, અને બીજા હાથની મૂઠી વાળીને સામાવાળાની કાનપટ્ટી ઉપર મારે છે. ત્યાં માર પડવાથી માણસ તમ્મર ખાઇ બેશુદ્ધ થઇને પડે છે. કમરના ઉપરના ભાગ ઉપર ગમે ત્યાં પણ મુક્કી મારવાની પરવાનગી હોય છે.

આ ખેલમાં શરીરસામર્થ્ય અને હિમ્મત એ બંનેની જરૂર રહે છે. છેક બાળપણથી આ ખેલની શરૂઆત કરે છે એટલે ખેલનારની નજર આ કામ માટે યોગ્ય રીતે તૈયાર થાય છે, અને તેનો આત્મવિશ્વાસ વધે છે. મુક્કી ખેલનારાઓને ઊભા રહેવામાં એક પ્રકારનું અવસાન આવે છે. જેનામાં હિમ્મત હોય તે એમાં પ્રવીણુતા મેળવે છે. મારવાની તથા માર ખાવાની પણ શક્તિ અને હિમ્મતની આમાં જરૂર રહે છે. તે હોય તો જ આ ખેલ બરાબર આવડે છે.

શ્રી નારાયણગુરુ બાળંભટ્ટ દેવધર અને શ્રી લક્ષ્મણગુરુ બાળંભટ્ટ દેવધર એ બંને આ ખેલ માટે તેઓ કાશી હતા તે વખતે બહુ પ્રખ્યાત હતા. એઓ મુક્કી ખેલવાને આગળ આવ્યા કે સામે પાંચ પચીસ માણસો હોય તો પણ તેઓ એક પછી એક પાછળ હટી જ જતા. કેમ કે તેમની એક જ મુક્કી જેનાપર પડતી તે તત્કાળ બેશુદ્ધ થઇને નીચે પડતો. હું અને મારા બંધુ કૈ. નારાયણગુરુ ગોડબોલે ઘણાં વર્ષ સુધી આ મુક્કીના ખેલમાં ભાગ લેતા હતા. આજ પણ અમારા અખાડાના કેટલાક છોકરાઓ દર વર્ષે આ ખેલોમાં ભાગ લે છે. સારી મુક્કી ખેલનારાઓની મૂઠી એટલા જોરથી વાગે છે કે તેની મુક્કીથી તે શેકો એકાદ પાકી ઈંટ પણ ફોડી શકે છે.

બૉક્સિંગના ખેલમાં ઠોંસા મારે છે, તે સામે સીધો હાથ લાવીને મારે છે; પણ મુક્કી તો હાથ બાજુએ ગોળ ફેરવીને મારે છે. બૉક્સિંગમાં ઠોંસા નાક ઉપર, મોઢા ઉપર, પેટ ઉપર, કે છાતી ઉપર, વગેરે જગાએ શરીરના આગલા ભાગમાં મારે છે. પણ મુક્કીનો માર તો કાનપટ્ટી, પાંસળી, જડબું, વગેરે જેવાં જમણા કે ડાબા પડખાનાં મર્મસ્થાનો ઉપર પડે છે. બૉક્સિગનો ખેલ ખુલ્લા હાથથી રમવા દેવામાં આવતો નથી. નરમ મોજાં પહેરીને તે ખેલ રમવાનો હોવાથી તેનો અભ્યાસ હંમેશાં કરી શકાય છે, તેવો મુક્કીનો અભ્યાસ થતો નથી. હાલનો વિચાર કરતાં આ ખેલ માટે નરમ ગાદીનાં મોજાં હાથ ઉપર પહેરવાનું જરૂરનું જણાય છે. એમ થશે તો જ આ જૂનો મરદાની ખેલ ભવિષ્યમાં ચાલુ રહેશે. નહીંતર એ તદ્દન નષ્ટ થઇ જશે એવી ભીતિ રહે છે. આ ખેલ આટલો મુશ્કેલ હોવાથી જ તેનો પ્રચાર કાશીની બહાર ક્યાંય થયો જણાતો નથી. જો તેનું સ્વરૂપ સૌમ્ય બનાવવામાં આવે, તો તેનો પ્રચાર દેશભરમાં થાય એમ કહેવાને હરકત નથી.



મુષ્ટી ખેલનારી આશાપુ મંડળી.



મુષ્ટી ખેલનારી આદેર વગેરે મંડળી.

# મુક્કી.




દાવ નં. ૧ ચિત્ર સંખ્યા ૪૨૬–૪૩૨

મુક્કી-(દાવ નં. ૧):—ચિત્ર નં. ૧ પ્રમાણે રમનારાએ એકમેકની સામે ઊભા રહેવું. પછી મુક્કી મારનારે (જમણી તરફના માણસે) ડાબો પગ ઉપાડીને અવસાનમાં આગળ મૂકવો, અને તે જ અવસાનમાં પાછલો જમણો પગ ચિત્ર નં. ૨ પ્રમાણે આગળ મૂકી જમણા હાથ વડે સામાવાળાની ડાબી કાનપટ્ટી ઉપર જોરથી મુક્કી મારવી. ભમરની અણી અને તેની સપાટીમાં આવતો કાનનો ભાગ એની વચ્ચોવચ જે ખાલી જગા રહે છે તે જગા ઉપર જો મુક્કીનો માર પડે તો સામાવાળાને ઇજા થાય છે અને તે બેશુદ્ધ થાય છે. પણ તે જગાની ઉપરના ભાગમાં જો મુક્કી વાગે તો બરાબર માર પડતો નથી. તે જગાની નીચે જો મુક્કી વાગે તો જડબાના હાડકાને ઇજા થાય છે અને તેથી પણ જરા વધારે નીચે વાગે તો દાંતને ઇજા થાય છે. તેમ જ આંખના ભાગમાં અથવા ભમ્મર પાસે મુક્કી વાગતાં આંખ બહાર નીકળી પડે છે.

—: લેખક :—



રા. રા. લક્ષ્મણ નારાયણ સપ્રે,
સં. બાલપ્રભુ વ્યાયામશાળા, વડોદરા.

ઉપર જણાવ્યા પ્રમાણે આપણા ઉપર સામાવાળાની મુક્કી આવે, તો આપણે ચિત્ર નં. ૨ પ્રમાણે આપણા ડાબા હાથ વડે તેનો જમણો હાથ અટકાવીને તેનો તે હાથ ઝપાટાબંધ બાજુએ દાબવો, અને આપણો જમણો પગ આગળ મૂકીને તેની ડાબા કાનપટ્ટી ઉપર આપણા જમણા હાથ વડે મુક્કી મારવી. સામાવાળો તે વખતે ચિત્ર નં. ૩ પ્રમાણે એકદમ નીચે બેસી જઇને આપણો ઘાવ ચુકાવશે. પછી તે ઊભો થઇ જઇને તેનો ડાબો પગ ચિત્ર નં. ૪ પ્રમાણે આગળ મૂકીને તેના ડાબા હાથ વડે આપણી જમણી કાનપટ્ટી ઉપર મુક્કી મારશે. તે વખતે આપણે ચાલાકીથી આપણો જમણો પગ ચિત્ર નં. ૫ પ્રમાણે પાછળ લઇને અને તે જ અવસાનમાં આપણા ડાબા હાથ વડે તેનો ડાબો હાથ જોરથી બાજુએ ઉડાવીને આપણો બચાવ કરવો. અને લાગલા જ આપણો પાછળ લીધેલો જમણો પગ આગળ લઇને સામાવાળાની ડાબી કાનપટ્ટી ઉપર મુક્કી મારવી. તે વખતે ચિત્ર નં. ૬ પ્રમાણે ડાબો પગ આગળ મૂકીને મુક્કી મારવી નહીં. નહીંતર તે તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તેની ડાબી બાજુએ નમી જઇને અને તેનો આગળ રહેલો ડાબો પગ પાછળ લઇને પોતાનો બચાવ કરશે. પછી પાછળ રહેલો ડાબો પગ આગળ મૂકીને અને સીધો ઊભો રહીને સામાવાળો ચિત્ર નં. ૭ પ્રમાણે તેના જમણા હાથ વડે આપણી જમણી કાનપટ્ટી ઉપર મુક્કી મારશે. એ વખતે આપણે આપણા હાથ વડે તેનો હાથ બાજુએ ઉડાવીને આપણો બચાવ કરવો.

મુક્કી-(દાવ નં. ૨):—સામાવાળો આપણને ચારે બાજુથી ઘેરે, તે વખતે આપણે આપણો બચાવ કરીને તેના ઉપર હલ્લો કેવી રીતે કરી શકીએ તે બતાવવા માટેનો આ દાવ છે.

આપણી સામે સામાવાળો (ડાબી બાજુનો) ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભો હોય, તે વખતે આપણે આપણો પાછળ રાખેલો જમણો પગ ચિત્ર નં. ૨ પ્રમાણે ઉપાડીને આગળ મૂકવો અને આપણા જમણા હાથ વડે તેના ડાબી કાનપટ્ટી ઉપર મુક્કી મારવી. પછી તે જ અવસાનમાં આપણી ડાબી બાજુએ પાછળ ફરી જવું. એટલે ચિત્ર નં. ૩ પ્રમાણે જમણો પગ પાછળ અને ડાબો પગ આગળ આવશે. પછી ચિત્ર નં. ૪ પ્રમાણે આપણો ડાબો પગ આગળ નાખીને આપણા ડાબા હાથ વડે તેની જમણી કાનપટ્ટી ઉપર મુક્કી મારવી. પછી આપણે જમણી બાજુએ ફરી જવું અને આપણો જમણો પગ પાછળ લેવો તથા ચિત્ર નં. ૫ પ્રમાણે આપણો જમણો હાથ ઊંચો કરીને ઊભા રહેવું. પછી પાછળ રાખેલા જમણા પગને આગળ મૂકીને આપણા જમણા હાથ વડે તે બાજુના શત્રુને મુક્કી મારવી.

આજુબાજુના શત્રુના મારા તરફ ચોક્કસ નજર રાખીને જરૂર પ્રમાણે પોતાનો બચાવ કરવો અને તે બાજુના શત્રુને મુક્કી મારવી. બચાવ માટે પ્રથમના દાવમાં જણાવ્યા પ્રમાણે જે પ્રસંગે જે ક્રિયા લાગુ પડે તેનો ઉપયોગ કરવો.

ઉપરના દાવમાં પવિત્રા બદલવાનું જે ધોરણ રાખેલું છે, તેનો સારો મહાવરો થતાં ચાલાકીથી કૂદકો મારીને કે પલટો લઇને તે જ ક્રિયા વધારે ત્વરાથી અને સફાઇથી કરી શકાશે. એ પ્રમાણે થતાં બચાવ કરવાનુ સુગમ થશે અને મુક્કી જોરથી મારી શકાશે.

## ભાલા લઢંત (લડાઇ).




હાથ નં. ૧ ચિત્ર સંખ્યા ૪૩૮–૪૪૧

# ભાલા લઢંત (લડાઈ).

**ભાલા લઢંત**-(હાથ ૧ લો):—રમનારાએ ચિત્ર નં. ૧ પ્રમાણે ડાબો પગ આગળ રાખીને અને ભાલાને ચિત્ર પ્રમાણે પકડીને ઊભા રહેવું. એ સ્થિતિને **આરામ** કહે છે.

-: લેખક :-



રા. રા. બાબુરાવ ગો. કોઠી, વ્યાયામ વિશારદ, વ્યવસ્થાપક, શ્રી રામદાસ વ્યાયામશાળા તથા કસરત અધ્યાપક, ન્યુ ઇરા હાઇસ્કુલ, વડોદરા.

પછી ચિત્ર નં. ૨ પ્રમાણે ડાબો પગ અક્કડ અને જમણો પગ ગોઠણમાંથી વળેલો રાખીને અને શરીરનો ઝોક પાછળ રાખીને 'હોશિયાર' કે 'સાવધાન'ની સ્થિતિમાં ચિત્ર પ્રમાણે ભાલાંને પકડીને ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૩ પ્રમાણે પાછળના જમણા ગોઠણને જમીન ઉપર ટેકવી અને પાછળ અવસાન લઇને રહેવું. એ વખતે ભાલાંની અણીઓ પાછળ જમીન ઉપર ટેકવી રાખવી. પછી પુનઃ તેવા જ અવસાનથી ઉપર ઊભા થઇને ચિત્ર નં. ૪ પ્રમાણે ભાલાં પકડવાં અને સામાવાળા ઉપર તે ભાલાં ભોસવા પ્રયત્ન કરવો. એ રીતે ઘાવ કરતાં ડાબો હાથ આગળ લાંબો કરવો. આ વખતે દરેકે સામાવાળાનું ભાલું બાજુએ કરીને-અટકાવીને પોતાનો બચાવ કરવો.

**ભાલા લઢંત**-(હાથ ૨ જો)'—ડાબી તરફ રહેના ઇસમે ઝભા ઉપરથી ભાલુ લઇને તેના પાછના છેડાથી આપણા ઉપર ચિત્ર ન ૧ પ્રમાણે 'તમાચા'નો ઘાવ માર્યો તો તે વખતે આપણે પાછળ ઝોક લઇને તે જ ચિત્ર પ્રમાણે આપણા ભાના વડે તેનો તે ઘાવ અટકાવવો પછી આપણા ભાનાના પાછના દાડાથી ચિત્ર ન. ૨ પ્રમાણે સામાવાળા ઉપર 'શિર'નો ઘાવ મારવો પછી તેણે તે જ ચિત્ર પ્રમાણે જમણો પગ પાછળ લઇને અને તેનો ગોઠણ જમીન ઉપર ટેકવીને તે ઘાવ અટકાવવો પછી તેણે ઊઠીને અને તેનો જમણો પગ આગળ નાખીને ચિત્ર ન ૩ પ્રમાણે આપણા ઉપર 'કમર'નો ઘાવ કરવો. અને આપણે તે જ ચિત્રમા બતાવ્યા પ્રમાણે તેનો તે ઘાવ અટકાવવો પછી આપણો જમણો પગ આગળ નાખીને ચિત્ર ન ૪ પ્રમાણે સામાવાળા ઉપર ભાનાનો ઘાવ કરવો અને તેણે તેનો જમણો પગ પાછળ લઇને તે જ ચિત્રમા બતાવ્યા પ્રમાણે તે ઘાવ અટકાવવો.

## ઢાલ તલવારની લઢંત (લડાઇ).




હાથ નં. ૧ ચિત્ર સંખ્યા ૪૪૬–૪૫૧

# ઢાલ તલવારની લઢંત (લડાઈ).

લેખકઃ—રા. રા. બાબુરાવ ગોપાળ કોઠી, વ્યાયામ વિશારદ,
વ્યવસ્થાપક, શ્રી રામદાસ વ્યાયામશાળા તથા કસરત અધ્યાપક, ન્યુ ઇરા હાઇસ્કુલ, વડોદરા.

**ઢાલ તલવારની લડાઇ**-(હાથ ૧ લો):—ફરી અને ગદકાનો ખેલ તે ઢાલ તલવારનો ખેલ છે. તલવારને બદલે એ લોકો ચામડાથી મઢેલી કાઠી લઇને રમે છે. અને રોજના ખેલમાં ઇજા ન થાય તેટલા માટે ચામડાથી મઢેલા ગદકાની યોજના કરી છે. આ ગદકા અને ફરીનો સારો અભ્યાસ થયા પછી પ્રત્યક્ષ તલવાર લઇને રમવાનો મહાવરો કરવો.

જમણો પગ આગળ અને ડાબો પગ પાછળ રાખીને પવિત્રા ઉપર ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૧ પ્રમાણે ડાબી બાજુનો ઇસમ 'તમાચા' નો ઘાવ આપણા ઉપર કરે, તે વખતે આપણે તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ડાબા હાથમાં પકડેલી ઢાલ આગળ કરીને તે ઘાવ અટકાવવો અને ચિત્ર નં. ૨ પ્રમાણે તેના ઉપર 'કમર' નો ઘાવ કરવો. તે ઘાવ તે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તે જમણી બાજુએ કમરની આગળ ઢાલ આડી રાખીને તે અટકાવશે. પછી તે આપણા ઉપર ચિત્ર નં. ૩ પ્રમાણે 'ચીર' નો ઘાવ કરશે એટલે આપણે તે ઘાવ તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે અટકાવીને તેના ઉપર ચિત્ર નં. ૪ પ્રમાણે 'શિર' નો ઘાવ કરવો. તે તે ઘાવ પણ અટકાવીને આપણા ઉપર ચિત્ર નં. ૫ પ્રમાણે 'અણી'નો (હૂલનો) ઘાવ કરશે, આપણે તે ઘાવ તે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે અટકાવી તેના ઉપર ચિત્ર નં. ૬ પ્રમાણે 'બાહેરા' નો ઘાવ મારવો. તે ઘાવ પણ તે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તે અટકાવશે.

છૂટના (મારામારીના ખેલના) નમૂના દાખલ ઉપરના દાવો બતાવેલા છે. આવી છૂટમાં ગમે તે દાવ ગમે તે વખતે કરવામાં આવે છે. આ રીતે અંદર અંદર તલવારના દાવ છૂટથી રમતી વખતે ઘણી કાળજીથી રમવું.

શ્રી.

# લાઠી લઢંત (લડાઈ).

## ઉપોદ્ઘાત.

લેખકઃ—રા. રા. બાબુરાવ ગોપાળ કોઠી, વ્યાયામ વિશારદ,
વ્યવસ્થાપક, શ્રી રામદાસ વ્યાયામશાળા તથા કસરત અધ્યાપક, ન્યુ ઇરા હાઇસ્કુલ, વડોદરા.

**લાઠીની** કવાયત કરવાનો રિવાજ હાલમાં બધી વ્યાયામશાળાઓમાં ચાલુ છે લાઠીનો ઉપયોગ શત્રુ ઉપર હલ્લો કરવાના કામમાં કરવાનો હોય છે, અને તેવો હલ્લો થાય તે વખતે આપણા બચાવ માટે પણ તેનો ઉપયોગ કરવાનો હોય છે. એ હેતુ બરાબર સધાય તે માટે લાઠીની લડાઇના હાથ ગોઠવેલા છે. લાઠી તેને ફેરવનારના કાન જેટલી ઊંચી જોઇએ, અને ફેરવનારથી સહજ રીતે અને ઇચ્છા પ્રમાણે ફેરવી શકાય તેટલા વજનની તે હોવી જોઇએ. આવી લાઠીની કવાયતમાં પ્રથમ સારો મહાવરો કરાવવો અને તે સારી રીતે આવડ્યા પછી લાઠીની લડાઇ (લાઠીની છૂટ) રમવાનો ખાસ અભ્યાસ કરાવવો. કેમ કે ખરેખરી મારામારીના વખતે લાઠીના આવા ખાસ અભ્યાસનોજ વિશેષ ઉપયોગ થાય છે. એ લડાઇના કેટલાક મારના અને કેટલાક બચાવના હાથ ગોઠવેલા છે. પણ પારકા અખાડામાં સામાવાળા જોડે લડાઇ લડતી વખતે એ હાથોનો કંઇ ક્રમ રહી શકતો નથી એ વાત લક્ષમાં રાખવી જોઇએ.

લાઠીની આ રમતોનો અંદર અંદર મહાવરો કરવાનો હોય તે વખતે લાઠી એક એક ઇંચના વ્યાસની નેતરની લેવી અને તેના ઉપર જાડા ચામડાની ઢીલી કોથળી ચડાવવી અને પછી તેનાથી આ રમતો કરવી એટલે લાઠી વાગે તો પણ વધારે ઇજા થાય નહીં. લાઠીની છૂટની હરીફાઇ કરવી હોય તો અખિલ મહારાષ્ટ્ર શારીરિક શિક્ષણ મંડળે તે માટેના નિયમો પ્રસિદ્ધ કરેલા છે તેનો ઉપયોગ કરવો.

### *લાઠીની છૂટના નિયમો*

(૧) **રમવાની** જગા ૪૦ ફૂટ વ્યાસની જોઇએ.

(૨) **લાઠીની** જાડાઇ એક ઇંચ વ્યાસની જોઇએ. તે નેતરની જોઇએ અને કમાવેલા જાડા ચામડાથી મઢેલી જોઇએ. એ મઢેલી કોથળીમાંથી લાઠી સહજ નીકળી શકે અને તેમાં સહજ જઇ શકે એવી તે કોથળી ઢીલી જોઇએ.

(૩) **કાનટોપી** પહેરીને છૂટ રમવી. આ કાનટોપી તૈયાર કરતાં પ્રથમ કપડું, તેના ઉપર

રૂ, અને પછી વચ્ચેની જગામા જાડું પતરુ, તથા તળિયે જાડું પૂઠું (કાર્ડબોર્ડ) રાખીને તેના ઉપર રૂ અને પછી કપડું નાખીને તે તૈયાર કરવી આ ટોપીથી રમનારાના માથાનુ રક્ષણ થાય છે.

(૪) **શિરસ્ત્રાણ** તાર વડે ગૂથેલુ અને કાનટોપીના પ્રમાણે અદરની બાજુએ રૂની જાડી ગાદી નાખેલું જોઇએ.

(૫) **હાસ્તાન** કાડાથી તે પ્રકોષ્ટ (કોણી અને કાડાની વચ્ચેનો ભાગ) સુધીના હાથના ભાગોનુ રક્ષણ કરવાની દૃષ્ટિથી જાડા ચામડાનુ અને અદરની ગાદીવાળુ એના બે હાસ્તાનો બાધના. તેને બાધવા માટે કપડુ અગર દોરી જોઇએ તેની લંબાઇ નવ ઇચ જોઇએ

(૬) લંગોટ પહેરીને તેના ઉપર અર્ધી ચડ્ડી પહેરવી અગ ઉપર ગજીફરાક પહેરવુ

(૭) લંગોટની જગા ઉપર અને નાક તથા કાન ઉપર ઘાવ મારવાની મનાઇ છે

છૂટની બરાબર કલ્પના આવે તેટના માટે તેના બે પ્રકારના દાવ બતાવેના છે પણ ખરા છૂટના ખેલમા મારના અને બચાવના દાવનો કોઈ ક્રમ રહેતો જ નથી લાઠીની છૂટના આ ખેલ મરદાની ખેલ છે તેમા ચાલાકી, હિંમત, માર સહન કરવાની શક્તિ તથા પ્રસંગાવધાન વગેરે ગુણોની કસોટી થાય છે છૂટ ખેલતા શરીરને ઘાવ લાગે અને એ જગાએ લીના કે વાદળી ચકતા જામે. એટલે બચાવ કેમ કરવો તેની ખરી સ્વાનુભવયુક્ત માહિતી મળી રહે છે પ્રત્યક્ષ અનુભવથી જ ખરી છૂટ શીખાય છે, અને તેથી જ છૂટ ખેલનારાઓની પરીક્ષા જુદા જુદા અખાડાના ક્રમમો જોડે તેની છૂટ ખેલતી વખતે જ તથા પ્રત્યક્ષ મારામારીના પ્રસગે જ થાય છે

## લાઠી લઢંત (લડાઇ).



દાવ નં. ૧ ચિત્ર સંખ્યા ૪૫૨–૪૫૬

**લાઠીની લડાઇ-પહેલી**:—ચિત્ર નં. ૧ પ્રમાણે લાઠીઓ પકડીને ઊભા રહેવું. પોતપોતાના ડાબા પગ આગળ અને જમણા પગ પાછળ રાખવા. પછી શિષ્ટાચાર પ્રમાણે સલામી લઇને ખેલની શરૂઆત કરવી. જમણી બાજુનો ઇસમ પ્રથમ 'તમાચા' નો ઘાવ પાછળ રાખેલા જમણા પગને આગળ કરીને મારે, તો સામાવાળાએ ચિત્ર નં. ૨ પ્રમાણે પોતાના માથા ઉપર, પણ આખા શરીરથી જરા આગળ ડાબી બાજુએ નમેલી (તિરકસ) લાઠી ધરીને, તેનાપર તે ઘાવ ઝીલવો—અટકાવવો. એટલે તિરકસ લાઠી નીચે ઊતરી જશે. પછી તેણે (ડાબી તરફના ઇસમે) જમણો પગ આગળ મૂકીને 'શિર' નો દાવ ચિત્ર નં. ૩ પ્રમાણે મારવો. એ દાવ જમણી તરફના ઇસમે તે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે લાઠી તિરકસ ધરીને રોકવો. પછી તે જમણી તરફના ઇસમે ચિત્ર નં. ૪ પ્રમાણે 'કમર'નો ઘાવ મારવો અને તે સામાવાળાએ તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ડાબી બાજુએ ઊભી લાઠી ધરીને અટકાવવો. એ રીતે 'કમર'નો ઘાવ અટકાવીને તેણે ચિત્ર નં. ૫ પ્રમાણે 'હૂલ'નો ઘાવ પેટ ઉપર મારવો અને તે જમણી બાજુવાળાએ, આગળ રાખેલો જમણો પગ પાછળ લઇને અને જરા બાજુએ ખસી જઇને, તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે અટકાવવો તથા પોતાની લાઠી વડે સામા ઇસમની લાઠીને જોરથી બાજુએ ધકેલી દેવી.

**લાઠીની લડાઇ-બીજી :**—આપણે (જમણી બાજુના ઇસમે) ચિત્ર નં. ૧ પ્રમાણે જમણો પગ આગળ લઇને સામાવાળાના પેટ ઉપર 'હૂલ' મારવી. સામાવાળાએ જરા બાજુએ થઇને, અને તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ડાબી બાજુએ પોતાની લાઠીનો છેડો નીચે જમીન તરફ કરીને, આપણી લાઠીને તેણે ડાબી બાજુ તરફ ધકેલવી; અને તે જ અવસાનમાં તેની લાઠી આપણી લાઠીની નીચે ઘાલીને, તેને જોરથી તેની ડાબી બાજુ તરફથી ઊંચે ઉપાડીને, જમણી તરફ ચિત્ર નં. ૨ પ્રમાણે જમીન ઉપર દાબવી. આમ થયું એટલે આપણે આપણી લાઠી સામાવાળાની લાઠી નીચેથી ચિત્ર નં. ૩ પ્રમાણે પાછળ ખેંચીને કાઢી લેવી. પછી લાગલા જ ચિત્ર નં. ૩ માં બતાવ્યા પ્રમાણે જમણો પગ પાછળ લીધેલો છે તે આગળ મૂકીને ચિત્ર નં. ૪ પ્રમાણે સામાવાળા ઉપર 'શિર'નો ઘાવ કરવો. અને તે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તે ઘાવ સામાવાળાએ માથા ઉપર પોતાની લાઠી જરા તિરકસ રાખીને અટકાવવો. એમ થાય એટલે આપણે ચિત્ર નં. ૫ પ્રમાણે સામાવાળાની જમણી બાજુએ તેની જમણી બાજુની 'કમર' ઉપર ઘાવ કરવો અને સામાવાળાએ તેનો જમણો પગ પાછળ લઇને તે ઘાવ અટકાવવો. એ રીતે થાય એટલે આપણે તેને સામો ઘાવ મારવાનો વખત ન આપતાં, ત્રીજો ઘાવ તેના ડાબા પગની નીચેની બાજુ (ટંગડી) ઉપર ચિત્ર નં. ૬ પ્રમાણે મારવો. સામાવાળાએ તે ઘાવનો બચાવ પોતાનો ડાબો પગ ઊંચો લઇને કરવો. આ પ્રકારમાં એક જ જણે લગોલગ ત્રણ ઘાવ મારેલા છે તે લક્ષમાં રાખવું.

**લાઠીની લડાઇ-બીજી** :—આપણે (જમણી બાજુના ઇસમે) ચિત્ર નં. ૧ પ્રમાણે જમણો પગ આગળ લઇને સામાવાળાના પેટ ઉપર 'હૂલ' મારવી. સામાવાળાએ જરા બાજુએ થઇને, અને તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ડાબી બાજુએ પોતાની લાઠીનો છેડો નીચે જમીન તરફ કરીને, આપણી લાઠીને તેણે ડાબી બાજુ તરફ ધકેલવી; અને તે જ અવસાનમાં તેની લાઠી આપણી લાઠીની નીચે ઘાલીને, તેને જોરથી તેની ડાબી બાજુ તરફથી ઊંચે ઉપાડીને, જમણી તરફ ચિત્ર નં. ૨ પ્રમાણે જમીન ઉપર દાબવી. આમ થયું એટલે આપણે આપણી લાઠી સામાવાળાની લાઠી નીચેથી ચિત્ર નં. ૩ પ્રમાણે પાછળ ખેંચીને કાઢી લેવી. પછી લાગલા જ ચિત્ર નં. ૩ માં બતાવ્યા પ્રમાણે જમણો પગ પાછળ લીધેલો છે તે આગળ મૂકીને ચિત્ર નં. ૪ પ્રમાણે સામાવાળા ઉપર 'શિર'નો ઘાવ કરવો. અને તે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તે ઘાવ સામાવાળાએ માથા ઉપર પોતાની લાઠી જરા તિરકસ રાખીને અટકાવવો. એમ થાય એટલે આપણે ચિત્ર નં. ૫ પ્રમાણે સામાવાળાની જમણી બાજુએ તેની જમણી બાજુની 'કમર' ઉપર ઘાવ કરવો અને સામાવાળાએ તેનો જમણો પગ પાછળ લઇને તે ઘાવ અટકાવવો. એ રીતે થાય એટલે આપણે તેને સામો ઘાવ મારવાનો વખત ન આપતાં, ત્રીજો ઘાવ તેના ડાબા પગની નીચેની બાજુ (ટંગડી) ઉપર ચિત્ર નં. ૬ પ્રમાણે મારવો. સામાવાળાએ તે ઘાવનો બચાવ પોતાનો ડાબો પગ ઊંચો લઇને કરવો. આ પ્રકારમાં એક જ જણે લગોલગ ત્રણ ઘાવ મારેલા છે તે લક્ષમાં રાખવું.

શ્રી.




## ઉપોદ્ઘાત.



### હનુમંતી લકડી–બજરંગી ઠાઠ.

ફરીગદકાનો ખેલ ખરેખર તો ઢાલ તલવારનો ખેલ જ છે. જૂના વખતમાં હાથોહાથની લડાઇના પ્રસંગે તલવારનો ઉપયોગ ઘણો થતો હતો. અને આજે પણ, ઘણા પ્રકારનાં સ્ફોટક દ્રવ્યોની સહાયથી ઊડનારાં શસ્ત્રો ઉપયોગમાં લેવાય છે, છતાં તલવારનો ઉપયોગ પૂર્ણ રીતે નષ્ટ થયો નથી. તદ્દન આધુનિક ઢબનાં લશ્કરોમાં પણ તલવારે પોતાનું અસ્તિત્વ કાયમ રાખેલું છે. ખરી અણીના વખતે તલવારનો ઉપયોગ બરાબર કરી શકાય, તેટલા માટે તલવાર વાપરવાનો મહાવરો કાયમ રાખવાની જરૂર છે. રોજના તેવા મહાવરા માટે ખરી તલવાર લઇને દ્વંદ્વ રમવું શકય ન હોવાથી તલવારને બદલે ચામડાથી મઢેલી કાઠી (ગદકા) અને ફરી (ચામડાની નાની ઢાલ) લઇને રમવાનો પ્રઘાત છે. તેથી જ આ ખેલને ફરીગદકા એવું નામ મળેલું છે.

–: લેખક :–



શ્રી દત્તાત્રય ચિંતામણ મુજુમદાર, વડોદરા.

## રમવાનુ સાહિત્ય.

રમનારની વયના પ્રમાણમાં ફરી અને ગદકાના આકાર તથા માપમા ઓછુંવત્તુ કરી લેવું. મોટી ઉમરના માણસ માટે ગદકા ત્રણ ફૂટ બે ઇચનો અગર ત્રણ ફૂટ લંબાઇનો જોઇએ, અને ફરી નવ ઇંચ વ્યાસની મજબૂત ચામડાની આશરે એક રતલ વજનની જોઇએ. ચિત્ર નં. ૪૬૪ ઉપરથી ફરીગદકા કેવા હોય તેની કલ્પના આવી શકશે.



ફરીગદકા.

ચિત્ર સંખ્યા ૪૬૪

### પોશાક.

આ ખેલ માટે અમુક વિશિષ્ટ પોશાકની જરૂર નથી. તો પણ હાલમાં અર્ધી ચડ્ડી અને ટૂંકી બાંયનું પહેરણુ પહેરવાનો રિવાજ પડેલો છે. એવાં કપડાં હોય તો ઠીક પડે છે. ચડ્ડીની અંદર લંગોટ અવશ્ય પહેરવો, કે પગ વાંકો ચૂંકો પડે તો પણ અપાય થાય નહીં. સિવાય, છૂટ રમતી વખતે ગાદીવાળી ટોપી પહેરવી, એટલે માથા ઉપર ગદકાનો સપાટો લાગે તો માથાનો બચાવ થાય.

### ખેલની જગા.

આ ખેલ માટે નિદાન ૨૦×૨૦ ફૂટની જગા જોઇએ. એ કરતાં પણ વિશાળ જગા હોય તો સારું. સંઘ તરફથી આવા ખેલો કરાવવાના હોય તે વખતે રમનારની સંખ્યાના પ્રમાણમાં મોટી જગા જોઇએ એ કહેવાની જરૂર જ નથી.

### ખેલનો મુખ્ય ભાગ.

આ ખેલના ઘાઇ અને છૂટ એવા બે ભાગ છે. બચાવ માટે ફરીનો ઉપયોગ કરવાનો હોય છે. તે ડાબા હાથમાં રાખવામાં આવે છે. તે જરૂર પ્રમાણે જોઇએ તે જગાએ એકદમ લઇ શકાય તેવી રીતનું હાથનું વળણ અને કાર્યક્ષમતા કેળવાવાં જોઇએ. ગદકાના હાથને પણ તેજ રીતનું વળણ અને કાર્યક્ષમતા આવવાં જોઇએ. આ હેતુ લક્ષમાં રાખીને જુદા જુદા હાથોનો (મારોનો–ઘાવોનો) અનુક્રમ ઠરાવેલો છે. અને તેની ઘાઇ (પાઠ) ગોઠવેલી છે. બંને હાથની ક્રિયા તથા પગોની હિલચાલ યોગ્ય રીતે કરી શકાય એવી યોજના આ ઘાઇ ગોઠવનાર જૂના ઉસ્તાદોએ ઘણી ઉત્તમ પ્રકારની કરેલી છે. તેટલા જ માટે ફરીગદકા બરાબર ખેલી શકાય એવી ઇચ્છા રાખનારે આ જુદા જુદા પ્રકારની ઘાઇ ઉત્તમ રીતે તૈયાર કરવામાં કંટાળવું ન જોઇએ. ઘાઇ બરાબર ખેલતાં આવડી કે છૂટ ખેલવામાં બહુ મદદ થાય છે. ફરીગદકાનો ખરો મરદાની ખેલ તે છૂટ ખેલવી એ જ. એમાં જ રમનારની ચાલાકીની, ધૈર્યની, પ્રસંગાવધાનની અને આગ્રહની ખરી કસોટી થાય છે. ખાલી ઘાઇ કે મિત્રતાની છૂટ રમવી, એ તો માત્ર ખાલી કસરત કરવા જેવું જ છે.

### જુદી જુદી પરંપરા.

ઉત્તર હિંદુસ્તાનમાં ફરીગદકા રમવાનો રિવાજ વિશેષ છે. એ ખેલની અનેક પરંપરા કેટલીક હિંદુ ઉસ્તાદોની અને કેટલીક મુસલમાન ઉસ્તાદોની ત્યાં પ્રચલિત છે. એ બધી પરંપરામાં મુખ્ય હાથ અને તત્ત્વ તો સરખાં જ છે. પણ પેટા તપસીલોમાં ફરક છે. એટલે અમુક પરંપરા શ્રેષ્ઠ છે એવું ઠરાવવું કઠણ છે. અહીં જે પરંપરાની લકડી આપવામાં આવી છે તે હિંદુ પરંપરાની છે. એ લકડીને **'હનુમંતી લકડી'** કહે છે. અને તેમાં ઊભા રહેવાની જે પદ્ધતિ છે તેને બજરંગી ઠાઠ કહે છે. શ્રી. કૈ. ખંડેરાવ મહારાજ ગાયકવાડના પાસે બે નામાંકિત લકડી ખેલનારા હતા. (૧) શાલીગ્રામ ઉસ્તાદ અને (૨) રામસિંગ ઉસ્તાદ. એમની લકડીના બે અખાડા તે વખતે વડોદરા શહેરમાં હતા. તે પૈકી રામસિંગનો એક કનયસિંગ નામનો શિષ્ય હતો. (ચિત્ર નં. ૪૬૫). તે વડોદરાની ત્રીજી પલટણમાં હવાલદારની જગાએ હતો, અને તે પલટણમાં તે લકડીના ઉસ્તાદ તરીકે ગણાતો. લશ્કરી નોકરીમાંથી પેન્શન લીધા પછી તે અમારે ત્યાં પહેરાની નોકરી ઉપર રહેલો. તેણે ઘણા પ્રેમથી અને નિષ્કપટ બુદ્ધિથી એ લકડી મને શીખવી. તે પછી લકડીનો ખેલ મેં ઘણી

વ્યાયામશાળાઓમા જોયો. પણ હનુમતી લકડી તે બધા કરતા વધારે પદ્ધતસર છે એમ મને જણાયું છે. એ લકડીની માહિતી ટૂંકામા અહીં આપવામા આવે છે.



ઉસ્તાદ કનયસિંગ ઠાકોર.

ચિત્ર સખ્યા ૪૬૫

જુદા જુદા ઘાવોની જગા બરાબર સમજાય તે માટે તે તે જગાઓ બતાવનારું ચિત્ર આ નીચે આપેલું છે. તે પરથી તેની કલ્પના બરાબર આવી શકશે.




ચિત્ર સંખ્યા ૪૬૬

**ચિત્રની સમજૂતી:**—(૧) તમાચા–ડાબી કાનપટી. (૨) બાહેરા–જમણી કાનપટી. (૩) શિર–માથું. (૪) મોઢા–ખભા (૫) ભંડારા–ડાબી પાંસળી. (૬) પોખર–જમણી પાંસળી (૭) કમર–કેડ. (૮) કડક–ગોઠણ (૯) પાલટ–પગની ઘૂંટી (૧૦) લંગોટા–લંગોટની જગા. (૧૧) જનોઇ–જમણા ખભા ઉપર ડાબી તરફનો ત્રાસો વાવ.

## છૂટ.

લકડીનો ખરો ખેલ એટલે છૂટનો ખેલ. જુદી જુદી ધાઇઓ પ્રથમ શીખવવાનું કારણ એ જ કે તે બરાબર ખેલતાં આવડે તો છૂટ સારી ખેલવામાં મદદ થાય. છેક શરૂઆતમાં તો પ્રથમ પવિત્રા સારી રીતે તૈયાર કરવાની જરૂર છે. કેમ કે છૂટ ખેલતી વખતે માર કરવામાં કે બચાવ કરવામાં સ્ફૂર્તિથી અને તોલ ન જવા દેતાં પવિત્રા ઉપાડતાં આવડે એ બહુ મહત્ત્વનું છે. તેમ જ પવિત્રા ઉપાડ્યા પછી પગ જેટલો લાંબો નાખીને પુનઃ સ્ફૂર્તિથી તેને સહજ પરત લાવી શકાય તેટલો છૂટ ખેલવામાં વધારે ફાયદો થાય છે. પવિત્રા ઉપર જેટલો કબજો હશે તેટલો લાંબો ઘાવ મારી શકાશે. એટલા માટે જ છૂટ સારી ખેલતાં આવડે એવી ઇચ્છા રાખનારે પવિત્રા બરાબર તૈયાર કરવામાં કંટાળવું નહીં. તે જ પ્રમાણે શિક્ષકે પણ પવિત્રા બરાબર કરાવવાની પૂરી કાળજી રાખવી. પુષ્કળ અને સારું લખાણ લખતાં આવડે એવી જેની ઇચ્છા હોય, તેણે પ્રથમ નાનપણમાં જેમ અક્ષરો ઉત્તમ કાઢવાની જરૂર છે, તેવી જ સ્થિતિ લકડીની બાબતમાં પવિત્રાની છે. લેખ સારો લખવામાં અક્ષરો બરાબર કાઢવાની જરૂર જે રીતે ઉપર ઉપરના જોનારને જણાતી નથી; તે જ રીતે છૂટ ખેલનારાના લક્ષમાં પણ પવિત્રાનું મહત્ત્વ સહસા આવતું નથી. અક્ષર સારા ન હોય, તે લેખન-વ્યવસાયમાં કેટલું ત્રાસકારક થઈ પડે છે, તેની કલ્પના લેખકોને જેવી અનુભવથી આવે છે, તેવી જ પવિત્રા તૈયાર કરવાની મહત્તા પણ છૂટ ખેલનારને અનુભવ થયા પછી સારી રીતે આવે છે. અર્થાત્ કહેવાનો હેતુ એટલો જ છે કે પવિત્રા તરફ દુર્લક્ષ કરવું નહીં. વળી પવિત્રાથી ચાલવું એ એક ઉત્તમ પ્રકારની કસરત છે. તેને લીધે બધાં અંગોને ઉત્તમ પ્રકારનો વ્યાયામ મળે છે અને શ્વાસ વધારે લંબાવી શકાય છે. એ કસરત થોડી જગામાં પણ ઉત્તમ પ્રકારે કરી શકાય છે.

પવિત્રા બરાબર તૈયાર થયા પછી જુદી જુદી ધાઇઓ બરાબર તૈયાર કરવી, એ છૂટ સારી ખેલવાની ઇચ્છા રાખનારને માટે ઘણું મહત્ત્વનું છે. લેખનની બાબતમાં જેમ નાનાં નાનાં વાક્યોની રચના શીખવાની જરૂર છે, તેમ જ આ બાબતમાં જુદી જુદી ધાઇઓ શીખવાની જરૂર છે. ઢાલ (ફરી) નો અને તલવાર (ગદકા) નો હાથ ગમે તે જગાએ અને આંખનું મટકું મરાય તેટલા વખતમાં કરી લેવાની જરૂર છૂટ ખેલતી વખતે પડે છે. અને તેથી જ બંને હાથ ઉપર કબજો આવવા સારુ શરૂઆતમાં નવીન શીખનાર પાસેથી સાદા પાઠ (ધાઇઓ) કરવાની ઘણી જરૂર છે. જુદી જુદી ધાઇઓ એ હાથ અને પગને મજબૂત તથા ચપળ બનાવવા માટેના વ્યાયામના પ્રકારો અગર પાડો જ છે. નાનાં નાનાં વાક્યોની માત્ર રચના કરવી એ જેમ લેખ નથી; તેમ જ માત્ર આવી ધાઇઓ ખેલવી એ કંઇ છૂટ નથી. છૂટ ખેલવાનો મહાવરો કરવામાં ન આવે, તો માત્ર ધાઇનો ઉત્તમ અભ્યાસ કરવો, એ નિરુપયોગી છે. તેમ જ છૂટનો પણ માત્ર રમવાથી કંઇ ઉપયોગ નથી. લકડી એ મરદાની ખેલ છે અને ઢાલતલવારે લડવાનું તે સાધન છે. તેનો માત્ર દેખાવ તરીકે કંઇ જ ઉપયોગ નથી. અર્થાત્ એ ખેલમાં ગમે તેની સાથે ખેલીને—તેને મારીને પોતાનો બચાવ કરવાની તૈયારી તથા ચાલાકી અંગમાં આવવાની જરૂર છે. એ ખેલ ક્ષત્રિયોનો—લડાયક વૃત્તિના માણસોનો છે. એટલે છૂટ ખેલવામાં સામેનો ઇસમ આપણો દુશ્મન

છે એવી તેટલા સમયપરત્વે ભાવના રાખીને જે ઘાવ તેને મારવા કે આપણે ખાવા, એવા અવસાનથી એ રમવાની ટેવ કેળવવાની વિદ્યાર્થીઓને જરૂર છે. અમારા ઉસ્તાદ કનયસિંગ ઠાકોર છૂટ ખેલવા માટે સામે આવીને ઊભા રહે તે વખતે તેનો દેખાવ તથા ચર્યા કેવળ બદલાઇ જ જતાં. તે વખતે તેની દૃષ્ટિમાં એક પ્રકારની તીક્ષ્ણતા આવી જતી. એકલા દૃષ્ટિના રોફ ઉપરથી જ અર્ધું કામ તો થઇ જાય છે. લકડી એ દ્વંદ્વ યુદ્ધ છે. એ કંઇ ખાલી ટેનિસના જેવો નિરુપદ્રવી ખેલ નથી. આવો એ ખેલ શીખ્યા છતાં મનમાં જો મરદાની ભાવ ન આવે તો એ ખેલનો ઉપયોગ પણ શો? એ ખેલ મરદોએ ખેલવાનો હોઇને બળકટ-પણાનો છે. મનની આવી મરદાની ભાવના એકલી ધાઇઓ રમવાથી કે મિત્રતા ભરેલી છૂટ રમવાથી ઉત્પન્ન થતી નથી. તેવી ભાવના ન આવે, તો દંગલમાં કે મેદાનમાં તિરાહિતો જોડે પ્રસંગ પડતાં ગભરામણ થઇ પડે છે, અને એકલું કૌશલ્ય કે દેખાવ ઉપયોગી ન થતાં માર ખાવાનો પ્રસંગ આવે છે. ઘરમાં ને ઘરમાં અંદરોઅંદર છૂટ ખેલનારા ઘણા હોય છે; પણ ખરા પ્રસંગે દંગલમાં પારકા આદમીની જોડે જે ચાલાકીથી ખેલ ખેલે, તે જ ખરો ખેલાડુ ગણાય. અર્થાત્ આ ખેલ શીખનારા ઇસમો જરા તીખા સ્વભાવના જોઇને પસંદ કરવા. નહીંતર બીકણ કે નમાલા જેવા ઇસમોને આ વિદ્યા શીખવવાથી ઉસ્તાદજીને માત્ર પોતાની કીર્તિ ગુમાવવાનો વખત આવવાનો.

હલકા વજનનો ગદકા લઇને પણ ફક્ત દસ મિનિટ રમતાં હાથ થાકી જાય છે અને ગદકા હાથમાંથી પડી જવાનો વખત આવે છે. માટે જ તેવું ન થવા સારુ અને હાથમાં સારું જોર આવે તે સારુ આવી ધાઇઓ રમવાનો મહાવરો ઘણો ઉપયોગી છે. અને તે જ હેતુથી આ ધાઇઓ સારી રીતે બિનચૂક અને ઘણા વખત સુધી રમ્યા કરવી. આશરે અર્ધો કલાક સુધી સારી રીતે ધાઇ રમનારો માણસ પણ છૂટ રમાતી વખતે દસ જ મિનિટમાં થાકી જાય છે. અર્થાત્ ઘણા જ વખત સુધી સારી રીતે ધાઇ ખેલવામાં બિલકુલ ઢીલાપણું રાખવું નહીં.

ધાઇમાં શીખેલા હાથ, છૂટ વખતે કોઇ પણ પ્રકારનો અનુક્રમ નહીં પાળતાં જરૂર પ્રમાણે વાપરવાના હોય છે, અને તેટલા જ માટે તેનું નામ છૂટ છે. પ્રથમ કદી પણ ધાઇ નહીં શીખેલો માણસ કદાચ છૂટ ખેલી શકે, પણ એવા અડાણી માણસને પદ્ધતસર પવિત્રા લઇને ધાઇ શીખેલો માણસ છૂટમાં સહજ હરાવી શકે એવો અનુભવ છે. અડાણી માણસ એક બે હાથ જોરથી મારે છે, પણ તેનો બચાવ સામો માણસ કરી લે છે એવું જોતાં જ તે, ગભરાઇ જાય છે અને પછી શું કરવું તે તેને સમજાતું નથી. તેને પોતાનો બચાવ કરવાનું પણ બહુ કઠણ પડે છે.

એ ધાઇના હાથો પછી **હાથકટીના હાથ** આપેલા છે. તે શરૂઆતમાં શીખવવાના નથી. સાદા હાથોનો સારો અભ્યાસ થયા પછી તે હાથ બતાવવાના છે. દંગલોમાં લકડીની હરીફાઇ થાય છે તે વખતે આ હાથનો ઘણો ઉપયોગ થાય છે. પણ શરૂઆતમાં જ એ હાથ શીખવ-વામાં આવે, તો દાવ ટૂંકા અને હળવા થઇ જાય છે; તેમ થાય એ ઠીક નહીં. મારામારીમાં પણ એ હાથનો ઉપયોગ નથી, કેમ કે એ હાથ વડે સામાવાળાને ઘાવ કરીએ, તો પણ તેનાથી તેને વધારે ઇજા થતી નથી. માત્ર હરીફાઇના ખેલોમાં એને ઘાવ તરીકે ગણવામાં આવે છે. એટલા માટે છૂટ રમતી વખતે થોડા મારા-મારીના સ્વરૂપના જોરથી રમવાના દાવોનો મહાવરો પણ જરૂર કરવો.

ઉસ્તાદ કનયસિંગનું કહેવું એવું છે કે છૂટ ખેલતાં ત્રણ ભાગનું ધોરણ બચાવનું રાખવું, અને એક ભાગનું ધોરણ મારનું રાખવું. ફરી-ગદકાનો ખેલ પણ તલવારની લડાઇનો જ ખેલ હોવાથી પ્રત્યેક ખેલનારે પોતાને જખમ થવા ન દેતાં સામાવાળાને ઘાવ મારવાનો પ્રયત્ન કરવો. તેમ નહીં થાય તો શરીર જન્મભર અપંગ થશે, અગર તો જીવ ગુમાવવાનો જ સંભવ રહેશે. એ તત્ત્વ વીસરી જઇને રમનારાઓ હાથમાં પ્રત્યક્ષ ચામડાથી મઢેલી ગદકા હોવા છતાં એકમેક ઉપર ધસીને કેવળ મારામારી કરે છે. એમ કરવામાં બે ચાર કાડી લાગી તો પણ હરકત નહીં એમ તેઓ માને છે. પણ એ તેમની ભૂલ છે. એમ ખેલવું એ કંઇ કૌશલ્ય ગણાય નહીં. કોણ વધારે માર ખાઇને ખેલી શકે છે તેની જ હરીફાઇ હોવાનો દેખાવ એવે વખતે પ્રેક્ષકોને જણાય છે. પણ સામાવાળાને માર મારવાની યોગ્ય સંધિ આવે ત્યાં સુધી બચાવ કરીને ઊભા રહેવું એમાં કંઇ કમીપણું નથી. કુસ્તીમાં પણ એમ જ કરવું પડે છે. ક્રિકેટ ખેલવામાં પણ સારો બૉલ પડે તો ખરો ખેલાડી તેને મારવાનો પ્રયત્ન કરતો નથી, માત્ર તેને અટકાવીને તે પોતાનો બચાવ કરે છે. પણ ખરાબ બૉલ આવે કે તરત જ તેનો લાભ લેવાને તે ફટકો મારીને દોડે છે. તે જ ધોરણ ફરીગદકા રમવામાં પણ રાખવું.

હરીફાઇની છૂટ રમતી વખતે વિનાકારણ પવિત્રાને બદલાવ્યા કરવાની જરૂર નથી. ઘણી જગાએ એવું જોવામાં આવે છે કે એવે વખતે વિનાકારણ પવિત્રા બદલાવ્યા કરીને રમનારાઓ પોતાને થકવી મારે છે. આપણો સામાવાળો જો વિનાકારણની નાચાનાચ કરતો હોય, તો આપણે આપણી ફરી અને ગદકાને બચાવ ઉપર રોકીને સાવધપણે આપણી જગા ઉપર જ ઊભા રહેવું. અને પછી જરૂર પડે ત્યારે જ આગળ કે પાછળ સરકીને ઘાવ મારવો. સામેનો ઇસમ પવિત્રા બદલાવે છે માટે જ આપણે પણ પવિત્રા બદલાવીને થાક વહોરી લેવો નહીં.

તે જ પ્રમાણે ઘણી વખત રમનારાઓ છૂટ ખેલવા માંડતાં ગોળ ગોળ ફરે છે. રમનાર પૈકી એકજણ પોતાની જગા છોડીને બીજાની જગાએ જાય છે. એટલે તે જગાવાળો માણસ પણ પોતાની જગા છોડીને પહેલાની જગાએ આવે છે. આ રીતે વખતો વખત કરતાં તેઓ ગોળાકાર ફરે છે. પણ ઉસ્તાદ કનયસિંગ કહેતા હતા કે એવી રીતે આપણી જગાએ બીજાને આવવા દેવો, એ બરાબર નહીં. પાટી ખેલતી વખતે પાટી વાળો માણસ જેવી રીતે સામાવાળાને પોતાની પાટીમાંથી પેલી તરફ જવા દેતો નથી; તેવી જ રીતે લકડી ખેલમાં પણ સામાવાળાને આપણી જગાએ આવવા દેવો ન જોઇએ. પાટી રમનારો જેવી રીતે જરૂર પ્રમાણે



ચિત્ર સંખ્યા ૪૬૭

ડાબી તરફ કે જમણી તરફ સરકીને સામાવાળાને અટકાવે છે, તેવી જ રીતે આમાં પણ જરૂર પ્રમાણે ડાબી કે જમણી તરફ પવિત્રાથી જઇને સામાવાળાને અટકાવવો. આપણે પવિત્રા ઉપર ઊભા હોઇએ અને સામાવાળો આપણા જમણા ભાગ તરફ (તેના ડાબા ભાગ તરફ) આવે, તો તે વખતે આપણે આપણો જમણો પગ ચિત્ર નં. ૪૬૭ પ્રમાણે ઉપાડીને આપણા જમણા ભાગ તરફ ત્રાંસો મૂકવો, અને પછી પાછલો પગ ઉપાડીને આગલા પગની પાછળ રાખવો. જરૂર પડે તેમ ઉપર પ્રમાણે પવિત્રા કાપીને જમણી બાજુએ સરકવું અને સામાવાળાને અટકાવવો. જે પ્રમાણે તે સરકે તે પ્રમાણે આપણે પણ સરકીને (પવિત્રા કાપીને) તેની આગળ ઊભા રહ્યા એટલે તે આપણી પાછળ જઇ શકશે નહીં. એથી ઊલટું, જો સામાવાળો આપણી ડાબી બાજુ તરફ (તેની જમણી તરફ) જવા માંડે, તો તેવે વખતે આપણે પાછલો ડાબો પગ ઉપાડીને આપણી ડાબી



ચિત્ર સંખ્યા ૪૬૮

તરફ ચિત્ર નં. ૪૬૮ પ્રમાણે પાછળ ત્રાંસો રાખવો અને પછી આગલો જમણો પગ ઉપાડીને ડાબા પગની સામે રાખવો. આ પ્રમાણે પવિત્રા બદલીને, ડાબી બાજુએ સરકીને તેને અટકાવવો. છૂટ રમતાં ઉપર પ્રમાણે પવિત્રા બદલવાની ખૂબ ટેવ પાડવી. એ પ્રમાણે ટેવ પડ્યા પછી સામાવાળાની નજરમાં નજર મેળવી રાખીને, જમણી તરફ કે ડાબી તરફ સહજ જઇ શકાશે. આ પવિત્રા સામું મોઢું રાખીને જમણી કે ડાબી બાજુએ સરકવા માટેના છે.

તે જ પ્રમાણે સામાવાળાના અંગ ઉપર આગળ જવાનું હોય, તો તેને માટેના પવિત્રા પણ ઠરાવેલા છે. પાછલો પગ ઉપાડીને જમણા પગની પાછળ રાખવો. પછી આગલો જમણો પગ ઉપાડીને જરૂર પ્રમાણે આગળ મૂકવો. પછી પુનઃ પાછલો પગ એ જ પ્રમાણે ઉપાડીને જમણા પગની તદ્દન નજીક આગળ રાખવો. એ રીતે જરૂર પડે તેટલા પવિત્રા મૂકીને સામાવાળાના અંગ ઉપર જવું. આવા પવિત્રાથી સામે સીધી લીટીમાં જઈ શકાય છે. આવા પવિત્રા પણ પુષ્કળ વેળા બરાબર ચાલીને સારી રીતે શીખી લેવા. એથી વિરુદ્ધ દિશામાં એટલે પાછલી બાજુએ જવાનું હોય, તે વખતે ઉપર જણાવી છે તેથી ઊલટી ક્રિયા કરીને પાછળ પણ જઇ શકાશે. પાછલો ડાબો પગ જમીનથી જરા ઉપાડીને શરીરનો ઝોક જરા પાછળ નાખવો, અને ડાબો પગ શક્ય તેટલો પાછળ રાખવો. પછી આગલો પગ વધારે નહીં ઉપાડતાં પાછળ રાખીને પવિત્રા ઉપર ઊભા રહેવું. હજી પણ વધારે પાછળ જવું હોય, તો ઉપર જણાવ્યા પ્રમાણે પુનઃ પગને એ જ રીતે પવિત્રાથી લઇને પાછળ જવું. આ રીતે શિક્ષકે સામાવાળાથી પાછળ જવાના અને તેનાથી આગળ આવવાના એવા બંને પવિત્રા શીખ-

નારાઓ પાસે પુષ્કળ વખત કરાવી લેવા. પાછળ કે આગળ જતી વખતે પીઠ ન બતાવતાં નજર સામાવાળા તરફ એક સરખી જ રાખવાની હોય છે. કેમ કે એ નજર ઉપર જ આ છૂટના ખેલના યશ કે અપયશનો ઘણો ભાગે આધાર રહે છે. વળી શરીરને આગળ કે પાછળ લેવાની ક્રિયા પણ સહજ થવી જોઇએ. એ ઉપરાંત, કેટલેક પ્રસંગે સામાવાળો બહુ જલદીથી આપણા અંગ ઉપર ઘૂસી આવે છે. એવે વખતે ઉપર જણાવેલી રીતે પાછળ જવું એ યોગ્ય નથી. એ વખતે તો બંને પગ વડે એકદમ પાછળની બાજુએ ફૂદકો મારીને પાછળ જવું પડે. એક ફૂદકાથી ન પહોંચાય, તો ઉપરા ઉપર બે કે ત્રણ ફૂદકા મારવા. ફૂદકો મારતી વખતે જમણો અને ડાબો પગ જેટલા નજીક રહે તેટલું સારું. એટલે ફૂદકો સફાઇબંધ થશે અને લાંબે જશે. એ વખતે પણ નજર તો સામાવાળાની સામે જ રાખવી. એ રીતે જવા માટેના ફૂદકા જરા ત્રાંસા, પણ બંને પગ સાથે રાખીને એકદમ મારવાનો અભ્યાસ કરવો. એથી કસરત સારી થઇને શરીર હળવું થશે. ઉપર બતાવ્યા પ્રમાણેના જમણી તરફ કે ડાબી તરફ જવાના, તેમ જ આગળ કે પાછળ જવાના એકંદર પાંચ પ્રકારના પવિત્રા „આ છૂટમાં રમવા માટેના ઠરાવેલા છે. તે સારી રીતે બેસાડવા. આ પવિત્રા કરતી વખતે શરીરને સીધું અને અક્કડ રાખવાની જરૂર છે. શરીરનો દેખાવ નમાલો ન હોવો જોઇએ. એ તરફ શિક્ષકે બરાબર લક્ષ રાખવું.

મહાવરો કરવા માટે રોજ ખેલતી વખતે દમ ચડે ત્યારે તે અટકતાં સુધી થોભવું પડે છે. એવે વખતે દમ ચડેલો હોવાથી એક જ જગાએ ઊભા રહેવું ઇષ્ટ નથી. એ સ્થિતિમાં ધીમે ધીમે ટહેલવું એ ઇષ્ટ છે. ટહેલવાથી દમ ઊતરીને અંગમાં હોશિયારી કાયમ રહે છે. ઘોડાને પણ દોડીને આવ્યા પછી તરત જ એક જ જગાએ ઊભો ન રાખતાં સાવકાશ ટહેલાવવામાં આવે છે. એ પ્રમાણે આ રમનારાએ પણ ટહેલવું; તે જેની તેની સમાંતર રેષાની હદ ઉપર ધીમે ધીમે, લશ્કરી સિપાઇઓ પહેરો ભરે છે તેમ, બંનેએ ટહેલવું. એકે જમણી તરફથી ડાબી તરફ જવું, તો બીજાએ તે જ વખતે ડાબી તરફથી જમણી તરફ જવું. આ રીતે થોડો વખત ટહેલવાથી જોરથી ચાલતો શ્વાસોચ્છ્વાસ સાવકાશ ચાલવા માંડશે; એટલે બંનેએ રમવાની જગાના મધ્ય ભાગમાં પોતપોતાની રેષા ઉપર આવી જવું, અને ચિત્ર નં. ૪૬૯ પ્રમાણે ફરીગદકા લઇને



ચિત્ર સંખ્યા ૪૬૯

છૂટ ખેલવા સારુ તૈયારીમાં ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૪૭૦ પ્રમાણે ફરી ઉપર ગદકાને મારીને જોરથી અવાજ કરવો, એટલે સામાવાળાને તૈયાર થવાનું એ આહ્વાન ગણાશે.



ચિત્ર સંખ્યા ૪૭૦

પછી બંનેએ છૂટ રમવાની શરૂઆત કરવી. પુનઃ દમ ચડે તો પુનઃ થોભીને ટહેલવું અને પુનઃ ઉપર પ્રમાણે ખેલવાની શરૂઆત કરવી.

છૂટ ખેલતી વખતે આગળ કે પાછળ સરકવાના પવિત્રા ઠરાવેલા છે. પણ ખાસ જરૂર પડ્યા વગર પાછળ સરકવું નહીં. પાછળ સરકવું એ એમ બતાવે છે કે રમનારને તે જ જગાએ ઊભા રહીને બચાવ કરવાનું આવડતું નથી. માટે એથી ઊલટું, આપણે સામાવાળાના અંગ ઉપર જઇને તેને પાછળ ધકેલવો જોઇએ. આપણા ઘાવનો તે બચાવ કરી શકે નહીં, એટલે તે અનાયાસે જ પાછળ ને પાછળ સરકે.

કેટલેક ઠેકાણે લકડી ખેલતી વખતે કમરની નીચે મારવાની મનાઇ હોય છે. પણ એવી જ જો ટેવ પડી જાય તો નીચેના ભાગનો બચાવ કરવાની કેળવણી જ મળે નહીં. ખરે પ્રસંગે, શત્રુની જોડે લડવાનું આવે ત્યારે, તે કંઇ એવું કૃત્રિમ બંધન પાળે જ નહીં; એટલે આપણે આપણો બચાવ કરવો કઠણ થઇ પડે. માટે, આપણી પરંપરામાં કમરની નીચે પણ ઘાવ મારવાની પરવાનગી હોય છે. ફરીગદકાનો ખેલ એ ઢાલ તલવારનો ખેલ છે; અને તલવારનો ઘાવ તેની ધારવાળી બાજુથી જ મારવાનો હોય છે. તેથી આ ઘાવએ શીખવતાં ગદકાનો ઘાવ તેવી રીતે ફેરવીને (ધાર સામાવાળા તરફ આવે એવી રીતે) મારવાનું શીખવવામાં આવે છે. પ્રત્યેક ઘાવ મારતી વખતે હાથ અમુક પ્રકારે વાળીને મારવો એમ જણાવવામાં આવે છે; તેનું કારણ એ છે કે ગદકાને તલવારની જગાએ લીધેલ છે, એવું શીખનારે સમજી લેવું જોઇએ. ઉપર જે માહિતી આપેલી છે તેમાં કેટલેક ઠેકાણે ગદકાથી ઘાવ અટકાવવો એમ જણાવેલું છે. પણ તે વાસ્તવિક રીતે બરાબર નથી. ઘાવ રોકવાના તે ફરીથી જ રોકવા, એ યોગ્ય ગણાય. પરંતુ હાલમાં તો પ્રત્યક્ષ તલવારની છૂટ કોઇ પણ સ્થળે રમવામાં આવતી નથી, તેની જગાએ ગદકા જ વપરાય છે; એટલે ગદકાથી ઘાવને રોકવાનું એવે વખતે સવડવાળું હોય છે, માટે જ એવો રિવાજ પડી ગયો છે. 'સિંગલ સ્ટિક' (એકલી લાકડી) ના ખેલમાં જેમ બધો બચાવ હાથમાંની લાકડી વડે જ કરવાનો હોય છે તેવો જ આ પ્રકાર છે.

ખેલ પૂરો થયા પછી બંને ખેલનારે ખરા દિલદારપણાથી એકમેકને વંદન કરીને જ ખેલની સમાપ્તિ કરવાનો વહીવટ હોય છે. એટલામાટે અમારી પરંપરામાં અમુક ચોક્કસ રીતે જ સલામી લેવાનો રિવાજ ઠરાવેલો છે. શરૂઆતમાં સલામી લે છે તે પ્રમાણે ત્રણ વખત ગદકા ઉપર ગદકા મારીને અને બે વખત ફરી



ચિત્ર સંખ્યા ૪૭૧

ઉપર ગદકા મારીને બંનેએ આગલો પગ પાછળ લેવો, અને ચિત્ર નં. ૪૭૧ પ્રમાણે ફરીના હાથમાં ગદકા પણ પકડવો. પછી પાછલો પગ આગળ મૂકીને ચિત્ર નં. ૪૭૨ પ્રમાણે ગદકાને ગદકા અડકાડવો, અને બંનેએ જમણો હાથ આગળ કરીને મવામી લેવી. હાથ મેળવ્યા પહેલાં રમનારાઓ ક્યારેક અચાનક ગદકા હાથમાં લઇને સામાવાળાને મારવાનો પ્રયત્ન કરે છે. માટે હાથ મેળવાય ત્યાં સુધી બંનેએ ગાફેલ રહેવું નહીં. હાથ મેળવ્યા પછી માત્ર ખેલ બંધ થઇને બંનેની દોસ્તી થાય છે. પછી કોઇને કોઇના ઉપર ઘાવ કરવાનો હોતો નથી.

**હાથકટીના દાવ**:—આ પ્રકારમાં સામાવાળા ઉપર અમુક ઘાવ કરવાનો છે એવો દેખાવ કરીને બીજો જ કોઇ ઘાવ મારવાનો હોય છે. આવી રીતના ઘાવ બરાબર મારવા માટે તેનો પુષ્કળ અભ્યાસ કરવો પડે છે; અને હાથ ઉપર પૂરી સત્તા પણ આવવી જોઇએ. ઘાવ મારનારની નજર ઉપરથી પણ સામાવાળો કયો ઘાવ મારવાનો છે તે પરખી શકે છે. માટે હાથકટીના દાવ કરતાં આપણી નજર ઉપર પણ આપણે પૂરો કબજો મેળવવો જોઇએ, અર્થાત્ આપણે ખરેખરો કયો દાવ કરવાના છીએ, તેનો અંદાજ આપણી નજર ઉપરથી પણ સામાવાળાને ન આવવો જોઇએ. એમ થાય તો જ તે ખરેખરો ફસે, અને આપણો ઘાવ બરાબર લાગે. આવા દાવોની કલ્પના આવવા માટે થોડા નમૂનાના દાવો અહીં આપેલા છે.



ચિત્ર સંખ્યા ૪૭૨

**તમાચો મારીને ગદકાના હાથ ઉપર ઘા મારવો :**—ચિત્ર નં. ૪૭૪ પ્રમાણે તમાચો મારીને લાગલોજ સામાવાળો ઘાવ મારવા માટે તેનો ગદકો આગળ લાવે કે ચિત્ર નં. ૪૭૩ પ્રમાણે તેના ગદકાના હાથ ઉપર ઘાવ મારવો.



ચિત્ર સંખ્યા ૪૭૩



ચિત્ર સંખ્યા ૪૭૪

**તમાચો મારીને કાંડા ઉપર ઘાવ કરવો :**—ચિત્ર નં. ૪૭૪ પ્રમાણે તમાચાનો હાથ કરીને, લાગલાજ સામાવાળાના કાંડા ઉપર બહારની બાજુથી ચિત્ર નં. ૪૭૫ પ્રમાણે ઘાવ મારવો.



ચિત્ર સંખ્યા ૪૭૫



ચિત્ર સંખ્યા ૪૭૬



ચિત્ર સંખ્યા ૪૭૭

**શિર મારીને આગલા પગના અંગૂઠા ઉપર ઘાવ મારવો:**—ચિત્ર નં. ૪૭૬ પ્રમાણે શિર મારવાનો દેખાવ કરીને—હૂલ બતાવીને ચિત્ર નં. ૪૭૭ પ્રમાણે આગલા પગના અંગૂઠા ઉપર ઘાવ મારવો.



ચિત્ર સંખ્યા ૪૭૮



ચિત્ર સંખ્યા ૪૭૯

**શિર મારવાની હૂલ બતાવીને અંતરા મારવો:**—ચિત્ર નં. ૪૭૮ પ્રમાણે શિર મારવાની હૂલ બતાવીને ચિત્ર નં. ૪૭૯ પ્રમાણે અંતરાનો ઘાવ મારવો.



ચિત્ર સખ્યા ૪૮૦

**તમાચાની હૂલ દાખવીને આગલા પગ ઉપર અંદરની બાજુએ ઘાવ મારવો:**—તમાચાની હૂલ બતાવીને આગના પગની અદરની બાજુએ ચિત્ર ન ૪૮૦ પ્રમાણે ઘાવ મારવો



ચિત્ર સખ્યા ૪૮૧

**શિરની હૂલ દાખવીને આગલા પગ ઉપર ઘાવ મારવો** —શિરનો ઘાવ મારવાનુ બતાવીને ચિત્ર ન ૪૮૧ પ્રમાણે આગના પગ ઉપર ઘાવ મારવો



ચિત્ર સંખ્યા ૪૮૨

**કડકની ભૂલ બતાવીને તમાચાનો ઘાવ મારવો**:—કડક ઉપર ઘાવ મારવાનો એવું બતાવીને ચિત્ર નં. ૪૮૨ પ્રમાણે તમાચાનો ઘાવ મારવો.



ચિત્ર સંખ્યા ૪૮૩

**ાલટની ભૂલ બતાવીને બાહેરા મારવો**:—પાલટનો ઘાવ મારવાનો છે એવ દેખાવ કરીને ચિત્ર નં. ૪૮૩ પ્રમાણે બાહેરાનો ઘાવ મારવો.



ચિત્ર સંખ્યા ૪૮૪



ચિત્ર સંખ્યા ૪૮૫

**ભંડારાનો હાથ ઉપાડીને પગ ઉપર મારવો**—ચિત્ર નં. ૪૮૪ પ્રમાણે ભંડારા [illegible] મારવાનો છે એવો દેખાવ કરીને ચિત્ર નં. ૪૮૫ પ્રમાણે પગ ઉપર ઘાવ મારવો

શ્રી.

# બંધેશના દાવ.



## ઉપોદ્ઘાત.

❀

**પ્રાચીન** કાળમા ધર્મયુદ્ધની માન્યતા હોવાથી પ્રત્યેક ઇસમ આપણુ પોતાનુ રક્ષણ કરવાની હરેક કળા શકય તેટલી પૂર્ણ રીતે શીખી લેવા માટે અંતઃકરણપૂર્વક પરિશ્રમ કરીને અને ગુરૂની સેવા મનોભાવથી કરીને એ વિદ્યામા નિષ્ણાત થતો હતો પ્રાચીન સમયના યુદ્ધોમા પણ એવી રીતે પરિપૂર્ણ થયેલા ઇસમને જ માન્યતા મળતી હતી.

આ યુદ્ધવિદ્યા વેદકાલીન છે. જનતાની માનમત્તાનુ રક્ષણ કરવાને ધનુર્વેદ વસિષ્ઠ ઋષિએ પરમેશ્વરની ભક્તિ કરીને મેળવેલો એ ધનુર્વેદ નિર્માણ કરવાનુ કારણ એ કે વસિષ્ઠ ઋષિ વનમા રહીને પોતાના આશ્રમમા તપશ્ચર્યા કરતા હતા. તેવામા રાજા વિશ્વામિત્ર તે વનમા મૃગયા કરવા માટે આવ્યા ઋષિનો આશ્રમ જોઇને તે જગાએ થોડી વિશ્રાંતિ લઇને આગળ જવાનુ તેણે ઠરાવ્યુ વસિષ્ઠે રાજાનો સત્કાર ઘણા પ્રેમથી અને માનમરતબાથી કર્યો આવો સત્કાર આવા નિર્જન વનમા આ મુનિ મહારાજે કેવી રીતે કર્યો તે સંબંધે વિશ્વામિત્રને આશ્ચર્ય

— લેખક —



રાજરત્ન પ્રોફેસર માણિકરાવ, વડોદરા

વાગ્યુ, અને તેણે ગહુ જ શોધ કરી, ત્યારે તેને જણાઇ આવ્યુ કે આ મુનિ પાસે એક કામધેનુ છે એ ધેનુના બળથી એ ગમે તે વસ્તુ નિર્માણ કરી શકે છે એટલે તેણે તે કામધેનુની વસિષ્ઠ પાસે માગણી કેરી ઋષિએ કહ્યુ "એ ગાયના યોગથી (પ્રતાપે) મારો કર્મકાંડ પૂર્ણ થાય છે અર્થાત્ એ ગાય આપવાની નથી એ આશ્રમમા રહેનારી છે તે આપે માગવી નહીં અને તે હુ આપવાનો પણ નથી' રાજા આ ઉત્તરથી ખિજાઇને જબરદસ્તીથી ગાયને લઇ જવા માડ્યા પરતુ ગાય મોટા સ્વરથી ગહુ જ આરડવા લાગી છતા પણ રાજાને દયા ન આવી, અને તેણે પોતાના સૈન્યને ગાયને બાધીને લઇ જવાની આજ્ઞા કરી પરતુ ગાય જાય જ નહીં, એટલે તેને એક સરખો માર પડવા માડ્યો તે વખતે વસિષ્ઠે રાજાને ગાય ન લઇ જવાને પુષ્કળ વીનવણી કરી, પણ તેનો કઇ ઉપયોગ થયો નહીં પછી કામધેનુએ પોતાના સામર્થ્યથી મ્લેચ્છ, યવન, શબર અને શક, એવા લડવૈયા ઉત્પન્ન કરીને વિશ્વામિત્ર રાજાનો પરાભવ કર્યો તે પછી વિશ્વામિત્રે તપશ્ચર્યા કરીને અને શકરની આરાધના કરીને તેને પ્રસન્ન કર્યા, અને તેમની પાસેથી વરદાન માગ્યુ, ત્યારે શકરે તેને ધનુર્વેદ આપ્યો

## ધનુર્વેદ.

એ ધનુર્વેદનુ નામ વિશ્વામિત્ર ધનુર્વેદ એવુ પડ્યુ એ જ વેદમા તલવાર, કટાર, કુ ત, સાગ, ધનુષ્ય બાણ, ગદા ભાડૂ વગેરે હથિયારો ઉત્પન્ન થયા અને તેનુ મહત્ત્વ વધ્યુ વસિષ્ઠ ધનુર્વેદમા મલ્લયુદ્ધ, કાઠી, શિના, પાશ અને ગોફણ, એટલી જ શોધ હતી તે પછી અનેક માણસે જુદા જુદા પ્રકારની શોધ કરીને સહાર કરવાના બીજા વધારે સાધનો શોધી કાઢ્યા

પરશુરામે તપશ્ચર્યા કરીને દેવને પ્રસન્ન કર્યો, અને સ્ફોટક દ્રવ્યની શોધ કરીને જામદગ્ન્ય ધનુર્વેદ મેળવ્યો આ રીતે ધનુર્વેદમા અસ્ત્રોનો પ્રારભ થયો

તે પછી ભારદ્વાજ ઋષિએ તપ કરીને એક ધનુર્વેદ નિર્માણ કર્યો તેનો ફેલાવો દ્રોણાચાર્યે અને કૃપાચાર્યે પાડવકૌરવને શિક્ષણ આપવામા કર્યો

ભીષ્મ પિતામહ અને રાજા કર્ણ એ જામદગ્ન્ય ધનુર્વેદ પ્રમાણે શીખેલા હતા શ્રીકૃષ્ણ બળરામ, ભીમ, અને દુર્યોધન એ વસિષ્ઠ ધનુર્વેદ પ્રમાણે શીખેલા હતા ભારદ્વાજ ધનુર્વેદનો પત્તો જ ન હોવાથી તે બાબત કઇ પણ કહી શકાતુ નથી

## કવચ વિદ્યા.

આ વિદ્યા વસિષ્ઠધનુર્વેદના વખતમા અમલમા આવી હોય એમ જણાય છે કાચબાની કે ગેડાની પીઠની ઢાલનો અને હરણના કે વનગાયના શીગડાનો ઉપયોગ તે વખતથી થયેલો જણાય છે તલવારના શિક્ષણ માટે કાઠી ઉપર મઢાવેલુ ચામડુ તે વખતથી જ ઉપયોગમા આવ્યુ વજ્ર, ખડ્ગ, અસિ-તલવાર વગેરેની મૂઠો હાથીદાતની કે જગલી ગાયના શીગડાની તૈયાર કરતા હતા

હરણના શીગડા અણીદાર હોવાથી તેના ભાડૂ બનાવતા એ ભાડૂ અદ્યાપિ વપરાય છે વજ્રમુષ્ટિ યોદ્ધાઓ મુષ્ટિયુદ્ધ માટે વનગાયના શીગડાના અણીદાર કચકડા બનાવતા, તે આજે પણ વાપરવામા આવે છે

સજીવની વિદ્યા પૂર્વકાળમા હતી એમ જણાય છે. શુક્રાચાર્યે ઔશનસ ધનુર્વેદમા એ વિદ્યાનો ઉલ્લેખ કરેલો છે એ વિદ્યા અસુરો પાસેથી બૃહસ્પતિના પુત્ર કચે પ્રાપ્ત કરીને દેવોમા તેનો પ્રચાર કર્યો

પૂર્વકાળમા એકી વખતે અનેક બાણ શત્રુ ઉપર નાખવાની કળા હતી એમ જણાય છે.

કૃત યુગમાં મહેશ્વર જેવો ધનુર્ધારી બીજો કોઇ થયો નથી. તેમ જ ત્રેતાયુગમાં શ્રીરામચંદ્ર ભગવાન મહાન્ ધનુર્ધારી થયા. તેમનાં પરાક્રમને જાણતો ન હોય એવો આબાલવૃદ્ધમાં કોઇ જ નીકળશે નહીં.

અર્જુન એ સર્વશ્રેષ્ઠ ધનુર્ધારી હતો, તે સંબંધમાં વિશેષ લખવાની જરૂર જ નથી. તેણે દ્રોણાચાર્ય પાસેથી તે વિદ્યા હસ્તગત કરી, અને બીજે પણ ઘણે ઠેકાણેથી તેણે તપ કરીને અનેક શસ્ત્રાસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી પોતાનુ નામ અજરામર કર્યું. એ જ વખતે એકલવ્ય પણ મોટો ધનુર્ધારી હતો. આ બધા દ્વાપર યુગમાં થયા.

પૃથ્વીરાજ ચૌહાણનુ નામ કોણ જાણતું નથી? બંને આંખો ગઇ તો પણ તેણે મહંમદ ઘોરીને એક જ બાણથી અચૂક વીંધીને જમીનદોસ્ત કર્યો. કલિયુગમાં આ તેનું મહાન્ પરાક્રમ ગણાય.

ઉપર પ્રમાણે ધનુર્વેદના પાંચ પ્રકાર જણાઇ આવે છે. મલયુદ્ધ, ભાલું, તલવાર, માઢૂ અને લઠ્ઠ અથવા લાઠી. આ લાઠી ક્યારે અમલમાં આવી એ બદ્દલ વિચાર કરતાં એમ જણાઇ આવે છે કે દ્વાપરયુગમાં મથુરાના રાજા શ્રીકૃષ્ણ ભગવાનના મોટા ભાઇ બળરામે મુસળ ધારણ કરેલું; અને એ મુસળ વડે તેમણે અનેક ઠેકાણે યુદ્ધ કર્યાના દાખલા મળી આવે છે. એ મુસળ કાનની બૂટ સુધી પહોંચે એટલું લાંબું રાખવાનો પ્રઘાત હતો.

शरघातैर्भिन्दिपालैः परिघैर्मुसलैरपि ।
(ગ. પુ. ૧–૩–૩૨)

## મુસળ, લઠ્ઠ, લાઠી.

મુસળના હાથ આડા ઊભા મારવાના હોય છે; અને તેને રોકવાના, ફેરવવાના, સૈન્યના ઘેરાવામાંથી નીકળવાના, અંદર પેસવાના, તથા બેસીને ચક્રાકાર ગોળ ફેરવવાના, એવા અનેક પ્રકાર છે. તે જ હાથ લઠ્ઠ, લાઠી અને બાનાના રૂપમાં જુદા જુદા પ્રકારથી જનતા કરે છે. મુસળ બે પ્રકારનાં હોવાનુ આપણે જાણીએ છીએ. એક સળંગ સળિયા જેવું અને સરખું હોય છે, અને બીજું જાડું પણ નાનું હોય છે. આ નાનુ મુસળ ફેંકીને મારવાનો ચાલ પણ પૂર્વે હતો. જેમ જેમ મનુષ્યને નવીન નવીન શોધ મળતી ગઇ, તેમ તેમ મુખ્ય હથિયારમાં ફેરફાર થતા ગયા. તે રીતે મુસળની જગાએ પછી લઠ્ઠ ધારણ કરવા વાળા લોકો નિર્માણ થયા. એ લઠ્ઠ એટલે પાકો બાંધુ તે રાયપુર, મિરજાપુર, રાયબરેલી, હરિદ્વાર, વગેરે વગેરે અનેક ઠેકાણાંનો, નજીક નજીક ગાંઠવાળો, નીચેની બાજુએ પાતળી અને બરાઉ જોઇને પસંદ કરવામાં આવતો. આ લઠ્ઠને પછી લોખંડી ખોળી તથા પટ્ટીઓ કે કડીઓ નાના ધારિયાના આકારની ધારવાળી લગાડવા માંડ્યા. તે પછી ઉત્તર હિંદુસ્તાનમાં એવા વાંસમાં લોખંડના પૈડાં પાંચ પાંચ ઘાલીને તેના ઉપર દાંતના આકારની અણીઓવાળી પટ્ટીઓ લગાડવા માંડ્યા. આ હથિયારને બાના કહે છે. કેટલેક ઠેકાણે તીક્ષ્ણ ધારની પટ્ટીઓ એક હાથ જેટલો વાંસ ચીરીને તેની અંદર બેસાડવાનું અને તેનાપર સુંદર સોના રૂપાના તાર લગાડીને એ વાંસની ગાંઠો ગૂંથી લેવાનું પણ શરૂ થયું. આજ પણ ત્યાં સાસરા તરફથી જમાઇને કન્યાદાન વખતે એવો ગૂંથેલો લઠ્ઠ કન્યાના રક્ષણાર્થે આપવાનો રિવાજ છે.

આજ કાલમાં જનતા અધિકાધિક નાજુક થતી ચાલવાથી લઠ્ઠ કે બાનાને બદલે લાઠી એટલે પાતળી લાકડીનો ઉપયોગ થવા માંડ્યો છે. લાઠીના અનેક બંધ છે. લાઠી, તલવાર, માઢૂ, જમૈયો, અને છરી તથા ભાલું, વગેરે સર્વ પ્રકારનાં હથિયારોના હાથ જુદા જુદા ગોઠવ-

વામાં આવેલા છે; અને જેટલા હાથ તેટલા જ તેના રોક એટલે પ્રતિકાર અગર વિરોધ પણ ગોઠવાયેલા છે. એ રોકના લપેટ (સફાઇથી વિરોધીનો હાથ લપેટીને નીકળી જવું), તથા લપેટના છીન (પ્રતિસ્પર્ધીનાં હથિયાર છીનવીને આંચકી લેવાં); એવી રીતની એક કરતાં એક ચડિયાતી રીતની એવી પ્રત્યેક કલાના નૈપુણ્યની પાયરીઓ આપવામાં આવેલી છે. એ ઉપરાંત, લપેટના ફેંક (સામાવાળાનું હથિયાર ફેંકી દેવું), અને લપેટના બંધ એટલે બંધેશ, એવા પણ ઊંચા પ્રકારો છે. આ બંધેશને ગાંઠ કહીએ તો પણ ચાલે.

ઉપર જણાવેલા હથિયારોને કેમ પકડવાં, તેનું માપ કેટલું હોય, તે કેમ રાખવાં, ક્યાં રાખવાં, વગેરે બદ્દલ પણ નિયમ છે. પૂર્વ કાળમાં એક એક ઇસમ પાંચ પાંચ હથિયારો બાંધતો હતો. એનો હેતુ એટલો જ કે જે વખતે જેવો પ્રસંગ પડે, તે વખતે તેવા શસ્ત્રનો ઉપયોગ કરી શકાય. બાનાની માહિતી ઉપર આપેલી છે. તે જ પ્રમાણે બીજાં શસ્ત્રોની પણ માહિતી આપવી જરૂરની છે, એટલે તે ટૂંકામાં અહીં આપી છે.

## લાઠી બંધેશ.

"સો પટાધર, એક લાઠીધર"

લાઠી ફેરવવામાં મનુષ્ય નિપુણ થયા પછી, તેને પોતાના શરીરના કોઇ પણ ભાગ ઉપર સામાવાળો આઘાત કરે તે વખતે, પોતાનો બચાવ ઉત્તમ પ્રકારે કેવી રીતે કરવો, તે માટે જુદા જુદા પ્રકારની લઢંતો શીખવવામાં આવતી. એ લઢંતો જુદા જુદા પ્રકારની યોજવાનો મુખ્ય ઉદ્દેશ એ કે મનુષ્યના શરીરના કોઇ પણ ભાગ ઉપર કોઈ પણ પ્રકારનો ઘાવ આવે, તે વખતે તેનાથી પોતાનો બચાવ ઉત્તમ પ્રકારે કરી શકાય. અને એજ હેતુથી જુદી જુદી લઢંતો ગોઠવેલી છે.

લઢંત પહેલીનો નિયમ એવો છે કે તેમાં બંને રમનાર એકમેક ઉપર વારાફરતી ઘાવ મારે છે અને રોકે છે. એક જણ ઘાવ મારે છે કે સામો જણ તે ઘાવને રોકે છે, અને પછી તેના ઉપર ઘાવ કરે છે. એવી રીતે લઢંતમાં વારાફરતી ઘાવ મરાય છે અને રોકાય છે.

લઢંત બીજીનો ઉદ્દેશ એ છે કે તેમાં એક જ જણ પ્રતિસ્પર્ધી ઉપર ઉપરાઉપર ઘાવ મારે છે અને પ્રતિસ્પર્ધી તેના ઉપર સામો ઘાવ ન કરતાં માત્ર પોતાનો બચાવ કરે છે, અને એ ઘાવને રોકે છે.

લઢંત ત્રીજીનો ઉદ્દેશ એ છે કે આપણા ઉપર થતા પ્રતિસ્પર્ધીના ઘાવ રોકવા અને તેનો જુદી જુદી રીતે લપેટ કરવો.

આ પ્રમાણે જ્યારે માણસને લાઠી ઉત્તમ પ્રકારે ફેરવતાં આવડે, અને ઉપર જણાવેલી ત્રણે પ્રકારની લઢંત સારી રીતે આવડે; ત્યારે તેને લાઠીની સર્વથી શ્રેષ્ઠ એવી પોતાનો બચાવ કરવાની તથા પ્રતિસ્પર્ધીને પરાજિત કરીને તાબામાં લેવાની કળા અવગત થાય. આ કળા એટલે જ બંદેશ.

લાઠી વિદ્યામાં લાઠી બંધેશને સર્વથી ઊંચા પ્રકારની કળા ગણવામાં આવે છે. લાઠી બંધેશ જાણનાર મનુષ્ય પોતાનો બચાવ ઉત્તમ પ્રકારે કરી શકે છે, તથા પ્રતિસ્પર્ધીને પગ નીચે રોળી પણ શકે છે. લાઠી બંધેશમાં જુદા જુદા પ્રકારના બંધેશ યોજેલા છે. આપણા પ્રતિસ્પર્ધીને જેટલી કડક શિક્ષા કરવાની હોય, તેટલી કડક શિક્ષા તેવા પ્રકારનો બંધેશ બાંધીને એમાં કરી શકાય છે.

## તલવાર અને બંધેશ.

એ હાથમાં તલવાર રાખીને કરવાના અનેક હાથ છે, તેવા જ એક હાથમાં તલવાર રાખીને કરવાના પણ પુષ્કળ હાથ છે. તલવારના એવા

હાથોનું શિક્ષણ, જે રીતે પટ્ટાના હાથ કાઠી ઉપર શીખવાય છે તે રીતે, પ્રથમ લાકડાની તલવારથી શીખવાય છે. એવા હાથ પાકા થયા પછી ભિનધારી તલવાર ઉપર તે શીખવાય છે, અને છેવટે ખરી તલવારનો ઉપયોગ કરવા દેવામાં આવે છે. તલવારના હાથોના અનેક પ્રકાર છે. જેવા કે તડક, સરક, હૂળ, કાટછાટ, અને ઘાવ; તેમ જ અણી તથા હૂળની ફેંક એકવડી, બેમુખી, ચોમુખી અને સોળમુખી પણ કરી શકાય છે.

*ધાર, અણી, કડક, અને દાજ,* એ દરેકના બંધેશ છે. તલવારના ઉત્તમ હાથ શીખવા માટે જૂનુ રૂ ઘાલીને કાળી ચીકણી માટીનાં પૂતળાં તૈયાર કરાવવામાં આવે છે, અને તેના ઉપર ઘાવ મારવાનું શીખવવામાં આવે છે. વળી કેળના થાંભલા ઉપર પણ મહાવરા મારુ આવા પ્રયોગ કરાવવામાં આવે છે. તે પછીની પાયરીમાં કેળના થાંભલામાં લોખંડના સળિયા ઘાલીને તેના ઉપર ઘાવ કરાવી શિક્ષણ આપવામાં આવે છે.

પૂર્વે તલવારનું માપ યજુર્વેદના નીચે જણાવેલા શ્લોક પ્રમાણે હતું :—

"शतार्धमंगुलानां तु श्रेष्ठः खड्गः प्रकीर्तितः ।
*तदर्धो मध्यसंज्ञामाक् ततो हीनं न धारयेत् ॥"*

મહાભારતના વખતે તલવારના હાથ ૨૨ પ્રકારના હતા. તે પછી તે હાથ વધતાં વધતાં ૩૨ પ્રકારના થયા. કેટલાક લોકોની એવી સમજ છે કે પૂર્વે તલવારનાં બહુ નામ ન હતાં. તે ગેરસમજ દૂર કરવા તેનાં જૂનાં નામો આ નીચે આપ્યાં છે :—

### ખડ્ગ (તલવાર).

(૧) રોહિની વાલ, (૨) યત્કુણ, (૩) નિખલ, (૪) ભદ્રાંગ, (૫) વેગી વાલ, (૬) રિપુદારણ, (૭) કચ્છેલક, (૮) બીત, (૯) પટ્ટાલક, (૧૦) તિતરી પંજર, (૧૧) કાલપંજર, (૧૨) કોગી, (૧૩) શિખરક, (૧૪) કપોલક, (૧૫) ગ્રીવાસ્થાન, (૧૬) ભૂમંડલ, (૧૭) તીક્ષ્ણાગ્ર, (૧૮) મુનય, અને (૧૯) પંચઘાત.

આ ઉપરાંત અનેક નામો છે, પરંતુ સ્થળ સંકોચને લીધે અહીં આપેલાં નથી.

રજપૂત, મોગલ, મરેઠા, શીખ અને ગુરખાના વખતનાં તલવારનાં નામો નીચે પ્રમાણે છે :—

(૧) શિરોહ માનાશાહી, (૨) શિરોહ પખાશાહ, (૩) ભુજી ગોળી, (૪) જૂની ગુજરાત, (૫) લાલુવાડ, (૬) કર્ણાટકી, (૭) ઊનાશાહી, (૮) વડોદરાશાહી (સકેલા), (૯) ખોરાસાની, (૧૦) ઇરાની, (૧૧) નાગણ (ઇરાની), (૧૨) હુસેની, (૧૩) અલેમાની (અરબી), (૧૪) અલેમાની (પટણી), (૧૫) મગરબી, (૧૬) જનૂબી, (૧૭) હલબી, (૧૮) ગદારા, (૧૯) પગરી, (૨૦) જફરતકિયા. (૨૧) અરબી, (૨૨) તેગા (પટણી), (૨૩) નીમચા, (૨૪) ખાંડા, (૨૫) કર્ણાટકી સૈફ, (૨૬) સોસન પત્તા, (૨૭) રુમીસુરા, (૨૮) છુરા–ત્રિધારી, (૨૯) કત્તી હુસેની, (૩૦) કત્તી નવાજખાની, (૩૧) કત્તી હકીમખાની, (૩૨) ખોદીવ કત્તી, (૩૩) ખડ્ગ નેપાળી, (૩૪) કિરપાણ, (૩૫) તેગા, (૩૬) તખારાણા, (૩૭) જોધાણા, (૩૮) ચાંપાનેરી, (૩૯) ખારીવાવ, (૪૦) ભવાની, (૪૧) પાલનપુરી, (૪૨) ત્રિધારી સમશેર, (૪૩) તેગ, (૪૪) રામપુરી કત્તી, (૪૫) જય ગુરુ સમશેર.

આપણા ભારત દેશમાં અનેક ઠેકાણે અનેક જાતિની તલવારો તૈયાર થતી હતી. અંગ્રેજ સરકારે આખો ભારત દેશ પોતાના તાબામાં

લીધા પછી અસલી હથિયારો લગભગ નામશેષ થઇ ગયાં છે.

તલવારના ઘાવ અનેક પ્રકારના થાય છે; અને તે આજ પણ કેટલેક ઠેકાણે જોવામાં આવે છે. તલવારના મુખ્ય ઘાવ આ પ્રમાણે છે:—શિર, કડક, દાબ, જનોઇ, બાહેરા, ગરદનકાટ અને અણી. આ હાથના પેટાભાગ પણ ઘણા છે. એ હાથના પાછા રોક, ડૂબ, ટેંક, અડંગા, વગેરે જુદા જુદા પ્રકારના અનેક બંધેશ છે; અને તે બંધેશનાં નામો પણ અનેક છે. છતાં તેમાંથી થોડાં આપીએ છીએ:—

**પૂર્વનાં નામો:**—(૧) મણિબંધ પીડન, (૨) બાહુપાશ, (૩) કંઠ પરિભ્રમણ, (૪) કરભંગ, (૫) કક્ષાબંધન, (૬) કંઠપાશ, (૭) પૃષ્ઠબંધ, (૮) પરિવર્તન, (૯) સ્વાંગ સંકોચ, (૧૦) દ્વૈધીકરણ, (૧૧) પ્રગહ, (૧૨) ગ્રીવાભંગ, (૧૩) પ્રભૃતિ, (૧૪) કુરપર, (૧૫) સુખ પ્રયાતન, (૧૬) પદાકર્પણ, (૧૭) પાદપાશ, (૧૮) કંસર પીડન, (૧૯) પૂર્ણપૂન્જ્ય, (૨૦) મૃગપાશ.

**હાલનાં નામો:**—(૧) શીતબંધ, (૨) તેજબંધ, (૩) નિશાનબંધ, (૪) દેવબંધ, (૫) જોધબંધ, (૬) આડબંધ, (૭) મખીબંધ, (૮) અકલબંધ, (૯) માહેરોલ, (૧૦) સુપકબંધ, (૧૧) કમરબંધ, (૧૨) ગલબંધ, (૧૩) બાજુબંધ, (૧૪) પાયબંધ, (૧૫) હાથી ચીનગાર, (૧૬) હાથખોડા, (૧૭) ડગુબેડી, (૧૮) જક્કરબંધ, (૧૯) ક્તાબધ, (૨૦) બાલ સાંગડા, (૨૧) કલસરી, (૨૨) સંકજા, (૨૩) નમાજબંધ, (૨૪) મગરબંધ, વગેરે વગેરે.

## છુરી.

ત્રિધારી છુરી એ ત્રેતાયુગમાં થયેલી જણાય છે. 'અભિલષિતાર્થ ચિંતામણિ' નામના ગ્રંથમાં છુરીના નીચે જણાવેલા પવિત્રા આપેલા છે. તેનાં નામ:-(૧) પુલ્લિવાલ, (૨) શુનક, (૩) લુલિત, (૪) રોપિતક, (૫) પાત્રાંગુલ, (૬) વ્યાઘ્રનખ, (૭) પાદગ્રાહ, (૮) પદપ્રાપ્તિ, (૯) અનુક્રમ, (૧૦) સપિંડા, (૧૧) મત્તભગતિ, (૧૨) વાયવી ગતિ, (૧૩) કર્કટી ગતિ, અને (૧૪) પંચાનન ગતિ.

આ પવિત્રા કેમ કરવા તેનું વર્ણન પણ એ ગ્રંથમાં છે. એટલુંજ નહીં, પણ ગદાયુદ્ધ, ધનુષ્ય યુદ્ધ, ધનુષ્યની જાતિ, બાણોનાં નામ, પવિત્રા તથા આસનોની માહિતી, તેમ જ ખડ્ગનાં નામો અને તેના પવિત્રા તથા માપ વગેરેનાં પણ વર્ણનો છે. કવચ કેટલા પ્રકારનાં થાય છે, તેની પણ માહિતી તેમાં આપેલી છે. એ કવચ એટલે હાલના વખતનાં દાસ્તાન જ કહેવાય. કુંતનું પણ નામો સાથે તેમાં વર્ણન છે.

અમારા આ લેખમાં જે બંધેશ આવવાનાં છે, તેમાં જમૈયા, તલવાર, લાઠી, ભાલું, અને માદૂ, એ બધાના બંધેશનાં નામો ઘણાં ખરાં જૂનાં આપ્યાં છે. કેમકે બે વર્ષ પૂર્વે મુંબઇમાં ભરાયેલી મુસલમાન ભાઇઓની એક શિક્ષણ પરિષદમાં હૈદરાબાદના મુખ્ય મંત્રી સર હૈદરી સાહેબ એવું બોલેલા કે કુસ્તી અને મેદાની ખેલ એ અમારા જ ગ્રંથોને આધારે લોકોને શીખવવાની સવડ મળેલી છે. પરંતુ ઉપર જણાવેલા ગ્રંથનુ અવલોકન કરવાથી તેઓ સાહેબની એ સમજ સહજ દૂર થઇ શકશે.

વિશ્વામિત્ર ધનુર્વેદમાં કટારનું નામ છે, પરંતુ છુરી કે ખંજરનું નામ નથી. શ્રી મહારાણા પ્રતાપસિંહજીના વખતમાં એ નામ પ્રસિદ્ધિમાં આવ્યાનું જણાય છે.

'અભિલષિતાર્થ ચિંતામણિ' માં ઉપર જણાવેલા પવિત્રા જે ચાલુ હતા તે આપેલા છે. એ ઉપરથી છેક પુરાતન કાળમાં આ

છુરીનો જન્મ થયેલો એમ માનવાને ભરપૂર પુરાવો છે.

### જમધર.

જમ=યમ + ધર=દાઢ; અર્થાત્ જમધર એટલે યમની દાઢ.

. આ હથિયાર દુ+ધારી=બે ધાર-પાનાંવાળું હોઇને તીક્ષ્ણ અણીવાળું હોય છે. શ્રી છત્રપતિ શિવાજી મહારાજના વખતમાં એ ઉપયોગમાં આવ્યું છે. એ હથિયાર અંગરખાના ખીસામાં રાખવાનો રિવાજ હતો એમ જણાય



(૧) જમધર. (૨) તલવાર. (૩) કટાર.

ચિત્ર સંખ્યા ૪૮૬

છે. સરદાર અફઝુલખાનને જમધર તલવાર વડે શ્રી શિવાજી મહારાજે મારેલો, એવુ કેટલાક ઇતિહાસકાર કહે છે એમા થોડો ગોટાળો થયો છે જમધરને બદલે જમધાડ એવો શબ્દ ભૂલથી વપરાયો છે, તેને લીધે આ ગેરસમજ ઉત્પન્ન થયેલી જણાય છે એ જમધર હથિયાર અમારા પાસે છે તેનુ ચિત્ર (૪૮૬) આ લેખમા આપેલુ છે

## જમૈયો.

આ હથિયાર અરબસ્તાનમાથી આવેલુ છે અરબ લોકો પોતાની કમરે તેને હમેશા બાધી રાખે છે તે એક ફૂટ કરતા વધારે લાબુ હોતુ નથી તેને એક પાનુ હોય છે, અને તેની બન્ને બાજુએ ધાર હોય છે તેની અણી ઘણી તીક્ષ્ણ હોય છે, અને મૂઠ હાથી દાતની, જગલી ગાયના શીગની, સાબરના શીગની, ચકડાની કે સીસમના લાકડાની હોય છે આ જમૈયા ઉપર અનેક પ્રકારની સોના ચાદીની પટ્ટીઓ તથા હીરા, માણેક, મોતી વગેરે રત્નો બેસાડીને તેની મૂઠની શોભા વધારે છે તેને કમરે બાધવાની પણ કળા છે. જુદી જુદી રીતે તેને બાધવામા આવે છે એ રીતે તેને કમરે બાધવાથી કમર હમેશા અક્કડ રહે છે તેનો કમરે બાધવાનો પટકો ફેટા જેવો લાબો પણ રગ બેરગી હોય છે કેટલાક જણ તો સાબરના ચામડાનો તેવો પટકો કરાવે છે એ પટકામા જમૈયો રાખવાનુ એક ઘર હોય છે, તેને 'બેઠો' કહે છે જમૈયાનુ મિયાન ઘણુ જ નાજુક બનાવવામા આવે છે તલવાર, જમૈયો અને બીજા હથિયારોના જે મિયાન તૈયાર થાય છે, તેમા અરડૂસાનુ લાકડુ વપરાય છે તે લાકડા ઉપર જુદી જુદી જાતનુ કાપડ ચડાવવામા આવે છે, અને તેના પર જરકસી, ચાદી સોનાના રૂપેરી કે સોનેરી તાર ગૂથવામા આવે છે મિયાન એક દમ પડી ન જાય માટે રેશમી બગર જેથી તેને બાધી લેવામા આવે છે, જેને 'ગલતની' કહે છે.

આ જમૈયાના અનેક દાવ દર્શાવેલા છે તેટલા જ તેના રોક તેમ જ ફેક અને બધેશ પણ છે. તે પૈકી બે જ અહીં આપેલા છે તેના નામ કમાનબધ કે કમરબધ અને હાથબડી એવા છે તે બે દાવની માહિતી આ લેખમા આપેલી છે હનુમતી પવિત્રા આ જમૈયાની કુસ્તી વખતે ઉપયોગી થાય છે કેટલેક ઠેકાણે શેબ્બજ પવિત્રાથી પણ આ કુસ્તી રમાય છે તે પવિત્રા હનુમતી જેવા જ છે

## પેશકબ્જ, કુકરી, કિરપાણ, કટાર.

**પેશકબ્જ** —આ હથિયાર છુરી જેવુ જ છે માત્ર તે તેનાથી થોડુ લાબુ વધારે હોય છે છુરી અનેક જાતની હોય છે તે આતરસુબાની વખણાય છે. પેશકબ્જ એ મોગલાઇ હથિયાર છે તેની પણ અનેક જાતો જણાય છે અકબર બાદશાહના સિક્કાવાળી અનેક પેશકબ્જ અમે જોયેલી છે

**કુકરી** —એ મહાયુદ્ધ વખતે વધારે પ્રકાશમા આવી તે ગુરખા લોકો પોતાની પાસે રાખે છે

**કિરપાણ**:—શીખ લોકોના કિરપાણને હવે કોણ ઓળખતુ નથી? તે નાના તેમ જ મોટા હોય છે

**કટાર** —આ હથિયાર રજપૂત સ્ત્રીઓ હમેશા પોતાની પાસે રાખતી હતી

## લઠ્ઠ, બાના, લાઠી, ડાંગ, દંડો.

કેટલાક લોકો અઢી ત્રણ હાથના દડાને જ લઠ્ઠ કહે છે પણ એ લાઠી કરતા મોટો હોવાથી જ તેને લઠ્ઠ કહેવામા આવેલ છે ઉત્તર હિંદુસ્તાનમા તે વપરાય છે. તે માથા કરતા પણ ઊચો હોય છે તેની કિમત સો રૂપિયા કરતા

પણ વધારે થાય છે. તે તૈયાર કરવાની પણ કળા છે. વાંસના જંગલોમાં વાંસ પકવ થયા પછી જેની ગાંઠો બહુ નજીક નજીક હોય તેવા વાંસને અમાસની રાતે કાપી લાવે છે, અને પછી તે વળી ન જાય તેટલા સારુ નીચેની બાજુએ વજન બાંધીને તેને લટકાવી રાખે છે, અને તેના પર સરશિયું તેલ રેડે છે. તે તેલ નકામું ન જાય તે માટે નીચે એક વાસણ મૂકી રાખે છે. ત્રણ ત્રણ મહિના સુધી એ પ્રમાણે તેને તેલ પાવામાં આવે છે. ઉત્તમ લઠ તૈયાર કરવાને વર્ષભર પણ તેલ પાય છે. આ રીતે તેલ પાવાનું બંધ થયા પછી તેને પાણીમાં નાખી જુએ છે. જો તે બૂડે તો ઉત્તમ ગણાય. પછી તેની ગાંઠો તારથી બાંધવામાં આવે છે, અને નીચેની બાજુએ દાતાવાળી બોળી બેસાડે છે. વાંસની ગાંઠો વિષમ હોય છે, જેવી કે ૩-૫-૭-૯. ગુજરાતમાં આવી લાઠીને શાક સમારવાની વાંકી છરી જેવું વાંકુ ફળું બેસાડે છે, અને તેને ધારિયું કહે છે. આ હથિયાર ગામડામાં કામ કરનારાઓ પાસે હમેશાં હોય છે. ડાંગ નામનું હથિયાર ગુજરાતમાં વરતણીઆ એટલે રખેવાળ વગેરે લોકો વાપરે છે. એ ડાંગ ખભા સુધી હોય છે, અને તેને લોખંડી કડીઓ જડેલી હોય છે. એવી કડીઓ ત્રણ પાંચ, સાત કે નવ એવી વિષમ રાખે છે, કેમકે સમ સંખ્યા અશુભ ગણાય છે. ધારિયાના હાથ ત્રણ હોય છે. શિર, જનોઇ અને કમર. કોઇ વખત ધારિયાથી હાથ ઉપર પણ તડાકો (સપાટો) કરવામાં (મારવામાં) આવે છે. ડાંગના ઘાવ પણ ઉપરના જેવા જ હોય છે. એ ડાંગ બહુ કરીને પગના નળા ઉપર મારવાનો રિવાજ છે. સામસામે જે વખતે આ ડાંગના માર ચાલે છે, તે વખતે પવિત્રા પ્રમાણે કામ થાય છે. ઘાવ કરવો અને રોકવો, એ બન્ને પ્રકાર તે વખતે થાય છે. ડાંગ ઉપર ડાંગ પડે છે તે વખતે તેમાંથી આગના તણખા નીકળે છે.

## ફંટો.

એ બે હાથના પાંચ વાંસનો હોય છે. તેને કેટલાક બેમુરવત પણ કહે છે. કેમકે તે કોઇની પણ મુરવત રાખતો નથી. એના પણ ઘાવ શિર, તમાચા, હાથ-કાંડા, વગેરે થાય છે, અને તે નગો તોડવાનું પણ કામ કરે છે. તેને પણ કોઇ કોઇ ધારિયાનું ફળું બેસાડે છે.

પ્રતિપક્ષીને ક્યાં હાથ મારવા અને ક્યાં ન મારવા, તેના પણ નિયમ મહાભારત વખતે હતા છતાં ભીમસેને રાજા દુર્યોધનની જાંઘ ઉપર ગદાનો સપાટો લગાવીને જય મેળવ્યો હતો, અને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી હતી. એ જ રીતે આજ પણ અનેક નિયમો કરેલા છે, પણ રમતી વખતે શું થશે, તે કહેવું કે લખવું કઠણ છે.

## કુંત (ભાલું).

"અભિલષિતાર્થ ચિંતામણિ" માં આના ત્રણ પ્રકાર આપેલા છે —

(૧) **ગજકુંત**--હાથી ઉપરથી મારવાનું ભાલું.

(૨) **અશ્વકુંત**--ઘોડા ઉપરથી મારવાનું ભાલું.

(૩) **પદાતિકુંત**--પાયદળે મારવાનું ભાલું.

એ પ્રથમ ભાલું ફેંકવાના પાંચ પવિત્રા છે. (૧) કરાવર્ત, (૨) કરણાવર્ત, (૩) પૃષ્ઠાવર્ત, (૪) કક્ષાવર્ત, (૫) તર્જન્યાવર્ત. હાથી ઉપરથી ભાલું ફેંકવાના દાવના અને ઘોડા ઉપરથી ભાલું ફેંકવાના દાવના જુદા જુદા પવિત્રા થાય છે. અહીં તો ફક્ત પાયદળના જ પવિત્રા આપેલા છે. ભાલાની ફેંક બને હાથ

વડે કરવાનો પરિપાઠ જણાઇ આવે છે. જૂના વખતમાં ભાલાનું ફળું વીશ આંગળનું વાપરવામાં આવતું. તે ફળું ઉત્તમ પ્રકારના પોલાદનું બનાવાતું. સ્થળસંકોચને લીધે અહીં તેનો વધારે વિસ્તાર શક્ય નથી. તેનું ચિત્ર જોઇ લેવું. આ ભાલાને માટે ઉત્તમ અને પવિત્ર જમીનમાં પેદા થયેલો, ભરાઉ તથા તદ્દન નજીક નજીકની ગાંઠોવાળો, કાતળીઓવાળો, કાળો ભમ્મર વાંસ પસંદ કરવામાં આવતો. તેની લંબાઇ–ગજભાલું, અશ્વભાલું અને પદાતિભાલું, એ દરેકની જુદી જુદી રહેતી. ભાલાનું ફળું અગર પાનું પડી ન જાય, તે માટે તેને બંને બાજુએ ચાપડા જડવામાં આવતા. ભાલાનું પાનું બે ધારવાળું હોય છે, અને તેની અણી ઘણી તીક્ષ્ણ હોય છે. આવા ભાલાનો ઉપયોગ હાલમાં લશ્કરમાં પણ થતો જણાતો નથી. હાલનાં ભાલાંની લંબાઇ આઠ ફૂટ પાંચ ઇંચ અને પાનાંની પહોળાઇ પોણા બે ઇંચ હોય છે.

પૂર્વનાં જૂનાં ભાલાં કોઇ કોઇ સંસ્થાનમાં પૂજા તરીકે રાખેલાં જણાય છે. તેની નીચેની ખોળી પણ અણીવાળી અને શંકુ આકારની નવ ઇંચની હોય છે. આવાં જે ભાલાં પૂજામાં હોય છે, તેને રેશમી ગુચ્છો અને ભગવા પટકાનું નિશાન લગાડેલું હોય છે. કેટલાંક ભાલાં સળંગ પોલાદનાં હોય છે. તેનું પાનું ચોધારું હોય છે. અને તેની લંબાઇ આઠ ફૂટ બે ઇંચ હોય છે. આ ભાલાના દાંડા ઉપર સુંદર નકશી કરેલી પણ જોવામાં આવે છે. આવું એક ભાલું શાહુ મહારાજના વખતનું અમારા પાસે છે.

**સાંગ** નામનું હથિયાર ભાલાથી નાનું અને આખું પોલાદનું હોઇને તેની લંબાઇ ૭ ફૂટ ચાર ઇંચ હોય છે. **બરછી** નામનું હથિયાર પણ ભાલા જેવું જ હોય છે. તેનો પણ ઉપયોગ પાયદળ કરે છે. એ સિવાય પણ **વીટા, બોથાટી, ત્રિશૂળ** વગેરે જૂનાં હથિયારો છે. ટૂંકામાં જણાવીએ તો એમ કહેવાય કે ભાલાના હાથ આવડે, એટલે એ બધાં હથિયારોના હાથ પણ આવડે. જેને ભાલાના હાથ, રોક, લપેટ અને બંધેશ આવડતાં હશે, તે આ બધાં હથિયારોના પણ તેવા જ હાથ કરી શકશે.



હાલમાં ભાલાની ફેંકનાં જે નામો પ્રચારમાં છે, તે આ પ્રમાણે છેઃ-(૧) બજરંગ તડફ–આગે, (૨) બજરંગ તડફ–પીછે, (૩) વંદે–એક, (૪) વંદે–દો, (૫) વાયુ–વેગ, (૬) ચૌધુમાન–ફેંક, (૭) વિજળી–ખેંચ, (૮) પવન–ફેંક, (૯) ચક્ર–ફેંક, (૧૦) સુદર્શન ફેંક, અને (૧૧) હનુમાન ફેંક.

ભાલાની લઢંત અને બંધેશ પણ જુદાં જુદાં છે. એ બંધેશથી આંગળાં બાંધી લેવામાં આવે છે. પગના પણ અનેક અડંગા છે.

## સારાંશ.

સાધારણ માણસને આ બંધેશોની થોડી ઘણી કલ્પના આવે, તેટલા માટે નીચે બતાવેલી આકૃતિઓમાં તેના સ્પષ્ટીકરણ સાથે એ દરેક બાબતના ફક્ત બે બે જ બંધેશ બતાવવામાં આવ્યા છે. તલવાર, જમૈયો, ભાલું, લાકડી, માડૂ, જમધર, ડાંગ, બાંક, કટાર, પરશુ, કાલર, કુકરી, છુરી કે કિરપાણ, એ દરેક હથિયારના તે નાનું હોય તો પણ બંધેશ તો છે જ. પવિત્રા, રોક, લપેટ, ફેંક, અને છીન, એટલાં થયા પછી બંધેશ એ છેવટની પાયરી ગણાય.

એટલે, આ કલાનું શિક્ષણ લેનાર દરેક માણસે પોતાનો પાયો સારો નાખવો એ જરૂરનું છે. પાયો જો કાચો હશે, તો કલા પૂર્ણતાએ પહોંચશે નહીં જ. પ્રત્યેક બાબતના બંધેશ જુદા જુદા છે. વાસ્તવિક રીતે તો એ એક એક બાબત જ પૂરેપૂરી રીતે જનતા

સમક્ષ મૂકવાની જરૂર હતી. પરંતુ તેવી સવડ ન હોવાથી એકાદ બે નમૂના જ દર્શાવીને ટૂંકામાં આટલું લખ્યું છે. બાકી આશાસ્પદ યુવકો આનો ઉપયોગ કરશે, તો હજી પણ વધારે લખી શકાશે. હાલ તો એટલું જ લખીને સંપાદક મહાશયે આ વિષય લખવાની સંધિ આપ્યા બદલ તેમનો આભાર માનીને વિરમું છું.

---

**ટીપ:**—'લાઠી બંધેશ' લખતી વખતે જે ગ્રંથો મેં વાંચ્યા, તે આ વિષયનો અભ્યાસ કરનારે અવશ્ય વાંચવા જોઇએ તેથી તેના નામો અહીં આપવામાં આવે છે:—(૧) પ્રાચીન યુદ્ધવિદ્યા, (૨) પૌરસ્ત્ય ધનુર્વેદ, (૩) ખડ્ગ પરીક્ષા, (૪) શાહનામું, અને (૫) અભિલષિતાર્થ ચિંતામણિ.

ચિરં. ભાલચંદ્રરાવ ખળેએ આ લેખમાના જૂના હથિયારોના ચિત્રાં કાઢી આપ્યા છે તે [illegible]




(૧) મહારાણા પ્રતાપસિંહજીના વખતનું ભાલું. (૨) લઠ્ઠદાર ભાલા. (૩) લઠ્ઠ.
(૪) સાહૂ. (૫) પોલાદી ભાલા.

ચિત્ર સંખ્યા ૪૮૭

## તલવાર.




ચિત્ર સંખ્યા.૪૮૮–૪૯૩

ચિત્રમાં અ કે બ નથી તો ડાબી બાજુનાને બ અને જમણી બાજુનાને અ સમજવો.

## તલવારના જુદા જુદા ભાગનાં નામો.




ચિત્ર સંખ્યા ૪૯૪

### તલવાર બંધ પહેલો.

ચિત્ર નં. ૧ પ્રમાણે રમનારાઓએ ઊભા રહેવું. પછી ડાબો પગ આગળ નાખીને હોશિયારની સ્થિતિમાં આવવું, અને પ્રતિસ્પર્ધી ઉપર ઘાવ કરવાની તૈયારીથી (ચિત્ર નં. ૨ પ્રમાણે) ઊભા રહેવું. પછી બ એ ચિત્ર નં. ૩ પ્રમાણે તલવાર અ ની કમર ઉપર ઘાવ કરવા સારુ ઉગામવી, અને ચિત્ર નં. ૪ પ્રમાણે ઘાવ કરવો. અ એ ડાબો પગ પાછળ મૂકીને તે જ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ગદકાની સહાયથી પોતાનો બચાવ કરવો. પછી અ એ ચિત્ર નં. ૫ પ્રમાણે પોતાના ડાબા હાથ વડે બ નું કાંડું પકડીને, બ ના હાથની કાટ કરીને, ગદકાને આગળ સરકાવવો. પછી અ એ બ નો પકડેલો હાથ પોતાના ડાબા હાથ વડે લપેટીને નિર્જીવ કરવો, અને ગદકાનો છેડો બ ના ગળા ઉપર ચિત્ર નં. ૬ પ્રમાણે રાખીને તેને બાંધવો.

## તલવાર બંધ બીજો.

ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું અને પછી ચિત્ર નં. ૨ પ્રમાણે હોશિયારની સ્થિતિમાં સામાવાળા ઉપર ઘાવ કરવાની તૈયારીથી ઊભા રહેવું.

ચિત્ર નં. ૩ માં બ એ પોતાનો હાથ અ ના પેટમાં 'અણી' નો ઘાવ કરવા માટે ઉગામેલો છે. અણી વધારે જોરથી લાગે તેટલા સારુ, બ એ તલવાર પકડેલો હાથ અ ના પેટ ઉપર તલવારના છેડાનો ઇશારો બતાવીને, પોતાના શરીરની જમણી બાજુ એ સીધો પાછળ લીધેલો છે. અ પોતા ઉપર આવવાનો ઘાવ રોકવા માટે પૂરી તૈયારીથી ઊભો છે.

ચિત્ર નં. ૪ પ્રમાણે બ એ પોતાનો જમણો પગ આગળ નાખીને અ ના પેટ-પર 'અણી' નો ઘાવ કરેલો છે. અને અ એ ગદકાની સહાયથી પવિત્રા કાપીને (પાછળ જઇને) બ એ મારેલો અણીનો ઘાવ ગદકા વડે રોકેલો છે.

ચિત્ર નં. ૫ માં અ એ પોતાના ડાબા હાથમાં ગદકા સાથે પકડેલું બ નું કાંડું ગદકાની સહાયથી રોક કરવા માટે ડાબી તરફથી ઉપર લીધેલું છે.

ચિત્ર નં. ૬ પ્રમાણે અ એ પોતાના ગદકાથી રોક કરીને બ નો હાથ તલવાર સાથે ગદકાની નીચે દાબેલો છે. બંનેની નજર પરસ્પર તરફ રોકાયલી છે.

ચિત્ર નં. ૭ માં અ એ બ નો તલવાર પકડેલો હાથ તેના બંને પગની વચ્ચેથી પાછલી બાજુ ખેંચેલો છે, અને પોતાનો ડાબો પગ બ ના જમણા પગના પંજા ઉપર દાબેલો છે.

ચિત્ર નં. ૮ પ્રમાણે અ એ બ નો તલવાર પકડેલો હાથ, તેના બંને પગમાંથી પાછલી બાજુ ખેંચીને, પોતાના હાથમાંનો ગદકો જમીન પર ફેંકીને અને બ ના હાથમાંની તલવાર ખેંચી લઇને, તેને નિઃશસ્ત્ર બનાવવાની શરૂઆત કરી છે.

## પોલાદી આના:



ચિત્ર સંખ્યા ૫૦૩-૫૦૯

## ચૌમુખી એક.

બાનાની કોઇ પણ ફેંક જે સ્થિતિમાં રહીને કરવામાં આવે છે, તે ઊભા રહેવાની પૂર્વ સ્થિતિને "હોશિયાર" કહેવામાં આવે છે.

ચિત્ર નં. ૧ પ્રમાણે ડાબો પગ આગળ અને જમણો પગ પાછળ પૂર્ણ અંતર ઉપર રાખીને, હોશિયારની સ્થિતિમાં ઊભા રહેવું. ડાબો પગ ગોઠણમાં વાળેલો રાખવો, અને જમણો પગ ગોઠણથી સીધો લાંબો રાખવો, બંને પગની પાનીઓ જમીન ઉપર ટેકવીને રાખવી. છાતી આગળ કાઢેલી અને સામેની બાજુએ ફેરવેલી રાખવી. બાના બંને હાથની મૂઠીમાં મજબૂત પકડવું. જમણી મૂઠ લાકડાના દાંડાના નીચેના છેડા પાસે ત્રણ ચાર ઇંચ જગા છોડીને પકડવી. જમણો હાથ લાંબો પણ કોણીમાંથી કંઇક વાળેલો રાખવો. જમણા હાથની મૂઠ અને બાનાનો નીચેનો છેડો ચિત્ર પ્રમાણે જાંઘ પાસે રાખવો, અને ડાબો હાથ જમીનને સમાન્તર રાખવો. દૃષ્ટિ બાનાના બીજા છેડા ઉપર સ્થિર રાખવી, અને ચહેરો રુઆબદાર રાખવો.

બાનાનો છેડો ચિત્ર નં. ૨ પ્રમાણે ઉપરથી પાછળ જમણી તરફ આણીને, તેમ જ ઊભી સપાટીમાં ફેરવીને, આગળ લાવવો. પછી નીચેથી ઉપર વર્તુલાકાર ફેરવીને, અને પાછલો જમણો પગ આગળ લાંબો નાખીને, જમણી તરફનું વર્તુલ પૂર્ણ કરવું, અને મોઢું ડાબી તરફ ફેરવવું; તથા ચિત્ર નં. ૩ પ્રમાણે બાનાને આણીને અને પાછળ મોઢું કરીને ડાબા પવિત્રા ઉપર ઊભા રહેવું.

પછી બાનાનો આગલો છેડો ડાબી તરફ ઊભી સપાટીમાં નીચેથી ડાબા પગની જોડે જ પાછળ લઇને ઉપર આણવો, અને ડાબો પગ પૂર્ણ અંતરે પાછળ નાખીને ચિત્ર નં. ૪ પ્રમાણે રાખવો.

બાનાને તે જ દિશાએ અને વેગથી ફરતું રાખીને, જમણી બાજુએ ઊભું એક વર્તુલ લેવું. બાનાની જમણી બાજુનું આ વર્તુલ થતું હોય, ત્યારે ડાબો પગ ઊંચો ઉપાડીને, અને જમણા પગ ઉપર તોલ સંભાળીને, ચિત્ર નં. ૫ પ્રમાણે ઊભા રહેવું.

જમણી બાજુનું વર્તુલ પૂરું કરીને બાના ઊભી રેખામાં આવ્યું, કે જમણા પગના પંજા ઉપર જમણી તરફ કાટખૂણે બાનાને ડાબા હાથની મૂઠીથી શરીર પાસે ખેંચીને અને પકડીને, ડાબી બાજુથી પાછળથી નીચે ચિત્ર નં. ૬ પ્રમાણે મરડવું.

ડાબા પગની જોડે જ બાનાને નીચેથી આગળ લાવવું. ડાબો પગ પૂર્ણ અંતર લઇને આગળ નાખવો, અને બાનાને હોશિયારની સ્થિતિમાં ચિત્ર નં. ૭ પ્રમાણે રોકી રાખવું.

આટલે સુધી **ચૌમુખી એક**ની ફેંકનો ચોથો ભાગ થયો. એ રીતે બીજા ત્રણ કકડા જોડીને પૂર્ણ ફેંક થાય.

## લટ્ટદાર બાના.



ચિત્ર સંખ્યા ૧

## લટ્ટદાર બાના.

ચિત્ર નં. ૧ પ્રમાણે ડાબો પગ આગળ અને જમણો પગ પાછળ પૂર્ણ અંતર ઉપર રાખીને, હોશિયારની સ્થિતિમાં ઊભા રહેવું. ડાબો પગ ગોઠણમાંથી જરાં વાળેલો રાખવો, અને જમણો પગ ગોઠણમાંથી સીધો લાંબો રાખવો. બંને પગની પાનીઓ જમીન ઉપર ટેકવીને રાખવી. છાતી આગળ કાઢેલી અને સામેની બાજુએ ફેરવેલી રાખવી. બાનાને બંને હાથની મૂઠીમાં મજબૂત પકડવું. પહેલા બે લટ્ટુની વચ્ચે જમણો હાથ રાખીને તેનાથી બાનાને પકડવું. જમણો હાથ લાંબો પણ કોણીમાંથી કંઇક વાળેલો રાખવો. જમણા હાથની મૂઠ અને બાનાનો નીચેનો છેડો ચિત્ર પ્રમાણે જાંઘ આગળ રાખવાં ડાબો હાથ જમીનને સમાંતર રાખવો. દૃષ્ટિ બાનાના ઉપરના છેડા ઉપર રાખવી, અને ચહેરો રુઆબદાર રાખવો.

પછી ચિત્ર નં. ૨ પ્રમાણે બાનાને ઊંચે લઇને જમણો પગ ઉપાડવો. પછી બાનાને ડાબી તરફથી ગોળ ફેરવીને આગળ આણવું, અને જમણો પગ ચિત્ર નં. ૩ પ્રમાણે આગળ લાંબો નાખવો. પછી ડાબો પગ ઉપાડીને, ચિત્ર નં. ૪ માં દર્શાવ્યા પ્રમાણે આપણા ડાબા હાથ તરફ બાનાનો છેડો કરીને, બાનાને જરા આડું પણ કપાળની ઉપર સામે ધરવું.

પછી ઉપાડેલો પગ જમીન ઉપર ન ટેકવતાં, આપણી ડાબી બાજુએ જમણા પગ ઉપર કાટખૂણામાં ફરવું, એટલે પૂર્વ તરફ મોઢું કરીને ઊભા હોઇએ, તો ઉત્તર તરફ પા વર્તુળ જેટલું ફરવું. ફરતી વખતે આપણી સામે રાખેલું બાના માથા ઉપરથી આડું ફેરવીને, અને ચિત્ર નં. ૫ માં બતાવ્યા પ્રમાણેની સ્થિતિમાં આપણા હાથ રાખીને ઊભા રહેવું. જમણા હાથની મૂઠ ડાબા હાથની નીચે અને બાના આડું હોય.

પછી વળી જમણા પગ ઉપર પા વર્તુલ ફરવું, એટલે બરાબર પશ્ચિમ તરફ મોઢું થશે. પછી ઉપાડેલો ડાબો પગ પૂર્વ તરફ પાછળ લઇને, જમણા પવિત્રા ઉપર ઊભા રહેવું, અને ચિત્ર નં. ૫ પ્રમાણે રાખેલા બંને હાથ તેમ જ રહેવા દઇને જમણી તરફ લેવા, એટલે બાનાને તેવું જ આડું ફેરવીને ચિત્ર નં. ૬ પ્રમાણે રાખવું.

પછી જમણો પગ ઉપાડીને અને બાનાનો ઉપલો છેડો ડાબા હાથ તરફ કરીને, ચિત્ર નં. ૭ માં દેખાય છે તે પ્રમાણે બાનાને રાખીને ઊભા રહેવું.

ઉપાડેલો પગ તેમ જ ઊંચો રાખીને, ડાબા પગ ઉપર પા વર્તુલ ફરવું, એટલે ઉત્તર તરફ મોઢું કરવું, અને ચિત્ર નં. ૮ માં બતાવ્યા પ્રમાણે માથા ઉપરથી બાનાને અર્ધ વર્તુલ ગોળ ફેરવીને, ડાબા હાથ નીચે જમણો હાથ આવે એવી રીતે બાનાને આડું રાખવું.

પછી વળી ફરી જઇને પૂર્વ તરફ મોઢું કરીને પગ આગળ મૂકવો. આ રીતે માથા ઉપર બાનાને ગોળ ફેરવતા આગળ જવું. આને ચક્રગોળ કહે છે.

## માડૂ.



ચિત્ર સંખ્યા ૫૧૮–૫૨૪

માદૂ-(બંધ પહેલો).

ચિત્ર નં. ૧ પ્રમાણે અ અને બ એ બંને છસમો માદૂની લઢંત કરવા માટે જરા ખાંસા એકમેકના તરફ જરા તપીને અને પ્રતિસ્પર્ધીના કાંડા તરફ નજર રાખીને ઊભા છે. બંનેના જમણા હાથમાં માદૂ છે. બંનેના પગ ૪૫ અંશના ખૂણાથી રાખેલા છે. બંનેએ મોઢા એકમેકથી વિરુદ્ધની દિશામાં રાખવાં અ એ કે બ એ એકમેકને આખું શરીર ન બતાવતા પોતાની એક જ બાજુ બતાવવી

પછી ચિત્ર નં ૨ મા દર્શાવ્યા પ્રમાણે અ અને બ એ બંને જણે પોતાના જમણા પગ પાછળ લઇને ચાલાકીથી પવિત્રા ઉપર ઊભા રહેવુ. એ રીતે ઊભા રહ્યા પછી આગલો ડાબો પગ ગોઠણમાંથી વાળીને અને પાછલો જમણો પગ અક્કડ રાખીને રુઆબસેર ઊભા રહેવું. આ વખતે માદૂવાળા જમણા હાથનું કાંડું ડાબા હાથના કાંડાપર રાખીને, બને હાથ અ એ તથા બ એ એકમેકના તરફ સામે લાંબા કરવા. એ વખતે છાતી આગળ લાવવી, અને પ્રતિસ્પર્ધીના ઘાવ કરનારા કાંડા તરફ લક્ષ રાખવું.

ચિત્ર નં. ૩ મા બતાવ્યા પ્રમાણે આગલો ડાબો પગ શક્ય તેટલો ઊંચે ઉપાડવો પછી ડાબો પગ નીચે ટેકીને પાછલો જમણો પગ ચિત્ર ન. ૪ પ્રમાણે ઊંચે ઉપાડવો. આ વખતે પાછલો પગ આગળ પેટ તરફ ન આણતા તે પાછળ જ જરા જમણા હાથ તરફની બાજુએ ઉપાડવો. એ પગ એવી રીતે ઉપાડ્યા પછી માદૂવાળા હાથનુ કાંડું ડાબા હાથના કાંડા ઉપર રાખવું, અને બંને હાથ અ એ તેમજ બ એ એકમેકના તરફ સામે સીધા કરવા આ વખતે કમર પાસેથી છાતીનો ઝોક જરા આગળ રાખવો.

પછી જમણો પગ પાછળ લંબાવીને ચિત્ર ન. ૫ પ્રમાણે ઊભા રહેવુ, અને બ એ અ ના ઉપર 'કાનસળી'નો ઘાવ કરવો.

એ ઘાવ ચિત્ર નં. ૬ માં બતાવ્યા પ્રમાણે અ એ જમણા હાથ વડે રોકવો રોકતી વખતે પોતાના હાથના પ્રકોષ્ટ ઉપર નહીં રોકતા, હાથને ઘણી ઇજા ન થાય એવી સાવચેતી રાખીને કાંડા ઉપર રોકવો નહીંતર હાથને ઇજા થશે. ઘાવ મારતી વખતે બ ને ડાબો પગ આગળ પડે છે તે આગળ પડતાની સાથે અને તેનો ઘાવ અ એ અટકાવવાની સાથે જ પોતાના આગલા પગ નીચે અ એ તેનો આગલો પગ દાબવો, અને તેણે શક્ય તેટલુ નીચે જવુ.

પછી બ ને રોકેલો હાથ અ એ તેવો જ પાછળ દાબીને, બ ની ડોક તેના જ માદૂવાળા હાથ વડે બાંધી લેવી. પછી અ એ બ ની પાછળથી માદૂના ડાબી બાજુ તરફના છેડાની અને પ્રકોષ્ટની વચમા પોતાનો હાથ ઘાલીને તે હાથનો પંજો ઠેઠ તેની ડોક સુધી લાવવો. એટલે ચિત્ર નં. ૭ માં બતાવેલો ગલુબંધનો બંધેશ બંધાશે.



ચિત્ર સંખ્યા ૫૨૫–૫૩૪

## માડૂ-(ગધ બીજો)

ચિત્ર ન ૧ પ્રમાણે રમનારાઓએ ઊભા રહેવુ. પછી ચિત્ર ન. ૨ પ્રમાણે જમણા પગ આગળ લઈને ઊભા રહેવુ. પછી ચિત્ર ન ૩ પ્રમાણે ડાબા પગ ઉપાડવા, અને જમણા હાથ આગળ લાવવા પછી આગના ડાબા પગ નીચે મૂકીને, ચિત્ર ન ૪ પ્રમાણે જમણા પગ ઉપાડીને, હાથ તે ચિત્ર પ્રમાણે રાખવા. પછી ચિત્ર ન. ૫ પ્રમાણે જમણા પગ પાછળ રાખીને હોશિયારની સ્થિતિમા ઊભા રહેવુ

તે રીતે ઊભા રહ્યા પછી ચિત્ર ન ૬ મા બતાવ્યા પ્રમાણે અ એ મારેલો 'શિર'નો ઘાવ બ એ માડૂવાળા જમણા હાથના કાડા વડે અ ના કાડા ઉપર રોકવો એ વખતે બ એ જમણો પગ થોડો આડો રાખીને શક્ય તેટલુ નીચે જવુ. બ એ અ ના માડૂવાળા કાડા તરફ પોતાનુ મુખ રાખવુ અને તેના આગના પગનો પજો પોતાના આગના પગના પજા નીચે દાબવો

પછી ચિત્ર ન ૭ મા બતાવ્યા પ્રમાણે અ નો માડૂવાળો હાથ બ એ પોતાના ડાબા હાથ વડે પકડી લેવો એમ પકડવામા તેનુ કાડુ બરાબર પકડી રાખવુ એટલે અ જરા હાથ વાકો ચૂકો કરે તો પોતાને ઇજા થવાનો સભવ ઓછો રહે

એવી રીતે હાથ પકડી લીધા પછી ચિત્ર ન. ૮ મા બતાવ્યા પ્રમાણે અ નો માડૂવાળો હાથ છોડતા બ એ પોતાનો માડૂવાળો હાથ જે ઠેકાણે રોક કરેલો તે ઠેકાણેથી કાઢી લઇ અ ને 'કુખ'નો ઘાવ મારવાની સ્થિતિ બતાવવી તે વખતે બ એ પાછલો જમણો પગ થોડો જમણી તરફ લેવો માત્ર આગલો પગ ન હલાવતા, અ ના આગના પગનો પજો દાબી જ રાખવો પછી બ એ કમરમાથી પોતાનો ઝોક થોડો પાછળ લેવો, એટલે ઘાવ જોરથી વાગે

પછી ચિત્ર ન ૯ પ્રમાણે બ એ અ ને 'કુખ'નો ઘાવ મારવો એ મારતી વખતે તેનો આગલો પગ પોતાના પગ વડે દાબેલો જ રહેવા દેવો, અને અ તેના આગના પગના ઘૂટણ એક-દમ ટેકવેલા રહેવા દેવા

પછી મારેલો ઘાવ ખેચી લઇને અ નો માડૂવાળો હાથ ન છોડતા, તે હાથનો કોણીનો સાધો ચિત્ર ન ૧૦ મા બતાવ્યા પ્રમાણે બ એ પોતાના ડાબા ખભા ઉપર લેવો તે વખતે અ ના હાથની રેખાવાળી પજાની બાજુ ઉપર હોવી જોઇએ એટલે હાથના એ સાધાને તાણ પડશે, અને વધારે તાણ આપતા હાથ સાધામાથી તૂટી પણ જશે એ પ્રમાણે હાથ સાધા ઉપર લીધા પછી, બ એ પોતાનો ખભો ઊચો લવો અને અ નો કાડામા પકડેલો હાથ સાધાથી અવળી તરફ વાળવાનો પ્રયત્ન કરવો એમ કરવાથી અ ના હાથને વધારે તાણ પડતા તે તદ્દન નિર્બળ થઇ જશે એ વખતે પણ અ નો પગ તો દાબેલો જ રાખવો આ રીતે આ બધેશ પૂરો થાય છે તેને કોઈ તોડ નથી એમ કહે છે

## ભાલું.



ચિત્ર સંખ્યા ૫૩૫-૫૪૪

ભાલુ-(અડંગાનો બંધેશ).

**અડંગાનો બંધેશ**:—ચિત્ર નં. ૧ પ્રમાણે જમણા હાથમાં ભાલાં પકડીને, અને એક-મેક તરફ મોઢાં રાખીને, **આરામની** સ્થિતિમાં ઊભા રહેવું. એકમેકના તરફ દૃષ્ટિ ભેદક રાખવી. બંને પગ વચ્ચે ૪૫ અંશનો ખૂણો રાખવો, અને કમર તથા ડોક અક્કડ રાખીને સીધા ઊભા રહેવું. ભાલાની ખોળી (નીચેનો છેડો) જમણા પગની છેલ્લી આંગળી પાસે રાખવી. પછી જમણો હાથ નીચે સરકાવવો, અને ભાલાં ઊંચે ફેંકીને, અને તેને ચિત્ર નં. ૨ પ્રમાણે પકડીને, ઊભા રહેવું. ભાલાના છેડા (અણી) તરફ લક્ષ રાખવું. પછી ડાબો પગ ઊંચે ઉપાડીને ડાબા હાથ વડે ભાલું પકડવું, અને ચિત્ર નં. ૩ પ્રમાણે જમણો હાથ પાછળ લાંબો કરવો, અને ભાલું જમીન જોડે સમાન્તર રાખીને પાછળ દૃષ્ટિ રાખીને ઊભા રહેવું. પછી ઉપાડેલો પગ આગળ નાખીને ચિત્ર નં. ૪ પ્રમાણે આગળ જોરથી સામાવાળા ઉપર 'ખોંચ' મારવી. દૃષ્ટિ સામાવાળા તરફ રાખવી. પછી જમણો હાથ પાછળ લઇને ચિત્ર નં. ૫ પ્રમાણે સાવધાનની સ્થિતિમાં ઊભા રહેવું.

ચિત્ર નં. ૬ પ્રમાણે બ એ ડાબો પગ ઉપાડીને અ ને છાતીના મધ્યપટલ ઉપર 'ખોંચ' મારવા સારુ તૈયાર થવું. પછી ઉપાડેલો ડાબો પગ આગળ મૂકીને, બ એ ચિત્ર નં. ૭ પ્રમાણે ખોંચ મારવી. એ વખતે અ એ એ ખોંચથી બચવા માટે પોતાની ડાબી તરફ વળીને, અને ડાબો પગ જમણી બાજુએ નાખીને ચિત્ર નં. ૭ પ્રમાણે મોઢું ફેરવીને ઊભા રહેવું, અને પોતાનો જમણો હાથ ઊંચો કરીને, ભાલાની અણી તે જ ચિત્ર પ્રમાણે નીચે આણીને, ભાલું ઊભું પકડવું. તે જ વખતે, તેની જ સાથે તેણે બ નું ભાલું જોરથી આગળ દાબીને, પોતાના ડાબા હાથ વડે તેનું ભાલું પકડી લેવું. પછી અ એ બંને ભાલાં સાથે ચિત્ર નં. ૮ પ્રમાણે ડાબો હાથ ઊંચો કરવો, અને પોતાના જમણા હાથ વડે બ નું ભાલું પકડવું, એટલે અ ના હાથમાં તે ચિત્ર પ્રમાણે બંને ભાલાં આવશે. પછી અ એ પોતાનો જમણો પગ પોતાની ડાબી બાજુએ પા વર્તુલ પાછળ લઇને, બ ની પાછળ જોરથી જવું, અને ભાલાં ફેરવીને ચિત્ર નં. ૯ પ્રમાણે જમણો હાથ ઊંચે અને ડાબો હાથ નીચે લાવવો. આ પ્રમાણે કરવાથી બ ની ધજ બગડશે, અને તોલ સંભાળવા માટે તે તેનો જમણો પગ અ ના ડાબા પગની આગળ મૂકશે. એ વખતે બ ના હાથને વળ ચડશે. પછી અ એ બ ને પોતાની જમણી બાજુએ ખેંચીને, બંને ભાલાં બ ની પાછલી બાજુએથી તેના બંને પગની વચ્ચે ચિત્ર નં. ૧૦ પ્રમાણે ઘાલવાં, અને તેના ડાબા પગના ગોઠણ ઉપર દાબવાં, એટલે તે જ ચિત્ર પ્રમાણે તે અ ના પૂર્ણ તાબામાં આવશે. આ બંધમાં બ ના બંને હાથનાં આંગળાં ભાલાની વચમાં દબાતાં હોવાથી તેના હાથને કળ ચડશે.

## ભાલા લઢંત.



ચિત્ર સંખ્યા ૫૪૫-૫૫૫

## ભાલા લઢંત.

ચિત્ર નં. ૧ પ્રમાણે જમણા હાથમાં ભાલાં પકડીને અને એકમેકના તરફ મોઢાં કરીને આરામની સ્થિતિમાં ઊભા રહેવું. બે પગની વચ્ચે ૪૫ અંશનો ખૂણો રાખવો, અને કમર તથા ડોક અક્કડ રાખી સીધા ઊભા રહેવું. ભાલાનો છેડાનો ભાગ જમણા પગની છેલ્લી આંગળી પાસે રાખવો. પછી જમણો હાથ નીચે સરકાવવો, અને ભાલાને ઊંચે ફેંકીને તથા ચિત્ર નં. ૨ પ્રમાણે પકડીને ઊભા રહેવું. ભાલાના છેડા તરફ લક્ષ રાખવું પછી ડાબો પગ ઊંચે ઉપાડીને ડાબા હાથ વડે ભાલું ચિત્ર નં. ૩ પ્રમાણે પકડવું. જમણો હાથ પાછળ લાંબો કરવો, અને ભાલું જમીનની જોડે સમાન્તર રાખી, દૃષ્ટિ પાછળ કરીને, ઊભા રહેવું. પછી ઉપાડેલો ડાબો પગ આગળ નાખીને ચિત્ર નં. ૪ પ્રમાણે જોરથી આગળ સામાવાળા ઉપર 'ખોંચ' મારવી. દૃષ્ટિ સામાવાળા તરફ રાખવી. પછી જમણો હાથ પાછળ લઇને ચિત્ર નં. ૫ પ્રમાણે સાવધાનની સ્થિતિમાં ઊભા રહેવું.

પછી **અ** એ ડાબો પગ ઉપાડીને ચિત્ર નં. ૬ પ્રમાણે **બ** ને ભાલું મારવાની તૈયારી કરવી. **બ** એ કયો ઘાવ આવવાનો છે તે તરફ તાકીને જોઈ રહેવું. પછી **અ** એ ડાબો પગ આગળ રાખીને ચિત્ર નં. ૭ પ્રમાણે ખોંચ મારવી, અને **બ** એ પોતાનો જમણો પગ જમણી બાજુએ લઇને, અને ચિત્ર નં. ૭ પ્રમાણે મોઢું ફેરવી નાખીને, પોતાનું ભાલું ઊભું કરીને બચાવ કરવો. **બ** એ ભાલાનો દાબ **અ** ના ભાલા ઉપર રાખવો. પછી **બ** એ **અ** ના ભાલાને ધકેલીને, પોતાનો જમણો પગ ચિત્ર નં. ૮ પ્રમાણે ઉપાડીને, **અ** ને પોતાના ભાલાનો નીચેનો છેડો મારવાની તૈયારી કરવી. પછી **બ** એ જમણો પગ આગળ નાખીને ચિત્ર નં. ૯ પ્રમાણે એ છેડો મારવો. **અ** એ તે જ ચિત્ર પ્રમાણે બાજુએ સરકીને તે ઘાવ અટકાવવો. આ વખતે બચાવ માટે બંને એકમેકને રોકતા રહે છે. **અ** એ ડાબો પગ **બ** ના જમણા પગના ગોઠણને લગાડીને તેના વડે **બ** ના પગને ધકેલવો પછી **બ** એ પોતાનો જમણો પગ ઉપાડીને, અને ડાબા પગ ઉપર જમણી બાજુએ ફરી જઇને, ચિત્ર નં. ૧૦ પ્રમાણે ઊભા રહેવું. પછી **બ** એ જમણો પગ પાછળ રાખીને, ડાબો પગ ચિત્ર નં. ૧૧ પ્રમાણે ઉપાડીને, **અ** ને 'ખોંચ' મારવાની તૈયારી કરવી.

## જમૈયો.



ચિત્ર સંખ્યા ૫૫૬–૫૬૬

## જમૈયો–(હાથકડી).

અ અને બ એ બંને જમૈયાથી રમવા માટે, રૂઆબભેર જરા ત્રાંસા એકમેકના તરફ તપીને, અને એક આંખ પ્રતિસ્પર્ધીના કાંડા ઉપર રોકીને, તથા બીજી આંખ સામાવાળાની આંખ સાથે મેળવીને ઊભા છે. બંનેના જમણા હાથમાં જમૈયા છે, અને બંનેએ પોતાના ડાબા હાથ વડે જમણા હાથને ટેકો આપેલો છે. બંનેએ પગ ૪૫ અંશના ખૂણા કરીને રાખેલા છે. (ચિત્ર નં. ૧)

ચિત્ર નં. ૨ માં હોશિયારની સ્થિતિ બતાવેલી છે. બંનેએ ડાબા પગ આગળ રાખીને વાળેલા છે, અને જમણા પગ પાછળ અક્કડ રાખેલા છે. તેમના હાથમાં જમૈયા ઘાવ મારવા માટે તૈયાર રાખેલા છે, અને બંનેની નજર કાંડાં તરફ રોકાયલી છે.

*અ એ ઘાવ મારવા સારુ હાથ ઉપાડેલો હોઇને, જમણો પગ આગળ મૂકેલો છે,* અને બ એ પણ પોતાનો બચાવ કરવા સારુ હાથ ઉપાડેલો છે (ચિત્ર નં. ૩).

અ એ કરેલો 'બાહેરા'નો ઘાવ બ એ પોતાના જમૈયાવાળા જમણા હાથ વડે અ ના કાંડાને પોતાનું કાંડું બરાબર જોડી દઇને રોકેલો છે (ચિત્ર નં. ૪).

એ રીતે અ ના ઘાવને રોકીને બ એ ડાબા હાથ વડે અ ના જમણા હાથનું કાંડું ચિત્ર નં. ૫ પ્રમાણે પકડેલું છે.

બ, અ નો હાથ એ રીતે પકડેલો રાખીને, સરકી જઇને, જમણો પગ આગળ નાખીને, ચિત્ર નં. ૬ પ્રમાણે 'ડૂબ' લે છે.

અ નો જમૈયાવાળો જમણો હાથ પૂરેપૂરો કાબૂમાં લઇને, તેને આંચકો દઇને, બ એ તે હાથ નીચે ખેંચેલો છે. બ એ રીતે અ ના હાથને સજ્જડ પકડી રાખીને, અને તેની પીઠ પાછળ જઇને, તેનો તે હાથ વધારે દાબીને, ચિત્ર નં. ૭ પ્રમાણે તેને નિરુપયોગી કરે છે.

બ આપણા ઉપર ઘાવ કરવાનો છે, એવું જોઇને, લાગલો જ અ તે જ પવિત્રા રાખીને, કમર-ફેરવીને, બ નો ઘાવ ઝીલવા માટે ચિત્ર નં. ૮ પ્રમાણે તૈયાર થયો છે.

બ એ કરેલો ઘાવ અ એ પોતાના ડાબા હાથ વડે ચિત્ર નં. ૯ પ્રમાણે કાંડાંમાં રોકેલો છે.

બ હાથમાંનો જમૈયો નાખી દઇને અ નો હાથ નીચે દાબે છે. એટલે બ ના હાથમાં અ નું કાંડું ચિત્ર નં. ૧૦ પ્રમાણે સપડાય છે. બ એ પછી અ નો હાથ ફેરવીને, અ ના ડાબા હાથની કોણીમાં તેના જ જમણા હાથનું કાંડું રાખીને, હાથકડી કરેલી છે.

પ્રથમથી જ સંપૂર્ણ નિર્બળ થઇ ગયેલા અ ને બ એ પછી વધારે દાબીને ચિત્ર નં. ૧૧ પ્રમાણે '**કમરબંધ**' બાંધ્યો છે.



ચિત્ર સંખ્યા ૫૬૭–૫૭૨

## જમૈયો-(લકેકજ).

ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું. પછી ડાબા પગ આગળ મૂકીને ધાવ મારવાની તૈયારીની સ્થિતિમાં ચિત્ર નં. ૨ પ્રમાણે ઊભા રહેવું. પછી અ એ જમણો પગ ચિત્ર નં. ૩ પ્રમાણે ઘાવ મારવા સારુ આગળ મૂકવો, અને હાથ ઊંચે લેવો.

અ એ બ ના ઉપર 'શિર'નો ધાવ માર્યો, તે બ એ ઉપરને ઉપર જ ડાબા હાથ વડે ચિત્ર નં. ૪ પ્રમાણે રોકેલો છે. તે માટે બ એ પોતાનો જમણો પગ અ ના પંજા ઉપર દાબ દેવા માટે ચાલાકીથી આગળ મૂકેલો છે.

બ એ ડાબો પગ પાછળ લંબાવીને, અને ડાબા હાથ વડે ચાલાકીથી નજીક જઇને, અ નો જમણો હાથ ઊલટો પાછળ લીધો છે, અને ચિત્ર નં. ૫ પ્રમાણે 'લકેકજ બંધ' બાંધેલો છે.

*બ એ તેવો જ હાથને પાછળ દાબીને, અને અ ની છાતી ઉપર* ગોઠણ દાબીને, વીરાસન કરીને, અ ને ચિત્ર નં. ૬ પ્રમાણે હાથબંધ કરેલો છે.

## લાઠી બંધેશ.



ચિત્ર સંખ્યા ૫૭૩–૫૭૭

## લાઠી (દેવપરણ બંધ).

ચિત્ર નં. ૧ પ્રમાણે લાઠી રમનારા અ ને બ બંને સામસામે હોશિયારની સ્થિતિમાં, પોતાની સામ આવેલા પ્રતિસ્પર્ધીના શરીરનો કયો ભાગ ઉઘાડો છે, અને કયો ઘાવ કરવાથી તે વધારે ઘાયલ થશે તે જોતા, ઊભા છે. બંનેની એક એક આંખ એકમેકની આંખ ઉપર ચોંટેલી છે, અને બીજી આંખ એકમેકના કાંડા ઉપર ચોંટેલી છે. બંને ઘાવ મારવાની અગર પોતાના ઉપર ઘાવ આવે તો તેને રોકવાની પૂર્ણ તૈયારીમાં પવિત્રા ઉપર ઊભા છે.

બંને વચ્ચેનું અંતર સામાવાળાનો ઘાવ શરીરને પહોંચી શકે તેટલું છે, અને બંનેના પોતપોતાના પગ વચ્ચેનું અંતર ત્રણ ફૂટ છે. બંનેએ પોતાનો આગલો પગ વાળેલો છે, અને પાછલો પગ ગોઠણમાંથી અક્કડ રાખેલો છે.

ચિત્ર નં. ૨ પ્રમાણે બ એ અ કમર ઉપર 'કમર'નો ઘાવ મારેલો છે, અને અ એ તે ઘાવ પોતાની લાઠી ડાબી બાજુની કમર ઉપર આણીને રોક્યો છે, તથા શરીરની સમાંતર રાખીને શરીરનો બધો ભાગ એ લાઠીની મદદથી રક્ષ્યો છે.

ચિત્ર નં. ૩ પ્રમાણે જે જગાએ એકમેકની લાઠી ભટકાયેલી છે, તે જગાએ અ એ પોતાના ડાબા હાથ વડે બંને લાઠી પકડીને, અને પોતાનો જમણો પગ આગળ નાખીને, તથા ડાબો પગ પાછળ લઇને (એટલે સરકીને), બ ના જમણા પડખામાં બંને લાઠીના કુંદાવડે 'કુખ-અણી' મારેલી છે.

નં. ૪ ના ચિત્રમાં અ એ બંને લાઠીઓ બ ના બંને હાથમાં ખોસેલી છે, અને એની રીતે અ એ બ ના બંને હાથનાં આંગળાં તથા કાંડાં બંને લાઠીઓ વડે સપડાવીને દાબેલાં છે.

નં. ૫ ના ચિત્રમાં અ એ લાઠીની વચ્ચે સપડાયલાં બ નાં આંગળાં વધારે જોરથી દાબ્યાં છે, અને બંને લાઠીઓ માથા ઉપરથી નીચે ખેંચીને, તથા બ ની પીઠ પાછળ જઇને, લાઠીની વચ્ચે બંધાયલા તેના હાથ તેના માથા ઉપરથી પાછલી બાજુએ લઇને દાબેલા છે. આ રીતે અ એ બ ને 'દેવપરણ બંધ' બાંધેલો છે.

## લાઠી (શાહજોર ચાપડો).

ચિત્ર નં. ૧ પ્રમાણે હોશિયારની સ્થિતિમાં ઊભા રહેવું. નં. ૨ ના ચિત્રમાં બ એ અ ના માથા ઉપર ઘાવ કરેલો છે, અને અ એ તે ઘાવ પોતાની લાઠી આડી ધરીને રોકેલો છે. નં. ૩ ના ચિત્રમાં અ એ પોતાની લાઠી વડે બ ની લાઠીની ‘ટાળ’ કરીને જમીન ઉપર દાબેલી છે. નં. ૪ ના ચિત્રમાં અ એ પોતાની લાઠીનો કુંદો બ ના બંને હાથની વચમાંથી આગળ લીધો છે, તેથી બંને લાઠી વડે બ નાં આંગળાં તથા કાંડાં સપડાયાં છે. અ એ તે જ વખતે પોતાના ડાબા પગથી બ નો પંજો પણ દાબ્યો છે.

નં. ૫ ના ચિત્રમાં અ એ રીતે બંને લાઠી વચ્ચે સપડાયલા બ ના હાથને ફેરવવાની શરૂઆત કરે છે. નં. ૬ ના ચિત્રમાં અ એ બ ના હાથ બંને લાઠીઓના ચીમટામાં પકડીને બ ને સંપૂર્ણપણે ફેરવ્યો છે અને બ ના બંને હાથનાં આંગળાં તથા કાંડાં તેના માથા ઉપરથી પાછલી બાજુએ લાઠીની પકડમાં દાબેલાં છે.

આ બંધને ‘શાહજોર ચાપડો’ કહે છે.

શ્રી.

# બોથાટી.



## ઉપોદ્ઘાત.

❀

**બોથાટીનો** ખેલ મુસલમાનો આવ્યા પછીથી શરૂ થયો, પણ તેનો પ્રચાર મરેઠી રાજ્યના સમયે વિશેષ થયો. મરેઠી સામ્રાજ્યના શૌર્યની પરાકાષ્ઠા કરીને મરેઠાઓનું તેજ અહમદશાહ અબ્દલ્લીની પઠાણી સેનાને સારી રીતે બતાવી આપ્યું હતું. મલ્હારરાવ હોલ્કરના

ભાનાઇત સવારો પ્રસિદ્ધ હના ઘોડેસ્વારો પાસે તનવાર વગેરે બીજા હથિયારો રહેતા, તો પણ ભાલુ એ તેનુ મુખ્ય હથિયાર હતુ ઘોડા ઉપર બેસીને લશ્કરમા કામ કરનારને **શિલેદાર** કહેતા ભાનુ એ તેનુ મુખ્ય હથિયાર હોઇને તે સારી રીતે કેમ વાપરવુ તે બદલનુ એક શાસ્ત્ર જ તે વખતે નિર્માણ થયુ હતુ કોઈ પણ હથિયાર સારી રીતે ચનાવવા માટે તે હથિયારને વાપરવાની હમેશની ટેવ (અભ્યાસ) રાખવાની જરૂર રહે છે પરન્તુ એવા રોજના અભ્યાસ વખતે મહાવરો કર નારને તે હથિયારથી ઇજા ન થાય તે માટે કાળજી રાખવી જોઇએ ભાલો મારવાનો અને ભાનાનો માર ચૂકવવાનો સારી રીતે અભ્યાસ થાય, તેટના માટે રોજના મહાવરા સારુ ભાનાના વાસને લોખડી અણીદાર ફળુ ન લગાડતા તેને છેડે કપડા વીંટી તેનો દડો બના વતા આવા ભાનાની અણી બૂઠી હોવાથી તેને **બોથાટી** કહેતા આવી બોથાટીઓ લઇને ભાનાનુ દદ શીખવવામા આવતુ આ બોથા ટીનો ખેન મરેઠી સવારોમા બહુ જ પસદગી પામ્યો હતો પ્રત્યક્ષ લડાઈ સિવાય જ્યા જ્યા ઘોડેસવારોની છાવણી પડે, ત્યા ત્યા રોજ આ ખેલ ચાનુ રહેતો એ ખેન ખાની દેખાવનો નથી, પણ દદનો છે તે એક ઉત્તમ મરદાની ખેલ છે

એ ખેનથી સવારને ભાલુ પકડવાની તેમ જ વાપરવાની સારી ટેવ પડે છે ઉપરાત ઘોડા ઉપર બેસવાનો ઉત્તમ મહાવરો થાય છે, અને ઘોડા પણ તેમા સારો તૈયાર થાય છે સવારનુ મૂલ્ય ઘણુ પુષ્કળ અશે ઘોડાના સારા નરસાપણા ઉપર અવનબે છે એ ખેન મરેઠી તરેહનો છે તેને માટે ઘોડેસવારમા અને ઘોડામા ઘણી ચપળતા જોઇએ થોડી જગામા ઘોડાને મરજી અનુસાર વળાણો આપીને તેમા નામ લેવાન હોય છે માત્ર જાઘના ઇશારાથી ઘોડો પનટવો જોઇએ કેમ કે તો જ સવાર પોતાનો બચાવ કરીને શત્રુ ઉપર માર કરી શકે આ ખેન માટે ઘોડો અને સવાર બને ચપળ જોઇએ

ખેન ઠર્યો એટલે તેના નિયમ ઠગવવા જ પડે ખરી લડાઇના પ્રસગે એવા નિયમોનુ કઇ પાનન થતુ નથી, એ તો સૌ જાણે છે

આ ખેન બરાબર ખેની શકાય, તે માટે ભાલુ (બોથાટી) બરાબર ફેરવવાનો મહાવરો થવાની જરૂર છે અને તેટના જ માટે જમીન ઉપર ઊભા રહીને પ્રથમ ભાનાને જુદી જુદી રીતે ફેરવવાનો અભ્યાસ કરવામા આવતો ત માટેના તેના કેટના હાથ પણ ઠગવવામા આવ્યા છે એ હાથ જમીન ઉપર ઊભા રહીન શીખવા, એ વિશેષ સગવડ ભર્યું છે **સલામી, બધ, વેલ, બેવડી વેલ,** એવા એ ખેનના કેટનાક હાથ છે તે હાથ શીખવાથી શીખ નારના હાથમા શક્તિ આવે છે અને ઉત્તમ પ્રકારનુ વળણ આવે છે આ રીતના હાથ પુષ્કળ વખત સુધી કરવાનો મહાવરો રાખવાની જરૂર છે

આટાપાટા, ખોખો, વગેરે મહારાષ્ટ્રીય ખેલ છે તેમા ચાનાકીની શરીરને મરડી પડે તેમ વાળી શકવાની, તથા શ્વાસને લ બાવી શક વાની જરૂર પડે છે તે જ ગુણોની આ બોથા ટીના ખેનમા જરૂર પડે કે બને પક્ષના સવાર એકમેકમા ભળી જઇને તેની લડાઇ શરૂ થઇ કે આ ખેનમા મેળવેના ગૈશ્ય બનો સારો ઉપયોગ થાય છે આ કળા મરેઠી રાજ્ય વખતે ઘણે જ ઊંચે દરજ્જે પહોચી હતી પરન્તુ મરેઠી રાજ્ય ગયા પછી તેના ઘોડેસ્વારોય ગયા અને તે ઘોડાય ગયા એટને આ ખેન નામશેષ થયો

જુદાં જુદાં મરેઠી સંસ્થાનોમાં સેનાનું શિક્ષણ નવીન યુરોપિયન રીતનું થવા માંડયું, એટલે અહીંના જૂના ખેલોનું ઉચ્ચાટન થયું જૂનું તે બધું ખરાબ, એમ ગણીને બોથાટી જેવો મરદાની ખેલ આપણે ગુમાવ્યો. હવે તો બોથાટી એટલે શું તેની જ ગમ નથી. હાલમાં અખાડાઓમાં બનેટી જુદા જુદા પ્રકારે ફેરવવામાં આવે છે, તેને જ ઘણા તો બોથાટીના ખેલ માને છે. ચાલીશ વર્ષ પહેલાં બોથાટીના ખેલ વડોદરામાં શિલેદાર મંડળીમાં બહુ થતા. પણ તે વર્ગ જ હવે તો નહીં જેવો થઇ ગયો, એટલે આ ખેલ પણ નહીં જેવો જ રહ્યો. આપણા સુભાગ્યે આ ખેલની માહિતી ધરાવનારા ચાર પાંચ વૃદ્ધ માણસો હજી પણ ગ્વાલિયરમાં છે. તેમના પાસેથી મને આ ખેલનાં ફોટો તથા માહિતી વ્યાયામજ્ઞાનકોશ સાર વડોદરાના સરદાર મુજુમદારને મેળવી આપવાનું બની શક્યું. એ લોકોની મદદથી હું આ ખેલની માહિતી જનતાસમક્ષ ટૂંકામાં પણ આપી શક્યો છું. આ ખેલનું પુનરુજ્જીવન કરનારને આ માહિતીનો પુષ્કળ ઉપયોગ થશે એવી મને ઉમેદ છે. આ કામમાં ફોટો લેવામાં તથા માહિતી લખવામાં ગ્વાલિયરના બૉડીગાર્ડ, અહમદ મીરખાંની પણ ઘણી સારી મદદ થઇ છે. તેજ પ્રમાણે કેપ્ટન રામરાવ કાળકે, આનંદરાવ નિકમ, બાપુખાં વીરખાં, ગંગારામ માંડકર, કેપ્ટન આબાજીરાવ થોરાત અને ત્રિંબકરાવ સદાશિવરાવ સાવરકર પાસેથી પણ મને બહુ મદદ મળી છે. તે માટે તે બધાનો પણ હું આભારી છું.

બોથાટી સાડાનવ ફૂટ લાંબી જોઇએ. ભાલાની લંબાઇ દસ ફૂટ હોય છે, પણ ઊંચે મારવાનું ભાલું નવ હાથ (સાડાતેર ફૂટ) લાંબું હોય છે. બોથાટી ખેલતાં કમરની ઉપરના અંગ ઉપર ભાલાના હાથ કરવાના હોય છે. ઘોડાના અંગ ઉપર બોથાટીથી માર મારવાનો નથી, કેમ કે તેમ કરવાથી ઘોડો બગડે છે. બોથાટીનો છેડો (દડો) રંગમાં બોળીને ખેલ કરવો, એટલે ઘાવ વાગવાની નિશાની સવારના અંગ ઉપર થાય, અને ઘાવ બરાબર લાગ્યો કે નહીં તે બદલ તકરાર કરવાનું કારણુ જ રહે નહીં. બેવડા ચક્કર ઉપર ઘોડાને ફેરવીને આ ખેલ રમે છે.

આ ખેલ માટે ઘોડાઓ ફરી શકે તેવું સપાટ મેદાન જોઇએ. તેના પર પછી પાણી છાંટીને ખેલવું, એટલે ધૂળ ઊડે નહીં. હાલમાં જુદાં જુદાં દેશી સંસ્થાનોમાં લશ્કરી ખેલ રમાય છે, તેમાં આનો સમાવેશ થાય તો આનું પુનરુજ્જીવન થાય.

**બોથાટી**:—તેની લંબાઇ સાડાનવ ફૂટની હોય. તે પૈકી તેના પાછલા છેડાથી સાડા ત્રણ ફૂટનું અંતર છોડી દઇને, તે જગાએ બોથાટી પકડવી, એટલે પકડેલી મૂઠીથી સાડા ત્રણ ફૂટનું અંતર પાછળ અને છ ફૂટનું અંતર આગળ રહેશે. એ રીતે પકડવાથી ખેલતી વખતે ઘાવ કરવાનું સુગમ પડે છે. જૂના વખતમાં લડાઇ વખતે તલવાર કે ભાલાના ઘાવથી શરીરનું રક્ષણ થવા શિલેદાર લોકો પોતાના અંગ ઉપર પોલાદી સાંકળીનું ચિલખત પહેરતા, અને પીઠ ઉપર મોટી ઢાલ બાંધતા. અને તે જ પ્રમાણે માથા ઉપર પોલાદી શિરસ્ત્રાણ તથા કાંડાને ઘાવ લાગે નહીં તે માટે હાથમાં પોલાદી પતરાનું આચ્છાદન (દસ્તાન) પણ ઘાલતા. એ ઉપરાંત કમરના પટ્ટામાં કે શેલામાં જમૈયો, કટાર, તમંચો વગેરે હથિયારો ખોસીને રાખતા હતા. ચિત્ર નં. ૫૮૪ તથા ૫૮૫ જોવાથી તે વખતના સવારોનો પોશાક લડાઇમાં જતી વખતે કેવો હતો તેની સારી કલ્પના આવશે.

આ રીતનો પોશાક પહેરીને તે વખતના શરવીરો હાથમા બાના લઈને ઘોડા ઉપર બેસતા. ઘોડા ઉપર બેઠા પછી ઘોડેસવારોની દગદબો કેવો જણાતો, તેની કલ્પના ચિત્ર નં. ૫૮૬ ઉપરથી આવશે બાનાને અણીદાર



ચિત્ર સંખ્યા ૫૮૫



ચિત્ર સંખ્યા ૫૮૪

લોખંડી છેડો હોય છે, તેને બદલે તે છેડાને ચીંથરા બાંધીને કાપડી ગઠ્ઠો (દડો) કરે છે, તેને લીધે બોથાટીનો ઘાવ સામાવાળા ઉપર જોરથી વાગે, તો પણ તેને ઇજા થતી નથી. એ દડાને નીચેને ભાગે - ગીન કપડાની બે પટીઓ ગાળા



ચિત્ર સંખ્યા ૫૮૬

સારુ બાંધીને લટકતી નાખે છે. એવી બોથાટીની કલ્પના ચિત્ર નં. ૫૮૬ ઉપરથી આ ખેલની શરૂઆતમાં ચિત્ર નં ૫૮૭ પ્રમાણે બોથાટીઓ પકડીને ખેલના મેદાન ઉપર આવવું.



ચિત્ર સંખ્યા ૫૮૭



ચિત્ર સંખ્યા ૫૮૮

સલામી:—ખેલ શરૂ કરવા અગાઉ રમનાર સવારો ચક્કરના મધ્યભાગે ચિત્ર નં. ૫૮૮ પ્રમાણે બોથાટીઓ જમીન ઉપર રાખીને સલામી લે છે, અગર ચિત્ર નં. ૫૮૯ પ્રમાણે બોથાટીના છેડાઓને છેડા મેળવીને સલામી લે છે, અગર ચિત્ર નં. ૫૯૦ પ્રમાણે બોથાટીઓ ઊંચે



ચિત્ર સંખ્યા ૫૮૯



ચિત્ર સંખ્યા ૫૮૮

**સલામી:**—ખેલ શરૂ કરવા અગાઉ રમનારા સવારો ચક્કરના મધ્યભાગે ચિત્ર નં. ૫૮૮ પ્રમાણે બોથાટીઓ જમીન ઉપર રાખીને સલામી લે છે, અગર ચિત્ર નં. ૫૮૯ પ્રમાણે બોથાટીના છેડાઓને છેડા મેળવીને સલામી લે છે, અગર ચિત્ર નં. ૫૯૦ પ્રમાણે બોથાટીઓ ઊંચે



ચિત્ર સંખ્યા ૫૮૯



ચિત્ર સંખ્યા ૫૯૦

ધરી રાખીને સલામી લે છે. એ રીતે કોઇ પણ એક રીતે સલામી લીધા પછી ખેલની શરૂઆત થાય છે. સલામી લેવાનો હેતુ હવે પછી રમવાનો ખેલ માત્ર ખેલાડીવૃત્તિથી જ ખેલવાનો છે એવું જણાવવાનો હોય છે.

પછી બેવડા ચક્કરની આકૃતિ ચિત્ર નં. ૫૯૧ માં બતાવેલી છે. તેના ઉપર એકડો અને બગડો છે તે જગાએ ઊલટસૂલટ મોઢાં કરીને રમનારાઓએ ઊભા રહેવું. પછી ઘોડાઓને એ બેવડા ચક્કર ઉપર ફેરવવાની શરૂઆત કરવી. બંને સવારોની ભેટ અ ઠ્યાને સામેસામે થશે. અગર એ પૈકી જેનો ઘોડો વધારે ચાલાક હશે, તે સવાર અ ઉપર થઇને બીજા સવારની પહેલાં




ચિત્ર સંખ્યા ૫૯૧



ચિત્ર સંખ્યા ૫૯૨

બીજા ચક્કર ઉપર જઈને તેની પાછળ પડશે. એ રીતે પાછળ પડનાર સવાર આગલા સવારની નજીક આવ્યો કે તે ચિત્ર નં. ૫૯૨ પ્રમાણે બોથાટી ધરીને ચિત્ર નં. ૫૯૩ પ્રમાણે આગલા સવાર ઉપર બોથાટી મારવા સારુ હાથ ઊંચો કરે છે. આગલો સવાર તેજ ચિત્ર પ્રમાણે પોતાની બોથાટીને પાછળ લઈને માર મારનારની બોથાટીને બાજુએ ખસેડે છે. એજ



ચિત્ર સંખ્યા ૫૯૩



ચિત્ર સંખ્યા ૫૯૪

ક્રિયા ચિત્ર નં. ૫૯૪ મા વધારે સારી રીતે બતાવી છે. એ રીતે આગલો સવાર ઘાવમાંથી બચીને ચિત્ર નં. ૫૯૫ પ્રમાણે તે વધારે પાછળ વળે છે, અને પાછના સવારની છાતી ઉપર પોતાની ભોથાટી મારે છે. એ વખતે એ ઘાવ ચૂકવવા માટે પાછના સવારે તે જ રીતે પોતાની



ચિત્ર સંખ્યા ૫૯૫



ચિત્ર સંખ્યા ૫૯૬

બોથાટી વડે પ્રયત્ન કરવાનો હોય છે. ચિત્ર નં. ૫૯૬ માં એ પાછના સવારે પોતાનો બચાવ કરેલો બનાવ્યો છે. એ રીતે ખેન થયા પછી બંને રમનારે ચિત્ર નં. ૫૯૭ પ્રમાણે સનામી લેવી.



ચિત્ર સંખ્યા ૫૯૭



ચિત્ર સંખ્યા ૫૯૮

પછી ફરીથી એની શરૂઆત કરતા ચિત્ર નં ૫૯૮ પ્રમાણે જમણી બાજુનો સવાર પતરે છે, એવું જણાતા જ ડાબી બાજુના સવારે તેની પાસળી ઉપર ઓથાણીનો વાર મારવો તે વારમાંથી બચીને પલટનારે (જમણી બાજુના સવારે) ઘાવ મારનાર (ડાબી બાજુના સવાર) ઉપર ચિત્ર નં. ૫૯૯ પ્રમાણે ઊલટો ઘાવ કરવો પછી રમનારાઓએ ચિત્ર



ચિત્ર સંખ્યા ૫૯૯



ચિત્ર સંખ્યા ૬૦૦

નં. ૬૦૦ પ્રમાણે પુનઃ સલામી લેવી. ચિત્ર નં. ૬૦૧ માં પાઘડીવાળો સવાર ઘાવ મારે છે, અને ફેંટાવાળો સવાર બચાવ કરે છે એમ સમજવું.



ચિત્ર સંખ્યા ૬૦૧



ચિત્ર સંખ્યા ૬૦૨

આ ખેલમાં ત્રણ સવાર સામેલ થાય, તો તે ત્રણે જણ વર્તુળના મધ્યભાગે ભોથાટીઓને નીચે જમીન ઉપર ચિત્ર નં. ૫૯૮ પ્રમાણે મૂકીને ગોળ ફરીને સલામી લે છે. પછી એ ભોથાટીઓને જમીન ઉપર તેવી જ ટેકવેલી રહેવા દઇને એ સવારો ચિત્ર નં. ૬૦૨ પ્રમાણે ઘોડાઓ પલટાવવાની તૈયારીમાં ઊભા રહે છે. એ રીતે ઘોડાને પલટાવતાં ભોથાટીનો હાથ ચિત્ર નં. ૬૦૩ પ્રમાણે ઊંચો કરીને માથું તેની નીચેથી પેલી તરફ લેવું, અને ઘોડાને પાછલા ભાગેથી ભોથાટીની નીચે થઇને ફેરવવા.



ચિત્ર સંખ્યા ૬૦૩



ચિત્ર સખ્યા ૬૦૪

ચિત્ર નં ૬૦૩ પછીની સ્થિતિ ચિત્ર ન. ૬૦૪ મા બતાવેની છે આ રીતે પનગાયા પછી એનની શરૂઆત કરવી. પનટવાની ક્રિયાની બરાબર કલ્પના આવે તે સારુ સુદામ ચિત્ર ન ૬૦૫ આપેલુ છે રમતી વખતે તેમજ લડાઇના વખતે પનટતા આવડે, એ બચાવ તથા માર બને દૃષ્ટિથી બહુ જરૂરનુ છે તેટલા માટે ઘોડાને પનટવાનો મુદ્દામ મહાવરો કરવો



ચિત્ર સખ્યા ૬૦૫



ચિત્ર સંખ્યા ૬૦૬

**દાંડો મારવો:**—બોથાટીના ખેલમાં સામાવાળાએ કરેલા ઘાવનો બચાવ આપણી બોથાટીથી તેની બોથાટીને બાજુએ ધકેલીને કરવાનો હોય છે. પરંતુ એવી રીતે બોથાટીને ધકેલવા છતાં, કેટલીક વેળા આપણી બોથાટી ફેરવીને તથા ચિત્ર નં. ૬૦૬ પ્રમાણે બગલમાં રાખીને, બોથાટીના ઊલટ બાજુના દાંડાથી તેની બોથાટી ઉપર જોરથી આઘાત કરવામાં આવે, તો તેની બોથાટી વખતે ભાંગી જ જશે, અગર તેના હાથમાંથી પડી જશે, અગર નિદાન તે બોથાટીને જોરથી બાજુએ ખસેડીને સામાવાળા પર ઘાવ તો જરૂર કરી શકાશે. ચિત્રમાં બતાવ્યા પ્રમાણે બોથાટી બગલમાં ધરેલી હોવાથી તેને આખા શરીરનું જોર મળે છે, અને સામાવાળા ઉપર તેનો આઘાત કરી શકાય છે. આ રીતે ઊલટી બાજુથી જોરનો આઘાત કરવો તેને **દાંડો મારવો** કહે છે.

**સળક મારવી:**—બોથાટીના ખેલમાં 'ખોંચ' મારતી વખતે સામાવાળો દૂર હોવાથી આપણી બોથાટી તેના સુધી પહોંચતી નથી. એવે વખતે 'ખોંચ' મારવાના અવસાનમાં જ બોથાટી ઉપરની આપણી મૂઠ જરા ઢીલી કરીને, અને જરૂર પ્રમાણે બોથાટીને એક હાથ જેટલી આપણી મૂઠીમાંથી આગળ સરકવા દઈને, ઘાવ કરવો, અને બોથાટીને ફરી મૂળની જગાએ પરત ખેંચી લેવી. આ રીતે જરૂર પ્રમાણે બોથાટીને આગળ સરકાવીને પરત લેવાની ક્રિયાને **સળક મારવી** કહે છે.

**ભાલો ખેંચી કાઢવો:**—બોથાટીના ખેલમાં બોથાટીની અણી બૂઠી હોવાથી, તેનો કરેલો ઘાવ સામાવાળાના શરીરમાં ઘૂસતો નથી, પરંતુ પ્રત્યક્ષ લડાઇમાં ભાલાને જોરથી માર્યું હોય તે વખતે તે શત્રુના શરીરમાં ઊંડું પેસીને અંદર ભરાઇ રહે, તેવા પણ પ્રસંગ આવે છે. તે વખતે ભાલું એકલા હાથ વડે ખેંચી કાઢવું શકય નથી. તેથી એ વિષેની પણ માહિતી



ચિત્ર સખ્યા ૬૦૭

હોવાની જરૂર રહે છે. ચિત્ર નં. ૬૦૭ પ્રમાણે સામાવાળા ઉપર ભાલુ માર્યું, અને તે પગત નીકળતું ન હોય, તો ઘોડાને ફેરવીને આપણે તે ભાલુ ચિત્ર નં. ૬૦૮ પ્રમાણે બગનમા પકડવુ, અને પછી ઘોડાને આગળ ચલાવવો, એટલે ઘોડાના જોરથી જ ભાલુ બહાર નીકળશે



ચિત્ર સંખ્યા ૬૦૯



ચિત્ર સંખ્યા ૬૦૯

**સવારની અને પાયદળની લઢંત:**—આ ખેલના કૌશલ્યના પ્રકાર તરીકે પાયદળ સિપાઇ ઉપર એક સવાર કે બે સવાર કે ત્રણ સવાર એકદમ હલ્લો કરે, તો પાયદળ સિપાઇએ પોતાનો બચાવ કેવી રીતે કરવો, તે ચિત્ર નં. ૬૦૯ થી ૬૧૨ માં બતાવ્યું છે. ચિત્ર નં. ૬૦૯ માં રમનારાઓ સલામી લે છે. ચિત્ર નં. ૬૧૦ માં પાયદળ સિપાઇ ચોયાટી ઉપર તલવારનો



ચિત્ર સંખ્યા ૬૧૦



ચિત્ર સખ્યા ૬૧૧

ઘાવ કરીને પોતાનો બચાવ કરે છે ચિત્ર ન ૬૧૧ મા એકદમ બે સવારો હલ્લો કરે, તો એકની બોથાટી ગરદનમા ધરીને, અને બીજાની બોથાટી ઉપર તલવારનો ઘાવ કરીને, બચાવ કેવી રીતે કરવો તે બતાવેલુ છે ચિત્ર ન ૬૧૨ મા ત્રણ સવારોએ એકદમ હલ્લો કરેલો છે, તે વખતે એકની બોથાટી ગરદનમા, બીજાની ડાબા હાથમા અને ત્રીજાની ઉપર તલવારનો ઘાવ કરીને બચાવ કર્યાનુ બતાવેલુ છે



ચિત્ર સખ્યા ૬૧૨

**ચિત્ર પરિચય:**—ઓથાટીનો ખેલ જાતે ખેલનાર સવારોનો અને ઓથાટીની માહિતી આપનાર ખેલાડીઓનો ફોટો (ચિત્ર નં. ૬૧૩ માં) આપેલો છે, તેમાં—



ચિત્ર સંખ્યા ૬૧૩

**ઘોડા ઉપર બેઠેલા:**—ડાબી તરફથી જમણી તરફ (૧) કેપ્ટન રામરાવ ફાળકે, (૨) રા. આનંદરાવ નિકમ, (૩) બાપુખાં પીરખાં, (૪) અહમદ મીરખાં અને (૫) ગંગારામ માંડકર એ ગૃહસ્થો છે. તથા

**જમીન ઉપર ઊભા રહેલા:**—(૧) કેપ્ટન આનાજીરાવ થોરાત, (૨) રા. ત્ર્યંબકરાવ સદાશિવરાવ સાવરકર અને (૩) શ્રી. સરદાર અન્નાસાહેબ આપટે એ ગૃહસ્થો છે.

શ્રી.

# ગોફણ.

❀

ગોફણ એ જૂના વખતનું એક પ્રકારનું હથિયાર જ છે. હાથથી પથરો ફેંકીને મારવા કરતાં ગોફણથી તે વધારે લાંબે અને વધારે જોરથી ફેંકી શકાય છે. હાલમાં તેનો હથિયાર તરીકે બિલકુલ ઉપયોગ થતો નથી. પણ વ્યાયામના અને હસ્તકૌશલ્યના એક પ્રકાર તરીકે આ સાધનનો ઉપયોગ કરવા જેવું છે. જુદી જુદી જગાએ મરદાની ખેલોની હરીફાઇઓ થાય છે, તે વખતે મરદાની ખેલ તરીકે આનો પણ તેમાં સમાવેશ કરી શકાય.

પહેલાંના વખતમાં રામોશી લોકો દરોડો ધાલતાં ગોફણોનો ઉપયોગ કરતા. સારો મહાવરો હોય તો ગોફણથી માણસને દૂરથી પણ જખમી કરી શકાય. મર્મસ્થાનમાં પથ્થર લાગે તો મનુષ્યનો પ્રાણ પણ તે લઇ લે. આવા ગોફણના મારાથી દરોડો ધાલનારા લોકો ગામના લોકોને બહાર નીકળવાનું પણ જોખમ ભર્યું કરી મૂકતા. અને એકાદ ઘર લૂંટીને નીકળી જતા. છેક હમણાંના વખતમાં પણ **નાના મિસાળ** કરીને એક ભગવાડ જાતિનો પ્રસિદ્ધ દરોડાખોર હતો. બુધગાંવ સંસ્થાનના (મિરજ—નાની પાટી) ફૂટકોળ ગામમાં તેનો જન્મ સન ૧૮૭૦ માં થયેલો. તેનો બાપ વીઠુ સારો તાલીમબાજ હતો. નાનાને પણ નાનપણથીજ તાલીમનો શોખ લાગેલો હતો. પચીશ વર્ષનો થતાં સુધી તેને કુસ્તીનો અને શિકારનો શોખ હતો. તેનુ શરીર ઉત્તમ રીતે કસાયું હતું તેનું વજન ત્રણસો રતલ હતું. શિકારનો તેને વિશેષ નાદ હતો, અને શિકાર કરવામા તેનું મુખ્ય હથિયાર ગોફણ હતું. શિકારના નિમિત્તે ગોફણ ફેરવીને અચૂક નિશાન મારવાની કળા તેણે હસ્તગત કરી હતી. એક હાથમાં ગોફણ અને બીજા હાથમાં કુવાડો લઇને તે ફરતો. કમરે બાંધેલા ધોતીઆમાં થોડા પથરા રાખતો. ગમે તેવો સાવજ હોય, તેનો એ એક પથ્થરથી કપાળમોક્ષ કરતો. આ રીતે ગોફણ એ મરદાની વ્યાયામ છે, તેની બરાબર કલ્પના આવવા સારુ નાના મિસાળની ગોફણની કુશળતાની આટલી હકીકત અહીં આપી છે.


—: લેખક :—



રા. રા. લક્ષ્મણ નારાયણ સપ્રે,
સં. બાલપ્રભુ વ્યાયામશાળા, વડોદરા.


હાલમાં તે હથિયાર તરીકે વપરાતી નથી, છતાં દક્ષિણના ખેડૂત લોકો ખેતીના પાકનું રક્ષણ પક્ષીઓથી કરવા માટે આ ગોફણનો

ઉપયોગ હજી પણ કરે છે. ગોફણનો એક હરીફાઇમાં કરાવવો હોય, તો તેની દોરીની લંબાઇ તથા જાડાઇ, તેમજ ફેંકવાના પથ્થરનો પણ આકાર અને વજન બરાબર ઠરાવવાં પડે.

સાધારણ રીતે ગોફણની દોરી ૭ ફૂટ લાંબી હોય છે. તે દોરીના બે ભાગ, એક ત્રણ ફૂટનો અને બીજો ચાર ફૂટનો હોય, અને તે ભાગને એક ચામડાના ૯ ઇંચ લાંબા તથા ૪ ઇંચ પહોળા કકડા જોડે મજબૂત રીતે બાંધવા, એટલે ગોફણ તૈયાર થાય ચામડાનો એ કકડો લંબાઇમાં બંને તરફ સંકડાતો રાખવો, પણ મધ્ય ભાગે તે ૪ ઇંચ પહોળો જોઇએ. તેના બંને છેડાને કાણાં પાડીને તેમા એ દોરીનો

પછી એ ગાંઠમાં જમણા હાથની એ આંગળી ઘાલવી, અને જમણા હાથના આંગળાંથી દોરી સજ્જડ પકડવી. પછી ચામડાના કકડામાં પથ્થર મૂકીને, દોરીનો બીજો ભાગ પણ જમણા હાથમાં લઇને, બંને દોરી બરાબર સરખી સજ્જડ પકડવી. (ચિત્ર નં. ૬૧૪). એ રીતે હાથમાં પકડેલી દોરી સરખી લાંબી રાખીને હાથમાં લટકતી રાખી કે ચામડાના કકડામા મૂકેલો પથ્થર બરાબર રહેશે. બીજી દોરી વધારે લાંબી હોવાથી તેનો થોડો છેડો મૂઠી બહાર લટકતો રહેશે. પછી ગોફણને આપણા માથાની આસપાસ જમીનને સાધારણ રીતે સમાંતર રહે એવી રીતે ગોળ ફેરવવી.



ચિત્ર સંખ્યા ૬૧૪

અકેક ભાગ ઘાલીને મજબૂત ગાંઠ મારવી આ રીતે કર્યું એટલે ગોફણ તૈયાર થઇ. મધ્ય ભાગના એ ચામડાના કકડામાં પથ્થર મૂકીને પછી દોરીના બંને છેડા જમણા હાથમાં રાખીને ગોફણ ફેરવવાની હોય છે. દોરીના ટૂંકા ભાગના છેડામાં ટચલી આંગળી અંદર જઇ શકે એવી પોકળ ગાંઠ મારવી.

(ચિત્ર નં. ૬૧૫). ફરતાં એક વખત ગોફણના છેડા માથા ઉપર આવે, અને બીજી વખત ખભાની નીચે જાય, એવી રીતે તેને તિરકસ ફેરવવી. પછી ગોફણ ફેરવતાં ફેરવતાં બરાબર વેગ આવ્યો કે લાંબી દોરી એકદમ હાથમાંથી છોડવી (ચિત્ર નં. ૬૧૬), એટલે અંદરનો પથ્થર છૂટીને લાંબે જશે.



ચિત્ર સંખ્યા ૧૧૫



ચિત્ર સંખ્યા ૧૧૬

આ રીતે ગોફણને ફેરવીને એક છેડો છૂટો કરવાનો સારો મહાવરો થશે, કે પથ્થર લગભગ ધારેલી જગાએ જ જઈ શકશે. તેથી પથ્થર વધારે વાગે પણ નહિ, અને માર પણ વધારે કરી શકશે.

ગોફણ તૈયાર કરતાં ચામડાનો કકડો વચ્ચે ન નાખતાં, દોરી વણતી વખતે જ વચમાં પથ્થર રહી શકે તેટલી પહોળાઈ વણવામાં જ રાખીને, આખી ગોફણ તૈયાર કરવાનો પણ રિવાજ હોય છે. આવી ગોફણ તૈયાર કરવામાં કાંઈ વિશેષ ખર્ચ લાગતો નથી. એ મારતાં શીખવાથી હાથને ઉત્તમ વ્યાયામ મળે છે. વળી અચૂક નિશાન મારવાનો પ્રયત્ન કરવામાં દૃષ્ટિ પણ કેળવાય છે. આ ખેલમાં શક્તિ કરતાં કૌશલ્ય અને ચાલાકી વધારે જોઈએ.

# ચક્ર.



**પંજાબમાં** શીખ લોકોની ઘણી વસ્તી છે. તેમનો ધર્મ એ હિંદુ ધર્મનો જ એક પંથ છે. મુસલમાનોના હુમલા પંજાબ ઉપર પ્રથમ થયા. તેથી ત્યાંના લોકોને ધર્મની બાબતમાં બહુ ત્રાસ વેઠવો પડ્યો. એવે વખતે મુસલમાનોના આક્રમણનો પ્રતિકાર કરવા માટે ધર્મથી સંગ-



ચિત્ર સંખ્યા ૬૧૭

ઠિત થયેલા લડાયક સમાજની જરૂર હતી. તે જરૂર શીખ પંથે પૂરી પાડી. એ શીખોને સ્વધર્મસંરક્ષણ માટે અપ્રતિમ ત્રાસ વેઠવો પડ્યો. પણ આ લડાયક લોકોએ તે સહન કર્યો. તેના પરિણામે તેમનામાં શૌર્યવીર્યાદિ સદ્ગુણો વધ્યા, અને તેમણે પ્રસિદ્ધ રણજીતસિંગના વખતમાં પંજાબમાં એક મોટું રાજ્ય સ્થાપન કર્યું. એ પંથનાં સ્ત્રી-પુરુષો પોતાની પાસે હંમેશાં ધર્મનું એક અંગ ગણીને કિરપાણ (એક પ્રકારની છરી) નામનું એક હથિયાર સ્વસંરક્ષણ માટે નિરંતર રાખે છે. વળી તેમના માથા ઉપરના ફેંટામાં પણ ચક્ર નામનું એક વિશેષ પ્રકારનું હથિયાર તેઓ નિરંતર રાખે છે. એ હથિયાર પોલાદી પટ્ટીનું ગોળ આકારનું બનાવેલું હોય છે. તે પટ્ટી એક ઇંચ પહોળી અને અંદરની બાજુએ ઘઉં જેટલી જાડી હોય છે. એ ચક્રના બહારના ભાગમાં તીક્ષ્ણ ધાર હોય છે. તે ચક્રનો વ્યાસ આશરે દસ ઇંચ હોય છે. આ ચક્રને શીખ લોકો પોતાના ફેંટા ઉપર હંમેશાં આડું રાખે છે. આ સાથે આપેલા ચિત્ર ઉપરથી તેની કલ્પના બરાબર આવશે. ચિત્ર નં. ૬૧૭ માં કિરપાણ પટ્ટામાં કેવી રીતે રાખે છે તે જણાશે. એ જ ચિત્રમાં ચક્ર પણ હાથમાં પકડેલું બતાવ્યું છે.

એ ચક્ર અંગૂઠા પાસેની આંગળીમાં ઘાલીને સુદર્શન ચક્રની પેઠે ફેરવીને ફેંકીને મારવાનું હોય છે. અગર ચિત્ર નં. ૬૧૮ પ્રમાણે અંગૂઠા અને તેની પાસેની બે આંગળીમાં અંદરની બાજુએથી પકડીને શત્રુ ઉપર જોરથી ફેંકવામાં આવે છે. સારી રીતે ચક્ર ફેરવનાર માણસ એ ચક્ર વડે શત્રુનો શિરચ્છેદ કરી શકે છે, એમ કહેવાય છે.



ચિત્ર સંખ્યા ૬૧૮

ચિત્ર નં. ૬૧૯ માના શીખ માણસે હાથમા લોખંડી ભાલું લીધેલુ છે, અને માથા ઉપ... ફેંટામા જુદા જુદા આકારની છરીઓ, ચક્ર વગેરે હથિયારો ખોસેના છે.



ચિત્ર સંખ્યા ૬૧૯

# કોયતો.

❀

આ હથિયાર પોલાદનું છે. તેને કોકણના ખેડૂતો ઝાડની ડાળીઓ કાપવામા મુખ્યત્વે વાપરે છે. વિશેષ પ્રસગે તેનો ઉપયોગ સંહારક હથિયાર તરીકે પણ સારો થઇ શકે છે. એ હમેશ વપરાતું હોવાથી હમેશા સારી સ્થિતિમા રહી શકે છે, અને તે લોકો તેને બહુ ચપળતાથી વાપરી શકે છે ગુરખા લોકોની જેવી કુકરી, તેવો જ કોકણના લોકોનો આ કોયતો છે. (ચિત્ર નં. ૬૨૦).



ચિત્ર સંખ્યા ૬૨૦



ચિત્ર સંખ્યા ૬૨૧

# ફરશી.

❀

આ હથિયાર સંહારક શસ્ત્ર હોઇને પોનાદી ભાલા જેવું છે. તેનો આકાર થોરના ફાફડા જેવો પણ વચ્ચે ખાચાવાળો હોય છે, અને તે બરછી કરતા જાડું હોય છે. તેને પણ બંને બાજુ ધાર હોય છે. તેને ભાલા પ્રમાણે જ ફેરવી શકાય છે. (ચિત્ર નં. ૬૨૧)

## બરછો.

❀

આ એક મહાન્ક શસ્ત્ર છે નણ ફૂટ નાગી, દોઢ ઇંચ પહોળી અને દોઢ દોરો જાડી એવી પોલાદી પટ્ટી લઇને તેનો એક છેડો ટીપીને બારીક કરે છે પછી તેને એક બે અઢી ફૂટ લાગા જાડા વામના લાકડામાં ખીના ઠોકીને બેસાડે છે તેના બીજા છેડાને ટીપીને અણીદાર બનાવે છે, અને એ પટ્ટીની બન્ને બાજુને ધાર કાઢવામા આવે છે આ હથિયારનો ઉપયોગ કોન્ણુમા ડુક્કરો મારવામા વિશેષ થાય છે એ વજનદાર હોય છે, અને પોલાદી ભાલાની પેઠે તેને ફેંકી શકાય છે (ચિત્ર ન ૬૨૨)



ચિત્ર સખ્યા ૬૨૨

---

## કુકરી.

કુકરી એ નેપાળના ગુરખા લોકોનું કોયતા જેવું જ એક હથિયાર છે કોન્ણુમા જેવી રીતે કોયતો ઝાડની ડાળીઓ કાપવા માટે વાપરે છે, તેવી જ રીતે ગુરખા લોકો આ કુકરી વાપરે છે ગુરખા લોકોની પલટણમાં દરેક સિપાહીની કમરે આવી કુકરી લટકાવેલી હોય છે જ યુરોપના ગયા મહાયુદ્ધ વખતે ગુરખા લોકોએ હાથો હાથની લડાઇમા જર્મનો સામે આ કુકરીનો ઉપયોગ ઘણી અસરકારક રીતે કરેલો, ત્યારથી જ આ કુકરી પ્રસિદ્ધિમા આવી ગુરખા લોકોના હમેશના ઉપયોગનુ આ હથિયાર હોવાથી લડાઇમા તે લોકો તેને ઘણુજ ચપળતાથી વાપરી શકે છે (ચિત્ર ન ૬૨૩)



ચિત્ર સંખ્યા ૬૨૩

---

# ધારિયું.

❀

આ હથિયારનો પ્રચાર ગુજરાતના ખેડૂત લોકોમાં છે. ચિત્ર નં. ૬૨૪ ઉપરથી તેની કંઈક કલ્પના આવી શકશે. એ બે ઇંચ પહોળું અને હાથ દોઢ હાથ લાંબુ હોય છે. લાગા કોયતા જેવું જ એ હોઇને તેને ત્રણ ચાર ફૂટ લાંબી મજબૂત અને ભરાઉ લાકડીના એક છેડામા તેનો હંમેશાં ઉપયોગ કરે છે; તેથી તેને ચપળતાથી વાપરવાની તે લોકોને સારી ટેવ પડી જાય છે પ્રસંગ પડતાં સ્વસંરક્ષણ માટે કે શત્રુને મારવા માટે પણ ગુજરાતમાં આનો ઉપયોગ ઘણી વખત કરવામાં આવે છે. એના એક જ ઘાવથી મનુષ્યનો શિરચ્છેદ થઇ શકે છે.



ચિત્ર સંખ્યા ૬૨૪

પાકી રીતે જડી લેવામાં આવે છે. એ રીતે એકંદરે તે ચારથી પાંચ ફૂટ લાંબું થાય છે, એટલે તેનો મારો દૂરથી અને લાંબે રહેલા શત્રુ ઉપર પણ કરી શકાય છે. ખેતીના સંરક્ષણાર્થે બાંધેલી વાડમા નાખવા માટે થોર જેવાં કાંટાવાળાં ઝાડોની ડાળીઓ વગેરે કાપવામાં ખેડૂતો ઉત્તર હિંદુસ્તાનમાં જે રીતે ગામડાંના લોકો હંમેશાં સ્વરક્ષા માટે લાઠી લઇને ફરે છે; તે જ રીતે ગુજરાતમાં એવા લોકો આવાં ધારિયાં હાથમાં લઇને ફરતા હંમેશાં જોવામાં આવે છે (ચિત્ર નં. ૬૨૪).

# ગલોલ (કામડીની).



ધનુષ્યનો ઉપયોગ બાણુ મારવા માટે થાય છે. એ જ ધનુષ્યની રચનામાં થોડો ફેરફાર કરીને કાંકરા મારવા માટે એક પ્રકારનું ધનુષ્ય (કામડી) બનાવવામાં આવે છે તેને ગલોલ કહે છે (ચિત્ર નં. ૬૨૫) આ ગલોલ તૈયાર કરવા માટે એક સારી મજબૂત છાલવાળી આશરે ૪૪ ઇંચ લાંબી ભરાઉ વાંસની જાડી કામડી



ચિત્ર સંખ્યા ૬૨૫

લેવી. તેને છોલીને તેના બંને છેડા પાતળા કરવા. તે મધ્ય ભાગે દોઢ પોણા બે ઇંચ પહોળી રાખવી, અને છેડે માત્ર પોણો ઇંચ પહોળી રહે તેવી તેને છોલીને પાતળી બનાવવી. બંને છેડે દોઢ ઇંચ જગા છોડીને ત્યાં દોરી કે તાંત બાંધવા માટે જરા ઊંડો ખાંચો કરવો. એ ખાંચાની આગળ એક આંગળ જગા છોડીને આગલો ભાગ અણીદાર બનાવવો. આ કામડીને મધ્ય ભાગે અંદરની બાજુએ ૭ ઇંચ લાંબો એક લાકડાનો કકડો બેસાડવો, અને તે દોરા વડે કામડી જોડે સજ્જડ બાંધવો. એ કકડાની વચમાં ચાર ઇંચ લાંબો એક ખાંચો કરવો કે જેમાં આંગળીઓની બરાબર પકડ રહે. આમ કરવાથી ગલોલ પકડવાની મૂઠ તૈયાર થઇ. પછી ૮૦-૮૨ ઇંચ લાંબી બકરાંના આંતરડાની તાંત અથવા મજબૂત દોરી લઇને તે આ કામડીને ધનુષ્યની પ્રત્યંચાની પેઠે બેવડી બાંધવી. પછી તેને એક છેડે છ સાત ઇંચ જગા છોડીને ત્રણ ઇંચ લંબાઇની એક જાડી મજબૂત સળી ચિત્ર નં. ૬૨૫ પ્રમાણે તે તાંતના બંને દોરની વચ્ચે મૂકવી, અને તેને જાડા દોરાથી તે તાંતના દોર જોડે બાંધી લેવી. એમ કરવાથી એ તાતના બંને દોર એકમેકથી બે ઇંચ છેટે રહેશે પછી એક ઇંચ પહોળો અને દોઢ ઇંચ લાંબો એક જાડા ચામડાનો કકડો લઇને તેને તે બંને દોરની ઉપર રાખીને શીવી લેવો, એવી રીતે કે તે શીવેલા ચામડાની ભૂંગળી (ખોળી) ઊંચે નીચે સરકી શકે. કોઇ કોઇ આવી ભૂંગળી દોરીથી વણીને બનાવે છે. પછી એ ભૂંગળીને મૂઠીની સામે પણ બે આંગળ જેટલી આગલે ભાગે રાખીને આ ગલોલનો ઉપયોગ કરવો. આ વખતે આ ભૂંગળીમાં એક કાંકરો રાખવો, અને ચિત્ર

નં. ૬૨૬ પ્રમાણે ખેંચીને, ધનુષ્યમાંથી બાણ છોડે છે તેમ, તે કાંકરાને છોડવો. એ છોડતી વખતે આપણા આંગળાને તે લાગે નહીં તેમ તે મૂંઝવીને જરા તિરકસ રાખીને છોડવો.

સારો મહાવરો થતાં આવી રીતે છૂટેલો કાંકરો બરાબર નિશાન તાકી શકશે. ગલોલની કામડી જેટલી જોરદાર હશે તેટલો તે કાંકરો વધારે લાંબો જશે. ધનુષ્યની પ્રત્યંચા જે રીતે કામ થઇ ગયા પછી એક બાજુથી છોડી લે છે, તે રીતે જ આ કામડીની તાંત પણ પછી એક બાજુથી છોડી લેવી. એ રીતે તાંત છોડી લેવાથી કામડીની સ્થિતિસ્થાપકતા જળવાઇ રહેશે, અને પછીના વખતે તે કાંકરાને વધારે જોરથી લાંબે સુધી મારી શકાશે. રબરની શોધ થયા પહેલાંની આ ગલોલ છે. રબર મળવા લાગ્યા પછી તેની બીજી પ્રકારની ગલોલ બનાવવામાં આવે છે તેની માહિતી હવે પછી અપાશે.



ચિત્ર સંખ્યા ૬૨૬

# ગલોલ (રબરની).



જમરૂખી, આમલી, જાંબુડો કે કડવા લીમડા જેવા ચવડ ઝાડની બે ફાંટા ફુટેલી અંગૂઠા જેટલી જાડી ડાળી લઇને તેનો ઉપયોગ આવી ગલોલ બનાવવામા કરે છે. ચિત્ર નં. ૬૨૭ જોવાથી એની બરાબર કલ્પના આવશે. એ હાથમાં બરાબર પકડી શકાય તેટલા માટે તેની મૂઠ ચાર ઇંચ લાંબી જોઇએ. તેના ઉપરના બંને ફાંટા પણ ચાર ચાર ઇંચના જ જોઇએ. પછી અઢી ઇંચ લાંબો અને દોઢ ઇંચ પહોળો એવો એક જાડા ચામડાનો કકડો લઇને તેના બંને છેડા થોડા સાંકડા કરવા. અને એ બંને છેડામાં ટચલી આંગળી જાય તેવાં ગોળ કાણાં પાડવાં. પછી ૭ ઇંચ લાંબા અને અર્ધો ઇંચ પહોળા એવા રબરના બે મજબૂત કકડા લઇને તેનો એકેક છેડો એ ચામડાના કકડાના છેડાના ગોળ કાણામાં ઘાલવો, અને તે છેડા વાળીને દોરીથી બાંધી લેવા. પછી તેના બીજા છેડા પણ ડાળીના બંને ફાંટા જોડે દોરીથી મજબૂત બાંધી લેવા, એટલે ગલોલ તૈયાર થશે.

પછી તે ચામડાના કકડામાં એક ગોળ કાંકરો મૂકવો, અને અંગૂઠા તથા તેની પાસેની આંગળીઓથી તેમાં તેને દાબી રાખવો. તે પછી ચિત્ર નં. ૬૨૭ પ્રમાણે તે ગલોલની મૂઠ ડાબા હાથમાં અને ચામડાનો કકડો જમણા હાથમાં પકડીને ઘાવ મારવાની તૈયારી કરવી. પછી જમણા હાથ વડે એ ચામડાનો કકડો આપણા તરફ જોરથી ખેંચવો, એટલે રબરના કકડાઓ લાંબા થશે. નિશાન મારવા સારુ નેમ તાકીને એ ચામડાનો કકડો એકદમ છોડી દેવો. એ રીતે કરવાથી રબર એકદમ ટૂંકું થશે, અને તેના આંચકાથી કાંકરો લાંબે રહેલા લક્ષ્ય ઉપર જોરથી ફેંકાશે.



ચિત્ર સંખ્યા ૬૨૭



ચિત્ર સંખ્યા ૬૨૮

રબરનો કટકો જેટલો જાડો હશે, અને જેટલા જોરથી ખેંચીને છોડવામાં આવશે, તેટલો લાબો તે કાંકરો ફેંકાશે. ચકલી કે ખિસકોલી જેવા નાનાં પ્રાણીઓ આવી ગલોલથી મારી શકાય છે, અને ટેવ પડતા કાંકરો અચૂક નિશાન લે છે. પારધી લોકો ખીસામાં કે બગલ થેલીમા નાના નાના ગોળ કાંકરા ભરીને આવી ગલોલથી શિકાર કરવા જાય છે.

નિશાન મારવા માટે આવી ગલોલ તથા જમણો હાથ અને દૃષ્ટિ એક જ રેષામા કેવી રીતે રાખવાં, તેની કલ્પના ચિત્ર નં. ૬૨૭ તથા ૬૨૮ ઉપરથી સારી રીતે આવશે ચિત્ર નં. ૬૨૭ મા સામે રહેલી વસ્તુ ઉપર નેમ તાકેલી છે, જ્યારે ચિત્ર નં. ૬૨૮ માં ઊંચી જગાએ રહેલી વસ્તુ ઉપર નેમ તાકેલી છે.

# વાઘનખ.



શ્રી છત્રપતિ શિવાજી મહારાજે વિજાપુરના સરદાર અફઝુલખાન ઉપર વાઘનખનો ઉપયોગ કરેલો, અને તેનાં આંતરડાં બહાર કાઢી નાખેલાં, ત્યારથી આ શસ્ત્રની પ્રસિદ્ધિ થઈ. વાઘના નખો જેવી રીતે તીક્ષ્ણ હોઇને ઉપયોગ કરતાં પહેલાં દેખવામાં આવતા નથી, તેવી જ રીતે આ પોલાદી નખ આંગળીમાં ઘાલીએ, તો તો માહિતગાર માણસ સિવાય એ શસ્ત્ર હાથમાં હોવાનું શત્રુને સહજ જણાઇ આવતું નથી. આંગળીઓમાં સાદી વીંટી ઘાલે છે, તેવો જ આંગળીઓનો દેખાવ રહે છે. હાથનો પંજો ખુલ્લો હોય ત્યાં સુધી એકલી વીંટી જ બહારની બાજુએ દેખાય છે. પણ ચિત્ર નં. ૧૨૯ પ્રમાણે મૂઠી ભીડતાં જ વાઘનખ બહાર આવે છે, ને



ચિત્ર સંખ્યા ૧૨૯

પણ શત્રુને સહજ દેખાતા નથી. તેથી જ આ હથિયારનું નામ વાઘનખ પડેલું છે. એનો આકાર પણ વાઘના નખ જેવો વાંકો હોય છે. તેને વીંટીમાં બેસાડીને આંગળીઓમાં ઘાલે છે. એ વીંટી પોલાદની હોય છે. તેને બદલે તે સોના કે ચાંદીની બનાવીને આંગળીઓમાં ઘાલી હોય, તેનો ઉપયોગ કરી શકાય છે. આ શસ્ત્ર ઘણા ભાગે ડાબા હાથમાં ઘલાય છે, કેમ કે તેથી તેને શત્રુની દૃષ્ટિથી છુપાવવું સુગમ પડે છે. તેનો ઘાવ પાંસળી નીચેના પેટ ઉપર, અગર ડોકના કાકડાની બાજુના ભાગ ઉપર કરવામાં આવે છે.

# ગદા.



મહાભારતમાં ગદાયુદ્ધનાં અનેક વર્ણનો છે. રામાયણમાં પણ ગદાયુદ્ધ વર્ણવેલું છે. મહાભારતીય યોદ્ધાઓમાં જરાસંધ,ભીમ અને દુર્યોધન એ ઉત્તમ ગદાયુદ્ધ કરનારા તરીકે પ્રસિદ્ધ હતા. ભીમે અને દુર્યોધને બળરામ પાસેથી આ ગદાયુદ્ધનું શિક્ષણ લીધેલું. "ગદાનો દાંડો પચાસ આંગળ લાંબો જોઇએ. તેની મૂઠની તરફ એક નાનું બોર હોય, અને મારવાના ભાગમા એક મોટો વજનદાર ગોળો હોય. એ ગોળાનો વ્યાસ દસ આંગળ જોઇએ, અને તેના ઉપરના ભાગમાં એક આંગળનો કળશ જોઇએ. એકંદરે ગદાની લંબાઇ ૬૦ આંગળ હોય, અને તેને બંને છેડે પાંચ પાંચ ઘુઘરીઓ હોય. ગદા ફેરવતાં એ ?ીઓના અવાજથી સ્ફૂર્તિ વધે છે". આનું



ચિત્ર સંખ્યા ૬૩૦

ગદાનું વર્ણન જૂના ગ્રંથોમાં છે. ગદાના આડત્રીશ દાવ વર્ણવેલા છે, અને ગદાયુદ્ધના પવિત્રા પણ પુષ્કળ ગણાવેના છે. ગદાનો ગોળો સારી રીતે મજબૂત હોય છે, કેમ કે તે વગર શત્રુનો ઘાત સહજ કરી શકાય નહીં. ભારતમાં જરાસંધ અને ભીમસેનના ગદાયુદ્ધનું ઉત્તમ વર્ણન છે. તે ઉપરથી જણાય છે કે લડનારાઓ પોતાની ગદા વડે જ સામાવાળાની ગદાને અટકાવીને પોતાનો બચાવ કરતા હતા કેટલીક વખત તેને લીધે ગદાના કકડા થઇ ગયા એવાં પણ વર્ણન છે. કોઇએ પણ ગદાનો પ્રહાર પ્રતિસ્પર્ધીની કમરની નીચેના ભાગ ઉપર કરવાની મનાઇ હતી.

પુરાણમાં વર્ણનો વાંચતાં તે વખતમાં ગદાનો ઉપયોગ પુષ્કળ થતો હતો એમ જણાય છે. પછીના વખતમાં તેનો શસ્ત્ર તરીકેનો વપરાશ તદ્દન બંધ થઇ ગયો ગણાય છે. હાલમાં તો માત્ર ખેલ તરીકે પણ તેનો ઉપયોગ ક્યાંય થતો જણાતો નથી. ચિત્ર નં. ૬૩૦ જોવાથી ગદાની બરાબર કલ્પના આવી શકશે. કારેલાને (એક પ્રકારના મગદળને) ફેરવવાની કસરત અથવા વાંસની કાઠીના એક છેડાને લોખંડી કે પથ્થરનો ગોળો લગાડીને તેને ફેરવવાની કસરત, એ બંને ગદા બિનચૂક અને સહજ લીલાથી ફેરવી શકાય તે હેતુથી જ કરવામાં આવે છે. હાલમાં તો ગદાયુદ્ધનો લોપ જ થઇ ગયો જણાય છે; અને ફરી તેનો શસ્ત્ર તરીકે ઉપયોગ થવાનો સંભવ પણ જણાતો નથી. છતાં જૂના વખતના એક શસ્ત્ર તરીકે તેની માહિતી અહીં આપી છે. હલકા વજનની ગદા બનાવીને તેની મદદથી

પુનઃ કેવળ ખેલ તરીકે આ ગદાયુદ્ધના જુદા જુદા દાવ અખાડાઓમાં શરૂ કરવામાં આવે, તો નિદાન એક જૂના મરદાની ખેલનું પુનરુજ્જીવન કરવા જેવું થાય.

---

# તીરંદાજી.

❀

બંદૂકનો દારૂ નીકળતાં પહેલાં ધનુષ્યબાણ એ જ લાંબે પલ્લેથી શત્રુને મારવાનું મુખ્ય શસ્ત્ર હતું. ભારતવર્ષમાં ધનુર્વિદ્યાનો પ્રચાર ઘણા જૂના વખતથી થયો હતો. તે બદલનો સવિસ્તર લેખ આ ખંડની શરૂઆતમાં રા. ગાડગીળ શાસ્ત્રીનો આપેલો છે. આપણા દેશની પેઠે બીજા પણ બધા દેશોમાં ઘણા ભાગે ધનુષ્યબાણનો ઉપયોગ લડાઇના કામમાં કરવામાં આવતો હતો. અહીં માત્ર તેનો ઉપયોગ હવે લડાઇમાં થતો નથી, પરંતુ યુરોપ અમેરિકામાં ખેલ તરીકે તીરંદાજીનો બહુ જ પ્રચાર છે. એ દેશની સ્ત્રીઓ પણ આ ખેલને બહુ જ પસંદ કરે છે. આપણે ત્યાં જંગલમાં રહેતા ભીલ વગેરે પછાત કોમના લોકો તીરકામઠાંનો ઉપયોગ શિકાર કરવામાં હજુ કરે છે યુરોપ અમેરિકામાં ઉત્તમ પ્રકારનાં તીરકામઠાં ખેલમાં કામ આવે તેવાં બનાવીને વેચવામાં પણ આવે છે. આપણા દેશમાં ભરાઉ વાંસનાં કામઠાં બનાવવામાં આવે છે, અને બરૂનાં તીર બનાવે છે. પાકી છાલનો વાંસ લઇને તેનું કામઠું (ધનુષ્ય) બનાવે છે, અને તેની દોરીની જગાએ બકરાંની તાંત વાપરે છે. અચૂક અને લાંબા પલ્લાપર બાણ મારવા માટે ભીલ લોકો પ્રખ્યાત છે. યુરોપની પેઠે આપણા દેશમાં પણ સ્ત્રી–પુરુષોમાં ખેલ તરીકે તીરંદાજીનો પ્રચાર થવો ઇષ્ટ છે. તીરંદાજી કરવામાં એક પ્રકારનું કૌશલ્ય છે, અને તેમાં સારી રીતે વ્યાયામ પણ થાય છે. જુદે જુદે ઠેકાણે મેદાની અને મરદાની ખેલોની હરીફાઇઓ થાય છે, તેમાં આ તીરંદાજી દાખલ કરવા જેવી છે.

પૃથ્વીરાજ ચૌહાણ ધનુર્વિદ્યામાં ઘણો જ પ્રવીણ હતો. એમ કહેવાય છે કે તે સાત તાવડા એક સાથે રાખીને તે એક જ બાણથી તોડતો. તેને મહમદ ઘોરીએ કેદ કરીને કાબૂમાં રાખેલો હતો. ત્યાં તેની આંખો ફોડી નાંખવામાં આવી હતી. તે પછી તેનું તીરંદાજીનું કૌશલ્ય જોવાની મહમદ ઘોરીની ઇચ્છા થઇ. તે માટે સાત તાવડા લટકતા રાખીને તેને તોડી બતાવવાના પ્રયોગ સારુ તેને ઘોરીના દરબારમાં લાવવામાં આવ્યો. આ વખતે તેની જોડે ચંદ ભાટ પણ કેદમાં હતો. પૃથ્વીરાજને તો દેખાતું ન હતું, એટલે ચંદ ભાટે તેને તે તાવડાઓ કેટલે અંતરે, કેટલા ઊંચા છે, તેની માહિતી આપવી, અને પૃથ્વીરાજે તેટલી

માહિતી માત્ર ઉપરથી તેનો વેધ કરવો એવું ઠરાવ્યુ.

પછી બરાબર વખતે ચંદ ભાટે તે તાવડાઓનું અંતર જણાવવાને બદલે, મહમદ ઘોરી પોતે જ 'ચાર વામ, ચોવીશ ગજ, અને આઠ આંગળ' જેટલી ઊંચાઇ ઉપર, અમુક અંતરે બેઠેલો છે, એવુ એક દુહામાં કહ્યુ. અને તે માપથી પૃથ્વીરાજે બાણુ મારીને મહમદ ઘોરીનો વધ કર્યો, એવી દંતકથા છે. એ ઉપરથી પૃથ્વીરાજનું તીર મારવાનું કૌશલ્ય જણાઇ આવે છે. લાંબા અંતર ઉપર જોરથી બાણુ મારીને મજબૂત અને જાડા લક્ષ્યનો વેધ કરવો, એ કૌશલ્યનુ તેમજ શક્તિનુ કામ છે. તે જ પ્રમાણે એક મિનિટમા વિશેષ બાણુ છોડવામાં પણ શરીરસામર્થ્યની જરૂર રહે છે. જાપાનમા તીરંદાજીનો આજ પણ ઘણો શોખ છે. ધનુષ્ય અને બાણુ થોડા વખતને માટે પણ ત્યા ભાડે મળે છે, અને ત્યાના ઘણા માણસો તેને ભાડે લઇને પણ તીરંદાજીનો સારો મહાવરો કરે છે. લાંબા અતર ઉપર જોરથી બાણુ મારીને અચૂક નિશાન તોડવું, એ તીરંદાજીનુ જે મુખ્ય તત્ત્વ તેના પર ત્યા વિશેષ લક્ષ આપવામા આવે છે. આપણે ત્યાં આર્યસમાજમાં ગુરુકુળો છે, તેમા આ તીરંદાજીને ખેલ તરીકે શીખવવાનો પ્રારંભ કરેલો છે; પણ ત્યા નાનુ સરખું ધનુષ્ય લઇને તેનાથી અનેક પ્રકારના કૌશલ્યના વેધ કરી બતાવવા તરફ જ વિશેષ લક્ષ આપવામા આવે છે, તેના કરતાં જોરદાર તીર મારવાનો મહાવરો કરવો, એ વ્યાયામની દૃષ્ટિથી વિશેષ હિતાવહ છે.

પ્રત્યેક માણસે પોતાના હાથના માપથી ચાર હાથ લાંબું ધનુષ્ય લેવુ. સારો ભરાઉ વાસ લઇને તેનુ ધનુષ્ય બનાવવુ. એ વાસની છાલ ઉપરના ભાગમાં રહેવા દઇને અંદરનો ભાગ ગોળ કરવો. બહારની છાલવાળી બાજુને ધનુષ્યની પીઠ કહે છે, અને અંદરની ગોળ બાજુને પેટ કહે છે. ધનુષ્યને જે દોરી બાંધવાની તે બહુ જાડી નહીં પણ મજબૂત જોઇએ. બકરાંના આંતરડાંની તાંત એ દોરીની જગાએ બાંધવી તે ઉત્તમ રેશમની બારીક મજબૂત દોરી હશે તો પણ ચાલશે ધનુષ્યને વાળીને દોરી ચડાવીએ, એટલે દોરી ઉપર જોર આવે છે. અને બાણુ મારતા ધનુષ્યને જોરથી વાળવુ પડે છે, તે વખતે દોરી ઉપર જ બધુ જોર આવે છે, માટે જ એ દોરી બહુ મજબૂત હોવાની જરૂર છે. ધનુષ્યની સ્થિતિસ્થાપકતા જાય નહીં, તેટલા માટે વાપરવાની વખતે જ તેને વાળીને દોરી ચડાવવી, અને કામ પુરું થયુ કે દોરીને એક બાજુથી કાઢી લેવી જોરદાર ધનુષ્યને વાળીને તેને દોરી (પ્રત્યચા) ચડાવવી, એ પણ શક્તિનુ કામ છે તે જ પ્રમાણે બાણુ છોડતી વખતે પણ કાન પર્યંત દોરી ખેચીને બાણુ છોડવાનુ હોય છે, એટલે એમાં પણ શક્તિ જોઇએ. ધનુષ્ય બગડે નહીં તેમ તેને સંભાળીને મૂકવુ. તેલનો હાથ લગાવવાથી વાસ વધારે વખત સુધી સારો રહેશે, અને તેને જતુ લાગશે નહીં. તે જ પ્રમાણે તાતની દોરી હશે તો તેને પણ તેલનો હાથ લગાવવો. વિશેષ વપરાવાથી દોરી બગડે છે, કે તૂટે છે, તેથી તીરંદાજી કરવા અગાઉ દોરી બરાબર સારી સ્થિતિમા છે કે નહીં તે કાળજીપૂર્વક જોવુ. વળી દોરી તૂટે, તો કામ અટકે નહીં તે માટે બે ત્રણ દોરી હમેશાં સિલકમા રાખવી છ ફૂટ લાંબું ધનુષ્ય હોય, તો તેને દોરી ચડાવ્યા પછી ધનુષ્યના મધ્ય ભાગથી દોરી છ ઇચ દૂર રહે એવા બેતથી જ ધનુષ્ય વળે, એટલી લંબાઇની દોરી જોઇએ. એના કરતાં ધનુષ્યને વધારે વાળવામાં આવે તો બાણુ જોરથી છૂટશે નહીં. વાળેલું ધનુષ્ય દોરી ઉતારી

લીધા પછી પુન પહેલાના જેવુ જ સીધુ થઈ જાય, તો જ તે ધનુ ષ ઉત્તમ ગણાય તેમ સહેલાઈથી તેને કોઈ વાળી ન શકે તેટલુ તે જાડુ પણ જોઈએ વળી ખાલી શક્તિ અજમાવવા માટે ધનુષ્યને વધારે વાળવુ નહીં તેને લીધે તેના તતુઓ ઉપર ફાજલ જોર આવીને તે કમજોર બનશે

ધનુષ્યના મધ્ય ભાગથી જરા એક બાજુએ વામનો પાચ ઇચ લાબો કકડો તેની અદરની બાજુએ રાખીને તેને દોરા વડે પાકો બાધવો આનો હેતુ ધનુષ્યને પકડનારની ગોળ આગળની જાડી મૂઠ બને એટલો જ છે

બાણની લબાઈ બે ફૂટની જોઈએ, અને તેને છેડે અણીદાર લોખડી ફણુ બેસાડેલુ હોવુ જોઈએ તેને છેડે ત્રણે બાજુએ પીછા બેસાડવા એ પીછાને લીધે બાણને સીધુ જવામા મદદ થાય છે, તથા હવાની ઉપર પણ તે ઊંચુ રહી શકે છે પીછા તરફના બાણના એ છેડાને એક ખાચો કરેલો હોય છ દોરીમા બરાબર આવે એવા બેતથી એ ખાચો પાડવો જોઈએ વળી બાણ બરાબર સીધુ હોવુ જોઈએ

અચૂક નિશાન મારવાનો મહાવરો કરવા માટે એક લાકડાના ચોકઠા ઉપર કપડ લગાડીને તેનાપર નાનામોટા ધોળા તથા કાળા રગના વર્તુલો કાઢવા, અને તે ચોકઠુ સામે મૂકવુ મધ્યભાગે ધોળુ વર્તુલ રાખવુ, તેના પછી કાળુ વર્તુલ આવે, અને તેના પછી વળી ધોળુ વર્તુલ આવે, તેમ કરવુ એ રીતે ત્રણ ચાર વર્તુલો (ચિત્ર ન ૬૩૧ પ્રમાણે) કઢાવવા મધ્યભાગે નેમ લાગે તેના સૌથી વધારે ગુણ રાખવા, અને તેના પછીના વર્તુલો માટે ઓછા ગુણ ગખના આથી તીરદાજીની હરીફાઈમા પડેલો નબર ઠરાવવાનુ સુગમ પડશે



ચિત્ર સખ્યા ૬૩૧

બાણ રાખવાને ચામડાનુ ભાથુ જોઈએ તેમા બાર બાણ રહે એટલી જગા જોઈએ. પીછાવાળો ભાગ ભાથાની બહાર રહે એવા બેતનુ ભાથુ જોઈએ બાણનો લોખડી છેડો નીચે રાખીને એ ભાથામા બાણ ઊભા ભરાવીને રાખવા એ ભાથુ ડાબી બાજુના ખભા ઉપર લટકતુ રહે, એવી રીતના દોરી તેને બાધવી ડાબા હાથમા ધનુષ્ય પકડવાનુ હોય છે, એટલે ડાબી બાજુ ભાથુ હોવાથી તેમાથી જરૂર પ્રમાણે જમણા હાથ વડે એક એક બાણ કાઢી લઈ શકાય

જુદી જુદી રીતે ઊભા રહીને અને ચત્તા કે અવળા સૂઈને પણ બાણ મારવાનો મહાવરો કરવો એમ કરવામા કૌશલ્ય છે

## (૧) જુદા જુદા પ્રકારનાં ધનુષ્યો.

આપણા દેશમાં વાંસનાં ધનુષ્યો બનાવાય છે. તે જ પ્રમાણે પોલાદની પટ્ટીનાં પણ ધનુષ્ય બનાવાતાં હતાં. યુરોપ અમેરિકામાં ત્યાંનાં કાંઇ વિશિષ્ટ ઝાડોનાં લાકડાનાં બનાવાય છે. ચિત્ર નં. ૬૩૨ ઉપરથી જુદા જુદા ધનુષ્યોની કલ્પના આવશે.



ચિત્ર સંખ્યા ૬૩૨

## (૨) જુદા જુદા પ્રકારનાં બાણ.

ચિત્ર નં. ૬૩૩ માં જુદાં જુદાં બાણોના નમૂના બતાવેલા છે. એ બાણોના છેડાને જુદા જુદા આકારનાં પોલાદી ફળાં બેસાડેલાં છે. એ બાણોના બીજા છેડાને ધનુષ્યની દોરીમાં આવે તેવા ખાંચા પાડેલા હોય છે, અને તે ખાંચાની પાસે જ તેને ત્રણ કે ચાર પીછાં બેસાડેલાં હોય છે.



ચિત્ર સંખ્યા ૬૩૩

## (૩) ધનુષ્યને દોરી ચડાવવી.

ધનુષ્યના એક છેડાને દોરી બાંધેલી હોય છે, તે બીજા છેડાને ધનુષ્ય વાપરતાં અગાઉ ચડાવી લેવાની હોય છે. તે માટે ધનુષ્યની અંદરની બાજુ આપણા તરફ કરવી, અને ધનુષ્યનો ઉપરનો છેડો આપણા ડાબા હાથે પકડીને ધનુષ્યને આપણી સામે ઊભું રાખવું. પછી ડાબા હાથ વડે તે ઉપરનો છેડો જોરથી નીચે દાબવો, અને જમણા હાથ વડે દોરીનો ફાંસો ધનુષ્યના ખાંચામાં બેસાડવો. ધનુષ્ય મજબૂત હોય, અને તે ડાબા હાથથી બરાબર ન વળે, તો બંને હાથનું જોર આપીને, ડાબા પગનો ગોઠણ ધનુષ્યના મધ્ય ભાગે ધનુષ્યના પેટ ઉપર લગાડવો, અને ધનુષ્યને વાળીને, તેના ખાંચામાં એ ફાંસો બેસાડવો. ધનુષ્યને પગની નીચેના ભાગથી દાબવું એ ઠીક નથી ગણાતું.

## (૪) તૈયારીની સ્થિતિ.



ચિત્ર સંખ્યા ૬૩૪

ચિત્ર નં. ૬૩૪ પ્રમાણે બે પગ વચ્ચે અંતર રાખીને અને તોલ સંભાળીને ઊભા રહેવું. ડાબા હાથમાં ધનુષ્ય લેવું, અને તેના ઉપર (એટલે આપણી ડાબી બાજુએ) બાણ આડું રાખીને તેને આપણા ડાબા હાથની આંગળીઓમાં પકડવું. અને બાણની પાછલી બાજુનો ખાંચો દોરી ઉપર ચડાવીને જમણા હાથના અંગૂઠાની અને પહેલી આંગળીની વચમાં બાણને પકડવું. પછી નિશાન ક્યાં મારવાનું છે તે બરાબર નીરખવું. બાણ પકડવાની જુદી જુદી રીતો નીચેનાં ચિત્રોમાં બતાવેલી છે.



ચિત્ર સંખ્યા ૬૩૫

ચિત્ર નં. ૬૩૫ માં અંગુઠાની પાસેની આંગળી અને વચ્ચેની આંગળી એ બેની વચમાં બાણ પકડેલું છે, અને ત્રણ આંગળીઓની મદદથી બાણ તથા દોરી ખેંચેલી બતાવી છે.



ચિત્ર સંખ્યા ૬૩૬

ચિત્ર નં. ૬૩૬ માં એ આંગળીઓ લાંબી કરીને બાણ કેમ છોડવું તે બતાવેલું છે.



ત્ર સંખ્યા ૬૩૭

ત્ર નં. ૬૩૭માં અંગૂઠા ની પાસેની આંગળી બાણ પકડીને તેને ની ક્રિયા બતાવી છે.



ચિત્ર સંખ્યા ૬૩૮

ચિત્ર નં. ૬૩૮ માં અંગૂઠા અને તેની પાસેની આંગળી વચ્ચે બાણ પકડેલું છે, અને ત્રણ આંગળીઓથી દોરી ખેંચીને બાણ છોડવાની ક્રિયા બતાવી છે.

### (૫) નિશાન મારવું.



ચિત્ર સંખ્યા ૬૩૯

ચિત્ર નં. ૬૩૯ પ્રમાણે ધનુષ્યને બાણ લગાડીને, ડાબો હાથ લાબો કરીને તેને પકડવું બાણ મારવા માટે દોરી જમણા હાથ વડે આપણા કાન તરફ ખેચવી જે વસ્તુ ઉપર નિશાન મારવુ હોય, તે વસ્તુ બહુ દૂર ન હોય, તો તો બાણ સીધી લીટીમા છોડેલી દિશામા જ જાય છે. એટલે તે વસ્તુ ઉપર જ લક્ષ રાખવું. પણ વસ્તુ જો વધારે દૂર હોય, તો છૂટેલુ બાણ કેટલેક સુધી સીધુ જઇને, પછી ગુરુત્વાકર્ષણના નિયમ પ્રમાણે તે પોતાના વજનના કારણે જ નીચે નીચે નમતુ જાય છે. ચિત્ર ન. ૬૪૦–૬૪૨ જોવાથી તેની કલ્પના આવશે. તેટના માટે જ નિશાન લેતા વસ્તુના કઇક ઉપરના ભાગે લક્ષ રાખવુ, એટલે નિશાન બરાબર લાગશે.



ચિત્ર સંખ્યા ૬૪૦




ચિત્ર સંખ્યા ૬૪૧



ચિત્ર સખ્યા ૬૪૨



ચિત્ર સખ્યા ૬૪૩

ઊડનારા પક્ષી ઉપર નિશાન લેવાનુ હોય, તો ચિત્ર નં. ૬૪૨ પ્રમાણે ધનુષ્યને ઊંચી બાજુ તરફ રાખવુ પક્ષી જો બરાબર માથા ઉપર હોય તો ધનુષ્યને પણ માથા ઉપર રાખવુ નિશાન લેતા પક્ષીની ગતિ અને આપણા બાણનો વેગ એ બંનેનો વિચાર કરીને નિશાન લેવું. આપણુ બાણુ ત્યા પહોચે તે વખતે પક્ષી જે ઠેકાણે જાય, તે ઠેકાણાનો અદાજ કરીને તેવા બેતથી પક્ષીના આગના અંગ ઉપર નિશાન લેવુ એ વખતે પવનનુ જોર હોય, તો તેનો પણ વિચાર કરવો, તો નિશાન બરાબર લાગશે

ચિત્ર નં. ૬૪૩ પ્રમાણે બેસીને પણ બાણુ મારવાનો મહાવરો કરવો તે જ પ્રમાણે ચિત્ર નં ૬૪૪ પ્રમાણે અવળા સૂઇને સામેની વસ્તુ ઉપર, તથા સવળા સૂઇને પણ સામેની વસ્તુ ઉપર બાણુ મારવુ વળી તે બંને સ્થિતિમા



ચિત્ર સખ્યા ૬૪૪



ચિત્ર સંખ્યા ૬૪૫

પાછલી બાજુની વસ્તુ ઉપર પણ બાણ મારવાની ટેવ કેળવવી તેજ પ્રમાણે ચિત્ર નં. ૬૪૫ પ્રમાણે પાછલી બાજુએ રહીને પણ વેધ કરવો.

જમીન ઉપર પાણીથી ભરેલી પગત મૂકીને તેમા ઊંચે રાખેલી વસ્તુનું પ્રતિબિંબ પડેલુ હોય તે જોઇને ચિત્ર ન. ૬૪૬ પ્રમાણે નિશાન તાકવુ તેજ પ્રમાણે ચિત્ર ન ૬૪૭ પ્રમાણે આંખે પાટા બાંધીને શબ્દવેધ કરવો જે વસ્તુ ઉપર નિશાન મારવાનુ હોય, તે વસ્તુ આંખથી જોવાની ન હોવાથી, તે વસ્તુ ઉપર બીજા માણસ તરફથી આઘાત કરાવીને, તેથી જે અવાજ થાય તે અવાજને અનુસરીને, નિશાન લઇને બાણ મારવુ



ચિત્ર સંખ્યા ૬૪૬



ચિત્ર સંખ્યા ૬૪૭

# તલવારના હાથ.

## ઉપોદ્ઘાત.

તલવારનો શસ્ત્ર તરીકેનો ઉપયોગ ઘણા પુરાતન કાળથી ચાલુ છે. જૂના વખતમા એ ખડ્ગયુદ્ધનું એક સ્વતંત્ર શાસ્ત્ર જ હતુ તે પછીના સમયમા અનેક પ્રકારના અસ્ત્રો તથા શસ્ત્રોની શોધ થતા, હવે તલવારનો ઉપયોગ ઘણો જ કમી થઇ ગયો છે. હાથોહાથની લડાઇમા તેને બદલે હવે સગીનનો ઉપયોગ વધારે થાય છે છતા પણ લશ્કરી પોશાકમા તલવારનુ સ્થાન હજી કાયમ રહેલુ છે. અને તલવારની જુદા જુદા પ્રકારની ફેંક તથા કાટ કરી બતાવવી, તેને હાલમા ઉત્તમ પ્રકારના મરદાની તથા લશ્કરી ખેલ તરીકે ગણવામા આવે છે એ ખેલમા કસરત સારી થાય છે, અને વિશેષ પ્રસગે પોતાનો બચાવ કરવાનુ પણ એ સારું સાધન છે. હાલ તો આપણા દેશમા કોઇ પણ પ્રકારનુ હથિયાર રાખવાની મનાઇ જ હોવાથી, તલવાર કેવી હોય છે તેનુ જ્ઞાન પણ સાધારણ જનતાને નહીં જેવુ જ હોય છે. હાલની વ્યાયામશાળાઓમા તલવારના હાથ પણ તેથી જ ખાલી પતરાની બિનધારી તલવાર બનાવીને કરાવવામા આવે છે ઘણી જગાએ તલવારના આવા હાથ સઘ-પદ્ધતિથી કરાવવામા આવે છે એ હાથ એકનાએ કરવાના હોય કે સઘે કરવાના હોય, પણ તેમા પ્રત્યક્ષ કાટના હાથ કરાવવાનો તો રિવાજ જ રહ્યો નથી, અને ફેરવવાની તલવાર પણ નકલી, બિનધારની અને હલકા વજનની જ વપરાય છે. એટલે પટ્ટાના સાધારણ હાથ જેવા જ તલવારના પણ હાથ કરાવવામાં આવે છે. આવા હાથથી ખાલી દેખાવ સારો આવે છે, પણ તેનો પ્રત્યક્ષ ઉપયોગ કઇ પણ નથી હોતો. મગળના કે લાકડીના હાથ કરવામા અગર ફરીગદકાની એકલી હાથ કરવામા જેવી અમુક પ્રકારની કસરત થાય છે, તેવી જ આમા પણ થાય છે.

જેને તલવારનો હથિયાર તરીકે ઉપયોગ શીખવો હોય, તેણે ખરેખરી તલવાર લઇને આના હાથ શીખવા જોઇએ અને એવા હાથ કરવામા જે જુદી જુદી કાટના હાથ કરવાના હોય છે, તે કેળના થાભલાઓ સામે રાખીને તેના ઉપર કરવા જોઇએ રોજ કેળના નવીન થાભલા મળવા શક્ય ન હોવાથી, જૂના વખતમા ચીકણી માટીમા રૂ મેળવીને, તે માટી પલાળી રાખીને, તેનો મોટો પિંડો બનાવી રાખતા. અને પછી એ પિંડાનો જરૂર જેટલો જાડો તથા લાંબો ગોળો બનાવીને, તેના ઉપર આવા તલવારના ઘાવ મારીને મહાવરો કરતા. તેને લીધે તલવાર કેમ હાથમા પકડવી, અને તેના ઘાવ કેમ મારવા, તેની ખરી માહિતી પ્રત્યક્ષ મળતી; અને રોજના મહાવરાથી તેની સારી ટેવ પડતી. ત્રાસો ઘાવ મારીને તલવાર સફાઇથી પાછી ખેચી લેવાની હોય છે. એ રીતે ટેવ કેળવીને બરાબર ઘાવ મારવામા આવે, તો જ ઓછી મહેનતે જોરની કાટ કરી શકાય ખાલી નકલી તલવાર જોરથી ફેરવવામા તો માત્ર સમસમ અવાજ થાય એટલુ જ; પરંતુ તેનો ઉપયોગ કઇ જ નહીં.

તલવારના હાથોનો મહાવરો કરવા માટે શેરડીની ભારીઓનો પણ સારો ઉપયોગ થઇ શકે એવી ભારી ઉપર કે કેળના થાંભના ઉપર ઘાવ મારતાં જો બરાબર ઘાવ મારવામાં આવે નહીં, તો તલવાર વળી જાય છે, અને ઘાવ મારનારના ખભાને, કોણીને કે કાંડાને ઘાવના અવસાન પ્રમાણે આંચકો લાગી ઇજા થાય છે

તલવાર સારા ઉત્તમ પોલાદની અને સારી રીતે પાણી પાયેલી લેવી તેની ધાર બરાબર સજાવવી, તથા તેને કાટ ચડીને તે બગડે નહીં તેની કાળજી રાખવી

તલવારની ફેંકના દાવ જો બરાબર આવડે તો તેનાથી પ્રસંગે ચોતરફના શત્રુઓ ઉપર પણ ઘાવ કરીને પોતાનો બચાવ કરી શકાય

એક હાથમાં તલવાર રાખીને જેવી ફેંક કરે છે, તેવી જ બે હાથમાં તલવાર રાખીને તે બંને તલવારની ફેંક એકીવખતે પણ કરી શકાય છે તેમાં પણ તેવી જ ખૂબી થાય છે જમણા હાથથી જો બરાબર કાટ કરવાનું મુશ્કેલ પડે, તો ડાબા હાથથી તેવી કાટ કરવાનું વધારે કઠણ પડે, એ દેખીતું જ છે પ્રથમ તો ઘાવ અમુક ચોક્કસ જગા ઉપર બરાબર મારવાની ટેવ પાડવી જોઇએ, અને તે ઘાવથી ધારવા પ્રમાણેની કાટ થવી જ જોઇએ તેટલા માટે યોગ્ય રીતે તલવાર ફેરવવાનો શક્ય તેટલો વધારે મહાવરો કરવો આવો મહાવરો પુષ્કળ થયા પછી મને હાથથી ગિનચૂક નાટ કરતા આવડશે પરંતુ હાલ તુરત તો આ દિશાનું માત્ર જ્ઞાન પણ કોઇને ન રહેવું હેવાથી સુદ્દામ આટલું સવિસ્તર લખવું પડયું છે

માત્ર તલવાર હાથમાં હોય તેથી કઇ લાભ નથી કોયતો, કુહાડી કે ધારિયા વગેરે હથિયારો ખેડૂતો રોજ ખેતીના કામ માટે લાકડું કે ઝાડની ડાળીઓ કાપવામાં વાપરે છે એ હથિયારો વાપરવાની ટેવ હોય, તો તે તલવાર કરતા પણ પ્રસંગે વિશેષ ઉપયોગી થઇ પડે છે કેમ કે તે કેમ વાપરવા તેનો સારો મહાવરો તે લોકોને થઇ ગયો હોય છે તેવી તલવારની હાલ સ્થિતિ રહી નથી તલવારની એવી કાટ તો મહાવરો કર્યા સિવાય કરતા જ આવડતી નથી તેટલા જ માટે, તલવાર વાપરવાની ઇચ્છા રાખનારાઓએ તેની તૈયારી અગાઉથી કરી રાખવી, એ સારું.

## એક તલવારના હાથ.



ચિત્ર સંખ્યા ૬૪૮–૬૫૩

**એક તલવારના હાથ**-(હાથ પહેલો):—ચિત્ર નં. ૧ પ્રમાણે ડાબો પગ આગળ રાખીને, અને જમણા હાથમાં તલવાર તે ચિત્ર પ્રમાણે જમીનની જોડે સમાન્તર રાખીને, ઊભા રહેવું. પછી તલવાર વાળો હાથ શક્ય તેટલો પાછળ ખેંચીને એકદમ અવસાનથી ચિત્ર નં. ૨ પ્રમાણે શરીરનો ઝોક આગળ લેવો, અને સામાવાળાને અણી મારવી. સામાવાળો દૂર હોય તો જમણો પગ અને ડાબો પગ જરા જરા આગળ સરકાવતા, **'સરક પવિત્રા'** થી જરૂર જેટલા આગળ જઇને, તેને **'અણી'** મારવી. પછી એકદમ પાછળ જમણી બાજુ ફરીને, ચિત્ર નં. ૩ પ્રમાણે જમણા હાથ તરફના શત્રુ ઉપર **'ગરદન કાટ'** નો ઘાવ મારવો. પછી પાછલો ડાબો પગ ચિત્ર નં. ૪ પ્રમાણે આગળ મૂકીને, તે જ ચિત્ર પ્રમાણે તલવાર માથાની પાછળ રાખીને ઊભા રહેવું. પછી પાછલો જમણો પગ આગળ મૂકીને ચિત્ર નં. ૫ પ્રમાણે તે બાજુના સામાવાળા ઉપર **'શિર'** નો ઘાવ મારવો. પછી આપણી ડાબી તરફ ફરીને ચિત્ર નં. ૬ પ્રમાણે મૂળની બાજુએ મોઢું આવ્યું કે તે બાજુના શત્રુ ઉપર **'ખોપરી'** નો ઘાવ મારવો. પછી તે હાથ આપણી ડાબી બાજુએ આવ્યો કે તે બાજુના શત્રુ ઉપર **'જનોઇ'** નો ઘાવ મારવો. પછી જમણી તરફથી પોણું ચક્કર ફરીને જમણો પગ આગળ લઇ શત્રુની જમણી **કાન-પટ્ટી** ઉપર **તમાચાનો** ઘાવ મારવો. પછી હાથ પાછળ લઇ ડાબો પગ આગળ મૂકવો. આ રીતે ચારે બાજુ મોઢું ફેરવીને, ચાર કાટો કરીને, મૂળની સ્થિતિમાં આવી ઊભા રહેવું.

**એક તલવારના હાથ**-(હાથ બીજો):—ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહીને અણી મારવાની હૂલ બતાવવી, અને તલવારને માથા ઉપરથી ફેરવીને ચિત્ર નં. ૨ પ્રમાણે પાછળ લાવવી, તથા પાછલો જમણો પગ આગળ લાવીને શત્રુના આગલા પગની જાંઘ ઉપર ચિત્ર નં. ૩ પ્રમાણે જાંઘનો ઘાવ મારવો. પછી તલવાર વાળો હાથ ચિત્ર નં. ૪ પ્રમાણે પાછળ લાવવો. પછી ચિત્ર નં. ૫ પ્રમાણે પહેલી બાજુ મોઢું કરીને શત્રુ ઉપર તે ચિત્ર પ્રમાણે 'ગરદન કાટ' નો ઘાવ મારવો. પછી જમણી બાજુથી પાછળ ફરીને, ચિત્ર નં. ૬ પ્રમાણે નીચે બેસી શત્રના ગોઠણ ઉપર 'કુડક' નો ઘાવ મારવો. પછી તેવા જ ઊભા થઇને અને હાથને માથાની પાછળ લઇને, જમણી બાજુથી શત્રુ ઉપર 'કમર' નો ઘાવ ચિત્ર નં. ૭ પ્રમાણે મારવો. પછી ડાબી તરફ ફરીને પાછલી બાજુએ મોઢું કરીને શરૂઆતની સ્થિતિમાં ઊભા રહેવું. એ રીતે પહેલા દાવ પ્રમાણે આ દાવની પણ ચોમુખી કરવી.

## બે તલવારના હાથ.



ચિત્રસંખ્યા ૬૬૧-૬૬૬

**બે તલવારના હાથ-(હાથ પહેલો).**—ચિત્ર નં ૧ પ્રમાણે ડાબા પવિત્રા ઉપર ઊભા રહેવું ડાબા હાથની તલવાર સામે અને જમણા હાથની તલવાર ડોબી પાછળ ચિત્ર પ્રમાણે રાખવી પછી જમણો પગ આગળ મૂકીને ડાબા હાથ વડે શત્રુની ડાબી કાનપટી ઉપર ઘાવ મારવો, એટલે ડાબો હાથ ચિત્ર નં ૨ પ્રમાણે આગળ આવશે, તે વખતે જમણો હાથ તેવો જ પાછળ રહેવા દેવો પછી ડાબો હાથ ફેરવીને પીઠની પાછળ ચિત્ર નં ૩ પ્રમાણે નીચેની તરફ રાખવો, અને ચિત્ર નં. ૨ મા ડાબો પગ પાછળ હતો તે ઉપાડીને જમણા પગની પાછળ તિરકસ રાખવો આ રીતે ફરવા માટે ડાબી બાજુ ફરી જવુ તે જ વખતે ચિત્ર નં ૨ મા જમણો હાથ પાછળ હતો, તે ચિત્ર નં ૩ પ્રમાણે નીચે લાવીને, શત્રુના ગોઠણ ઉપર ઘાવ મારી, ચિત્ર નં ૪ પ્રમાણે એ હાથને ડાબી બાજુએ ઊંચે લાવવો અને મોઢું સહેજ ડાબી બાજુએ ફેરવવુ, તથા જમણો પગ તે જ બાજુએ આગળ મૂકવો, એટલે જમણો હાથ ડાબી બાજુ ઊંચો અને ડાબો હાથ પાછળ પીઠ ઉપર રહેશે, પછી તે જ અવસાનમા જમણો પગ ચિત્ર નં ૪ પ્રમાણે આગળ મૂકવો

પછી જમણો હાથ ફેરવીને અને ડાબો પગ આગળ મૂકીને, શત્રુની જમણી ઘૂંટી ઉપર ઘાવ મારવો, એટલે જમણો હાથ ચિત્ર નં ૫ પ્રમાણે આવશે આ વખતે ડાબો પગ આગળ લાવતા પીઠ પાછળનો ડાબો હાથ પણ ચિત્ર નં ૫ પ્રમાણે આગળ લાવવો, અને પછી તે ડાબો હાથ માથા ઉપર જમણી તરફ આણીને, માથાની આસપાસ પૂર્ણ વર્તુલાકાર ફેરવીને, શત્રુની કાનપટી ઉપર તે ડાબા હાથ વડે ઘાવ મારવો પછી જમણો પગ જમણી તરફથી પાછળ લેવો, અને અર્ધવર્તુલ ફરીને ડાબા પગની પાછળ ચિત્ર નં ૬ પ્રમાણે મૂકવો, અને તે જ ચિત્ર પ્રમાણે બને હાથ રાખવા પછી મૂળ સ્થિતિની ડાબી બાજુ ફરીને ઊભા રહેવું તે સ્થિતિમા રહીને પછી તે મોઢાથી ઉપરના જ હાથ કરવા એ રીતે ચારે બાજુએ મોઢું ફેરવીને હાથ કરવા

ઉપરના હાથ કરતા બને તલવારમા સરખુ અંતર રહેવું જોઇએ એક હાથ આગળ ફરતો હોય, તે વખતે બીજો હાથ પાછળ રાખવો એ પ્રમાણે કરવાથી તલવારો એકમેક ઉપર અથડાતી નથી, અને વાર મારતા આડે આવતી નથી માથા ઉપરથી હાથ ફેરવતી વખતે પણ તલવારનું અંતર બરાબર જાળવવું જોઇએ, અને એક હાથ પછી બીજો હાથ મારવો જોઇએ



ચિત્ર સંખ્યા ૬૬૮–૬૭૦

બે તલવારના હાથ-(હાથ બીજો):—ચિત્ર નં. ૧ પ્રમાણે તલવારો પકડીને ઊભા રહેવું. પછી સામેના શત્રુ ઉપર જમણો પગ આગળ લઈને જમણા હાથ વડે 'લંગોટ'નો ઘાવ ચિત્ર નં. ૨ પ્રમાણે મારવો. પછી તે જ ગતિમાં ડાબા હાથ વડે આપણી ડાબી બાજુના શત્રુ ઉપર 'ગરદન'નો ઘાવ મારવો. પછી ડાબી બાજુ ફરીને ડાબો પગ પાછળ લાવવો, અને ડાબો હાથ ફેરવીને ઊલટો કરી, પીઠ ઉપર ચિત્ર નં. ૩ પ્રમાણે લાવવો; તથા જમણો હાથ માથાની ડાબી બાજુએ ઉપર લઈ, પાછલી બાજુએ જે શત્રુ હોય તેના ગોઠણ ઉપર ઘાવ મારવા માટે ચિત્ર નં. ૩ પ્રમાણે ફરીને, નીચે બેસી જમણા હાથ વડે ઘાવ મારવો. આ ઘાવ મારતાં જમણા હાથનું કાંડું ગોળ ફેરવીને ઘાવ મારવો. પછી જમણો હાથ ચિત્ર નં. ૪ પ્રમાણે પાછળ લઈ ઊભા રહેવું, અને ડાબો હાથ પાછળ હોય તે ફેરવીને ઉપર લાવવો. પછી પાછલો ડાબો પગ ચિત્ર નં. ૪ પ્રમાણે આગળ લાવી ડાબા હાથ વડે આપણી જમણી બાજુના શત્રુની જમણી કાનપટ્ટી ઉપર ઘાવ મારવો. પછી જમણો પગ ડાબાની પાછળ લેવો, એટલે મૂળ સ્થિતિમાં મોઢું આવશે. પછી મૂળ સ્થિતિની જમણી બાજુએ બંને તલવારો ફેરવીને, તે બાજુએ મોઢું કરીને ઊભા રહેવું પછી તે મોઢાથી ઉપર પ્રમાણે ક્રિયા કરીને હાથ કરવો. એ રીતે ચારે બાજુથી હાથ કરવા.

આ હાથ બરાબર કરતા આવડ્યા કે ચોક, ચોરંગી, ચોમુખી તથા અષ્ટમુખી વગેરે હાથ કરવાનો જે તે બાજુ મોઢા ફેરવીને મહાવરો કરવો. એ રીતે કરતા ગોળાકાર ફરતા જે ચક્કર આવે છે તે પણ નહીં આવે.

ગ બાળકૃષ્ણ ઉર્ફે રાવસાહેબ ગણપતરાવ કુકડે, કાશી.



ચિત્ર સખ્યા ૬૭૧

પટ્ટા, તલવાર, ભાલુ વગેરે હથિયારના કામમા એ સારા હોશિયાર છે. પાચ હથિયારો એક સાથે લઇને એ જુદા જુદા પ્રકારના હાથ કરે છે.

# હનુમંતી પટ્ટો.



## ઉપોદ્ઘાત.

**ત**લવાર, ભાલુ, બરછી, ધનુષ્યબાણ, ફિરપાણ, ભિંદિપાલ (ગોફણ), વગેરે હથિયારો પ્રાચીન સમયમા નીકળ્યા, તે વખતથી જ પટ્ટાનો પણ જન્મ થયેલો જણાય છે પટ્ટો એ તીક્ષ્ણ ધાર વાળુ તલવાર જેવુ શસ્ત્ર છે, અને તેની મદદથી આત્મસંરક્ષણ તથા શત્રુનો નાશ કરી શકાય છે પટ્ટાધર પોતાની આસપાસ પટ્ટો ફેરવ્યા કરે, તો સુદર્શન ચક્રની પેઠે જ તે ફેરવનારનુ રક્ષણ કરે છે બંદૂકના દારૂનો શોધ લાગ્યો ન હતો, તે વખતે હાથોહાથની લડાઇઓમા આ પટ્ટાનો સારો ઉપયોગ થતો હતો બંદૂક, તોપ, વગેરે નવીન સાધનોનો શોધ થયા પછી આવા જૂના હથિયારો હવે લડાઇના કામમા નિરુપયોગી થઇ પડ્યા છે તેને લીધે હાલના લશ્કરોમા પટ્ટાનો ઉપયોગ કરવામા આવતો નથી મરેઠા લોકોની કારકિર્દીમા પટ્ટાનો ઉપયોગ લડાઇના કામમા ઘણો થયેલો હોવાથી મહારાષ્ટ્રમા પટ્ટાનો પ્રચાર વિશેષ થયેલો છે લશ્કરમા દાખલ થતા પહેલા તે વખતે પ્રચલિત હથિયારો વાપરવાનુ શિક્ષણ પ્રથમ આપવામા આવતુ હતું, અને તે વાપરવાના કૌશલ્ય પ્રમાણે જેની તેની લશ્કરમા દાખલ થવાની લાયકાત ગણવામા આવતી તેને લીધે તલવાર, પટ્ટો, ભાલુ વગેરે કેમ વાપરવા, તેનુ મરેઠા લોકોએ શાસ્ત્ર જ બનાવ્યુ હતુ, અને તે શાસ્ત્રનો પ્રચાર તે વખતે મહારાષ્ટ્રમા ગામેગામ થયો હતો. અને તેથી, પટ્ટો ફેરવવાની કળા પણ તે વખતે ઊંચે દરજ્જે પહોચી હતી પછીથી બધી જ પરિસ્થિતિ બદલાઇ ગઇ, એટલે આ યુદ્ધોપયોગી કળાનો પણ હ્રાસ થતો ચાલ્યો આજ પણ મહારાષ્ટ્રમા અખાડાઓમા જુદા જુદા મરદાની ખેલોમા પટ્ટો ફેરવવાનો ખેલ પણ તેવા એક પ્રકાર તરીકે હજી કાયમ રહેલો છે પરતુ પછીથી અખાડાઓની નિકૃષ્ટ દશા થતા આ પટ્ટાની કળાનો લોપ થતો ચાલ્યો છે આપણા સુભાગ્યે ફરીને સમાજનુ લક્ષ જૂના મરદાની ખેલો તરફ વળેલુ છે, તેને લીધે એ નામશેષ થતા જતા પટ્ટાના ખેલ તરફ સમાજનુ લક્ષ ફરી ખેચાયુ છે એ આનદની વાત છે

મરેઠા લોકોની લડાઇઓમા પટ્ટો ઉત્તમ રીતે ફેરવીને શત્રુનો પરાજય કર્યાના અનેક પ્રસગો છે, અને તેના વર્ણનો પણ છે લડાઇના પ્રસગે પટ્ટો સારો ફેરવતા આવડે, તેટલા માટે બે બે કલાક સુધી એક અગર બને હાથમા પટ્ટો લઇને ફેરવવાનો તે લોકો મહાવરો કરતા હતા આવી રીતે કસરત કરવાથી તે લોકોનુ શરીરસામર્થ્ય ઘણા ઊંચા પ્રકારનુ થતુ હતુ તે વખતમા પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ પટ્ટો ફેરવવાના કામમા તરબેજ થતી ઝાસીના શ્રી સૌ લક્ષ્મી બાઇની પટ્ટો ફેરવનાર તરીકેની ઉત્તમ ખ્યાતિ હતી તે જ પ્રમાણે રા વાસુદેવ બળવત ફડકેની સ્ત્રીએ પટ્ટાની મદદથી પોતાના પાતિવ્રત્યનુ રક્ષણ કરેલુ હતુ એમ કહેવાય છે આવા ઘણા ઉદાહરણો આપી શકાશે એ ઉપરથી એવુ સિદ્ધ થાય છે, કે એ એક જૂની કળા છે તેનો ઉપયોગ હવે એક ઉત્તમ વ્યાયામ તરીકે

કરવાનો છે. તે ઉપરાંત, આજ પણ વિશિષ્ટ પ્રસંગે ગુંડાઓથી આત્મરક્ષણ કરવાના કામમા પણ તેનો સારો ઉપયોગ થઇ શકે છે.

પટ્ટાનો વ્યાયામ નિયમિત રીતે કરવાથી શરીરમા સ્ફૂર્તિ આવે છે, અને મગજ તીવ્ર થાય છે. શરીર ચપળ અને નીરોગી બને છે. તથા શરીરમા એક પ્રકારનુ જોમ આવે છે. જેને પોતાનુ બળસંવર્ધન કરીને આરોગ્યરક્ષણ કરવાનુ હોય, તેણે તો આ વ્યાયામ જરૂર કરવો.

ઓ! વિશ્વવંદ્ય પવિત્ર ભરતભૂમિમા જન્મ લેનારા બાળકો! અને ઓ! દેશના આધારભૂત તરુણો! તમારી માતૃભૂમિની ભવિષ્ય કાળની જોખમદારી તમારા ઉપર છે તેટલા માટે તમે પોતાને તથા તમારા મિત્ર દેશબંધુઓને આ પટ્ટા જેવા મરદાની ખેલોની અભિરુચિ એવી લગાડો, કે જેથી સૌનું આત્મબળ વધે, અને અંગમા સ્ફૂર્તિ, ચપળતા તથા કાર્યક્ષમતા આવે, તેમજ આત્મસંરક્ષણ કે પરસંરક્ષણ કરવાનુ સામર્થ્ય વૃદ્ધિંગત પામે

## પટ્ટાના વિભાગ

પટ્ટી શબ્દમાથી પટ્ટો એવો શબ્દ થયો છે, અને વ્યવહારમા પટ્ટો એવા નામથી પ્રચલિત છે. તેના બે પ્રકાર છે. એકધારી પટ્ટો અને બેધારી પટ્ટો. એકધારી પટ્ટાના હાથા પાસેનુ પાનું દોઢ ફૂટ સુધી એકધારી અને પછી બેધારી હોય છે. તેથી આ એકધારીનો પણ બેધારી જેવો ઉપયોગ કરી શકાય છે બેધારી પટ્ટાને બન્ને બાજુ સરખી ધાર હોય છે, અને ઘણી ધમાલના વખતે તેનો સારો ઉપયોગ થાય છે. પટ્ટાના પાચ ભાગ હોય છે. હાથો, પકડ, પાનુ, મૂઠ અને કડી એ પાચ ભાગો જોડીને પટ્ટો બનાવવામા આવે છે.

## પટ્ટાને તૈયાર કરવાની રીત.

એક ફૂટ પહોળું, બે ફૂટ લાબુ અને એક દોરો જાડું એવુ પોલાદનું, લોઢાનુ, પિત્તળનું કે તાંબાનું એક પતરું લેવું. પછી હાથના આકારનો ઘાટ કરવા માટે દાબ તૈયાર કરીને તેમા તે પતરાને ઘાલીને દાબવુ, એટલે હાથો તૈયાર થશે. પછી તેને મૂઠ ઘાલવાની જગાએ નીચે અને ઉપર એવા બે તથા કડી ઘાલવાની જગાએ પણ હાથાની બંને ધાર પાસે બે બાજુમા બે, એવા કાણા પાડવા પટ્ટાને હાથમા પકડી શકાય તેટલા માટે તેની મૂઠની જગાએ (હાથાની આગલી બાજુની મૂઠની અંદર એક કે દોઢ ઇંચ જગા છોડીને), બંને તરફ નાની આંગળીના છેડા જેટલા જાડા કાણાં પાડવા, અને તે કાણામા તેટલી જ જાડાઇનો (આશરે પા ઇંચની જાડાઇનો) લોખંડી સળિયાનો કકડો બેસાડવો, અને પતરાની બહારના ભાગે બન્ને બાજુએ પિત્તળની ચકતીઓ બેસાડી તે સળિયાનો કકડો હાલે નહી તેવો મજબૂત જડવો. એ કકડો બેસાડતા પહેલાં તેને તે સળિયા કરતા જરા પહોળા વ્યાસની એક પોલી ભૂંગળી પહેરાવવી એ ભૂંગળી એ સળિયાને એવી રીતે પહેરાવવી (ચડાવવી) કે સળિયાને પતરા સાથે મજબૂત બેસાડવા છતા તે ભૂંગળી તો તેની ચોપાસ ફરી જ શકે, અને ઊંચી નીચી થઇ શકે પછી હાથાના છેડા પાસે ધનુષ્યના આકારની એક કડી બેસાડવી, કે જેથી હાથામાથી હાથ નીકળી ન જાય પછી ૧૨ ઇંચ લાબી અને એક ઇંચ પહોળી બે લોખંડી પટ્ટીઓ લઇને તેનો પકડ તૈયાર કરવો, અને તે પકડની પટ્ટીઓના એક બાજુના છેડા વાળીને, તે પકડ હાથાની આગલી ગોળ બાજુએ રિવેટ કરીને જોડવો. પછી એ પકડને બે બે ઇંચ ઉપર જરૂર જેટલાં કાણા પાડીને, અને તે જ માપથી પટ્ટાના પાનાને પણ કાણા પાડીને, અંદર સ્ક્રૂ

કે ખીલા મારીને મજબૂત બેસાડવો. પટ્ટાનું પાનું એવું સ્થિતિસ્થાપક અને જાડું જોઇએ, કે એ પાનાના અર્ધા ભાગ પછીનો ભાગ વાળીને, ઉપર નીચે નમાવી શકાય અગર વાળી શકાય.

## હાથાનો ઉપયોગ.

તલવારની મૂઠ નાની હોય છે, તેથી હાથને પરસેવો વળે ત્યારે તે હાથમાંથી વખતે ખસી જાય છે. પટ્ટાની મૂઠ-હાથો હાથના આકારનો હોઇને હાથની કોણી જેટલો લાંબો હોય છે, અને તેની અંદર હાથને ઘાલવાનો હોય છે. તેથી તે પટ્ટો ગમે તેમ ફેરવીએ, તે વખતે પણ તે હાથમાંથી નીકળી જતો નથી. તેની રચના જ એવી છે, કે તેમાંથી હાથ એકાએક કાઢી જ શકાતો નથી. વળી એ હાથો કોણી સુધી લાંબો હોવાથી અને હાથના આકારનો જ પોલાદનો ગોળ બનાવેલો હોવાથી, હાથ ઉપર શત્રુના પટ્ટાનો કે તલવારનો ઘાવ આવે તો પણ તે હાથનો સારી રીતે બચાવ કરે છે.

## પટ્ટાનો હાથ (ઘાવ) મારવાની રીતિ.

ફરીગદકાની પેઠે જ પટ્ટાના ખેલોમાં પણ માથું, કાનપટ્ટી (જમણી કે ડાબી), ખભા, પાંસળીઓ, કમર, જાંઘ, પગની પિંડીઓ અને ઘૂંટી, એ ભાગો ઉપર તેના ઘાવ મરાય છે. પટ્ટાને જો કે ધાર બે બાજુએ હોય છે, તો પણ તેનો ઘાવ તો એક બાજુથી જ જોરથી મારી શકાય છે. પટ્ટો હાથમાં લેતાં છેલ્લી આંગળી તરફ તેની જે ધાર હોય છે, તે બાજુથી જ તેની ધાર સારી વાગે છે. એટલે ઉપર જણાવેલી જગાના જુદા જુદા ઘાવ મારતાં, છેલ્લી આંગળીની બાજુ સામે આવે એવી રીતે એ ઘાવ મારવા. ઉપરથી નીચે ઘાવ મારવાના હોય, તો તે વખતે છેલ્લી આંગળીની બાજુ નીચે રાખીને ઘાવ મારવા; અને નીચેથી ઉપર ઘાવ મારવાના હોય તે વખતે છેલ્લી આંગળીની બાજુ ઊંચે રાખીને ઘાવ મારવા. જમણી તરફથી ડાબી તરફ ઘાવ મારવાના હોય, તો હાથ સવળો કરીને છેલ્લી આંગળીની બાજુ ડાબી તરફ કરવી. ઘણા માણસો આ ધોરણ ધ્યાનમાં રાખ્યા વગર પટ્ટાના હાથ કરે છે, પણ તેમ કરવું એ બરાબર નથી. બરાબર સરખી ધાર રાખીને ઘાવ મરાય, તો પટ્ટાનો ફરફર એવો અવાજ થતો નથી. ભૂલથી પટ્ટો આડો રહ્યો હોય, તો જ પટ્ટાનો ફરફર એવો અવાજ થાય છે; અને તેને લીધે પટ્ટો વધારે સ્ફૂર્તિથી ફરે છે એમ જોનારને લાગે, પણ તેવી રીતે પટ્ટો રાખીને ઘાવ મારવાથી સારી કાટ થતી નથી. પટ્ટાનો ઘાવ મારતાં હાથ ટૂંકો ન રાખતાં શક્ય તેટલો લાંબો રાખવો, અને ચતુરાઇથી તિરકસ ઘાવ મારવો.

## કાટ.

પટ્ટાના બધા હાથોમાં કાટનું કામ વધારે મહત્ત્વનું છે. તે જો સધાય નહીં તો ખાલી પટ્ટો ફેરવવાનો કંઇ જ અર્થ નથી. કાટનો મુખ્ય હેતુ ચોક્કસ જગાએ ઘાવ મારીને શત્રુને જખમી કરવાનો હોય છે. અને તેટલા જ માટે પટ્ટો સ્થિતિસ્થાપક પાનાનો, સારી અણીવાળો, અસલ પોલાદનો અને સારી ધારવાળો હોવાની જરૂર છે. નહીંતર કાટ સારી ન થતાં કાટ કરવાની વસ્તુ જ આગળ (સામે) ઊડી જાય છે.

કાટ કરતાં સામે રાખેલી વસ્તુ આપણાથી કેટલે દૂર છે, અને તે પટ્ટાની પહોંચમાં છે કે નહી, તે કાટ કરનારે પ્રથમ જોવું-જાણવું જોઇએ. જો તે પટ્ટાની પહોંચ બહાર હોય કે બહુ જ નજીક હોય, તો જરૂર પ્રમાણે આગળ કે પાછળ પવિત્રા કાપીને પછી કાટ કરવી. બરાબર ચતુરાઇથી ઘાવ થાય, તો જ સારી કાટ થાય, અને એક જ ઘાએ લીંબુના બે કકડા થઇ જાય. એ રીતે એક બાજુની કાટ બરાબર

આવડે, કે બીજી બાજુની કાટ કરવાનો મહાવરો કરવો.

નવીન શીખનારાઓ માટે જુદી જુદી કાટની હકીકત સ્વતંત્ર આપેલી છે. પણ એ બધી કાટ બરાબર આવડે, કે જુદા જુદા પ્રકારના હાથો મિશ્ર રીતે કરવાનો મહાવરો કરવો.

પટ્ટાનો ઘાવ બરાબર લાગે છે કે નહીં તે જોવા સારુ કેળનો થાંભલો કે શેરડીનો બારો લટકતો રાખીને તે કાપી જોવો. બરાબર તિરકસ ઘાવ જશે તો જ લટકતી વસ્તુ કપાશે. ઘાવ બરાબર તિરકસ નહીં લાગે, તો વસ્તુ કપાવાને બદલે પટ્ટાનું પાનું જ વળી જશે. સારા પટ્ટા ખેલનારા એક જ ઘાવથી પચાસ શેરડીના બારાને સાફ કાપી નાખતા હતા એમ કહેવાય છે. ઘાવ બરાબર બેસે તો હાથને આંચકો ન લાગતાં સામેની વસ્તુ જ બરાબર કપાઇ જાય; નહીંતર હાથને આંચકો લાગે, અને કાંડાને તથા હાથને ઇજા થાય. તે જ પ્રમાણે પટ્ટાનો ઘાવ ચોક્કસ જગાએ લાગ્યો કે નહીં, તે જોવા માટે લીંબુ, બટાટા કે લવીંગ, ચોખા જેવી ઝીણી વસ્તુ સામે રાખીને તે કાપી જોવાનો મહાવરો કરવો. સારી રીતે મહાવરો થયા પછી આંખે પાટા બાંધીને પણ એવી ઝીણી વસ્તુ કાપી શકાય છે.

### પટ્ટાના પ્રકાર.

એક હાથથી પટ્ટો બરાબર ફેરવતાં આવડે, એટલે બંને હાથમાં પટ્ટા ઘાલીને તેને ફેરવતાં શીખવું. પછી એક હાથમાં પટ્ટો અને બીજા હાથમાં બનેટી પકડીને ફેરવવાની ટેવ કેળવવી. તે જ પ્રમાણે એક હાથમાં પટ્ટો અને બીજા હાથમાં લકડી પકડીને પણ ફેરવતાં શીખવું. આ રીતે એકહાથી પટ્ટો, દુહાથી પટ્ટો, પટ્ટા-બનેટી અને પટ્ટાલકડી એવા એના ચાર પ્રકાર છે.

### શિક્ષણ પદ્ધતિ

પટ્ટાના વિષયમાં (રાહમાં) ચક્ર, પલટો, કાટ, કાઢણી વગેરે બાબતો હોવાથી શીખનારને તે કઠણ પડે છે. તેટલા માટે એ પ્રત્યેક બાબત (રાહ) શીખવતી વખતે શિક્ષકે એ બાબતોના ભાગ પાડીને શીખવવું. એક બાબત (રાહ) નો એક ભાગ પૂરો થયા પછી બીજો ભાગ શીખવવો, એટલે શીખનારને સુગમ પડશે. તેટલા માટે એ ભાગોની જુદી જુદી ક્રિયાને જરૂર લાગે, તો એક, બે, ત્રણ એવી સંજ્ઞા આપીને શીખવવી. એક વખત આવા ભાગો બરાબર આવડ્યા પછી, આખી સળંગ ક્રિયા (રાહ) કરાવવી. એવો સારો મહાવરો થયા પછી ઊડીને (કૂદીને) હાથ (રાહ) કરતાં શીખવવું.

### પટ્ટાના પારિભાષિક શબ્દો.

**રાહ:**—પટ્ટાની ફેંક, ઘાઇ કે હાથ, હૂલ, કાટ, ઘાવ, પલટો વગેરે ઠરેલી ક્રિયાઓ મળીને એક રાહ થાય છે.

**પલટો:**—મોઢું પાછળ ફેરવીને અથવા કોઇ કાટ કરીને પાછું ફરવાની રીત.

**કાટ:**—ઘાવ મારવાની ક્રિયા.

**કાઢણી:**—ઘાવ મારતાં અગર ઘાવ મારીને પટ્ટાને પગની વચમાંથી કે ઠેકીને પગની નીચેથી કાઢી લેવાની રીત.

**મહોરો ફેરવવો:**—મોઢું ફેરવવું.

**ડબ મારવી:**—ઘાવ મારીને કે હૂલ મારીને બગલની નીચેથી નીકળી જવું, અથવા હાથ ટેકવીને આગળ કે પાછળ કૂદકો મારવો.

**કાટ છાટ:**—ઘાવ મારીને કાપવું.

## પટ્ટો લેવાની રીત.

વ્યાયામશાળામાં પટ્ટો ખીંટી ઉપર ટાંગી રાખેલો હોય છે ત્યાંથી તેને ઉપાડીને બહાર મેદાનમાં લાવવાનો હોય છે તે વખતે તેને હાથમાં લેતાં અગાઉ તેને વંદન કરવું એવો જૂનો ચાલ છે. પછી જમણે હાથે તેનો હાથો અગર પકડ પકડીને તેને ખીંટી ઉપરથી નીચે લેવો, અને તેનો છેડો ઉપર કરીને તેને ડાબા હાથમાં લઈ અવળો કરવો. પછી હાથામાં જમણો હાથ ચત્તો કરીને ઘાલીને તેને મજબૂત પકડવો. અને તે આપણા હાથમાં બરાબર બેસે છે કે નહીં એ જોવા તે હલાવી જોવો. તે ઢીલો હશે તો આગલી બાજુ હાથને ઘસાશે. તેમ હોય તો હાથને રૂમાલ બાંધીને પકડી જોવો, એટલે બરાબર બેસશે. તેમ છતાં જો બરાબર ન બેસે તો બીજો લેવો. એ રીતે બરાબર બેઠા પછી તેને બહાર લાવીને મેદાન ઉપર રાખવો. નવીન શીખનારે નીચે બતાવ્યા પ્રમાણે એક સીધી લીટીમાં ત્રણ વર્તુળો કાઢવાં.

૨ ——— ૧૨ ફૂટ ——— ૩ ——— ૧૮ ફૂટ ——— ૧

નંબર ૧ અને ૨ ના વર્તુલ વચ્ચે ૩૦ ફૂટનું અંતર રાખવું, અને ૨ નંબરના વર્તુલથી ૧૨ ફૂટનું અંતરે ૩ નંબરનું વર્તુલ કાઢવું. આ વર્તુલો પૈકી ૨ નંબરના વર્તુલ ઉપર પટ્ટો મૂકવો, અને પાછળ પવિત્રા લઈને ૧ નંબરના વર્તુલ ઉપર જઈને ડાબો પવિત્રા આગળ રાખીને ઊભા રહેવું. પછી ડાબો પગ ઊંચો કરીને બંને હાથ ઉપર લેવા. અને આગળ પવિત્રા નાખતાં ૩ નંબરના વર્તુલ તરફ જવું. જમણો પગ ગોઠણમાંથી અક્કડ રાખવો, અને ડાબો પગ, આગળ જમીન તરફ રહે એવા બેતથી રાખી તેનો પંજો મરડીને ઊંચો રાખવો. પછી આગળ જતી વખતે એક એક પગ ઊંચે ઉપાડીને આગળ પવિત્રા નાખતાં જવું. પટ્ટાની પાસે ગયા પછી જમણો પગ આગળ ન હોય, તો પગ બદલીને પણ જમણો પગ આગળ રાખી ઊભા રહેવું. પછી ઇષ્ટદેવ અને ગુરુનું સ્મરણ કરીને બંને હાથ વડે પટ્ટાને નમસ્કાર કરવા. તેમ જ ગુરુની આજ્ઞા લઈને પટ્ટો ઉપાડી, જમણા હાથમાં ઘાલીને, પવિત્રા બદલીને, ડાબો પગ આગળ રાખી ઊભા રહેવું.

## પલટો.



ચિત્ર સંખ્યા ૬૭૨–૬૭૯

**પલટો:**—ચિત્ર નં. ૧ પ્રમાણે જમણા હાથમાં પટ્ટો પકડીને અને ડાબો પગ આગળ મૂકીને તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું. પછી પટ્ટાનું પાનું હલાવીને જોવું. પછી પટ્ટાનો હાથ માથા ઉપરથી પાછળ લઇ, પટ્ટો ડાબી તરફથી જમણી તરફ ફેરવી લાવી, ઘાવ મારવાની તૈયારીની સ્થિતિમાં ચિત્ર નં. ૨ પ્રમાણે રહેવું. પછી તે જ ચિત્ર પ્રમાણે પાછલો જમણો પગ આગળ મૂકવો. પછી સામાવાળાના ડાબા ખભા ઉપર ચિત્ર નં. ૨ પ્રમાણે જનોઇનો તિરકસ ઘાવ મારવો, એટલે પટ્ટો ચિત્ર નં. ૩ પ્રમાણે ડાબી બાજુએ આવશે. પછી પટ્ટાનો હાથ ચિત્ર નં. ૪ પ્રમાણે માથા ઉપર લઇને, સામાવાળાના જમણા ખભા ઉપરથી જનોઇનો તિરકસ ઘાવ મારવો, એટલે પટ્ટો ચિત્ર નં. ૫ પ્રમાણે જમણી બાજુએ આવશે. પછી ડાબો પગ ઉપાડીને જમણા પગની આગળ ચિત્ર નં. ૬ પ્રમાણે મૂકવો, અને શરીર પાછળ ફેરવવું; એટલે તે ચિત્ર પ્રમાણે શરીરની સ્થિતિ આવશે. પછી ચિત્ર નં. ૭ પ્રમાણે જમણો પગ ઉપાડીને ડાબા પગ ઉપર ઊભા રહેવું, અને પટ્ટાનો હાથ તે ચિત્ર પ્રમાણે માથાની પાછળ લેવો. પછી જમણી બાજુએ અર્ધવર્તુળ ફરી જવું, અને પાછળની બાજુએ (મૂળ દિશાએ) મોઢું કરીને ચિત્ર નં. ૮ પ્રમાણે જમણો પગ આગળ મૂકીને, અને તે ચિત્ર પ્રમાણે પટ્ટો પકડીને ઊભા રહેવું. પછી પાછલો ડાબો પગ જમણા પગની આગળ મૂકીને, ચિત્ર નં. ૧ પ્રમાણે તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું.

નવીન શીખનારના લક્ષમાં બધી ક્રિયા આવે, તેટલા માટે ભાગ પાડીને બધી ક્રિયા (રાહ) નું વર્ણન કર્યું છે. પણ એ બધી ક્રિયા ધ્યાનમાં આવી ગયા પછી, તે બધી એક પછી એક, વચ્ચે નહીં થોભતાં કરવાની છે. આ રીતની આ આખી ક્રિયાને **પલટો** કહે છે. હવે પછી બતાવવામાં આવશે તે જુદી જુદી રાહ તથા સલામી વગેરે કર્યા પછી, આ પલટો કરીને મૂળ સ્થિતિમાં આવવાનું હોય છે. તેથી પલટાની આ હકીકત પ્રથમ આપેલી છે. પલટાની આ ક્રિયા બરાબર કરતાં આવડી, કે પછીની બધી ક્રિયા ઉફાણ (કૂદકો) લઇને કરવાની ટેવ પાડવી, એટલે કામ સફાઇભર્યું દેખાશે, અને કસરત સારી થશે.

# પલટો.



ચિત્ર સંખ્યા ૬૭૨–૬૭૯

**પલટો:**—ચિત્ર નં. ૧ પ્રમાણે જમણા હાથમાં પટ્ટો પકડીને અને ડાબો પગ આગળ મૂકીને તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું. પછી પટ્ટાનું પાનું હલાવીને જોવું. પછી પટ્ટાનો હાથ માથા ઉપરથી પાછળ લઇ, પટ્ટો ડાબી તરફથી જમણી તરફ ફેરવી લાવી, ઘાવ મારવાની તૈયારીની સ્થિતિમાં ચિત્ર નં. ૨ પ્રમાણે રહેવું. પછી તે જ ચિત્ર પ્રમાણે પાછલો જમણો પગ આગળ મૂકવો. પછી સામાવાળાના ડાબા ખભા ઉપર ચિત્ર નં. ૨ પ્રમાણે જનોઇનો તિરકસ ઘાવ મારવો, એટલે પટ્ટો ચિત્ર નં. ૩ પ્રમાણે ડાબી બાજુએ આવશે. પછી પટ્ટાનો હાથ ચિત્ર નં. ૪ પ્રમાણે માથા ઉપર લઇને, સામાવાળાના જમણા ખભા ઉપરથી જનોઇનો તિરકસ ઘાવ મારવો, એટલે પટ્ટો ચિત્ર નં. ૫ પ્રમાણે જમણી બાજુએ આવશે. પછી ડાબો પગ ઉપાડીને જમણા પગની આગળ ચિત્ર નં. ૬ પ્રમાણે મૂકવો, અને શરીર પાછળ ફેરવવું; એટલે તે ચિત્ર પ્રમાણે શરીરની સ્થિતિ આવશે. પછી ચિત્ર નં. ૭ પ્રમાણે જમણો પગ ઉપાડીને ડાબા પગ ઉપર ઊભા રહેવું, અને પટ્ટાનો હાથ તે ચિત્ર પ્રમાણે માથાની પાછળ લેવો. પછી જમણી બાજુએ અર્ધવર્તુળ ફરી જવું, અને પાછળની બાજુએ (મૂળ દિશાએ) મોઢું કરીને ચિત્ર નં. ૮ પ્રમાણે જમણો પગ આગળ મૂકીને, અને તે ચિત્ર પ્રમાણે પટ્ટો પકડીને ઊભા રહેવું. પછી પાછલો ડાબો પગ જમણા પગની આગળ મૂકીને, ચિત્ર નં. ૧ પ્રમાણે તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું.

નવીન શીખનારના લક્ષમાં બધી ક્રિયા આવે, તેટલા માટે ભાગ પાડીને બધી ક્રિયા (રાહ) નું વર્ણન કર્યું છે. પણ એ બધી ક્રિયા ધ્યાનમાં આવી ગયા પછી, તે બધી એક પછી એક, વચ્ચે નહીં થોભતાં કરવાની છે. આ રીતની આ આખી ક્રિયાને **પલટો** કહે છે. હવે પછી બતાવવામાં આવશે તે જુદી જુદી રાહ તથા સલામી વગેરે કર્યા પછી, આ પલટો કરીને મૂળ સ્થિતિમાં આવવાનું હોય છે. તેથી પલટાની આ હકીકત પ્રથમ આપેલી છે. પલટાની આ ક્રિયા બરાબર કરતાં આવડી, કે પછીની બધી ક્રિયા ઉફાણ (ફટકો) લઇને કરવાની ટેવ પાડવી, એટલે કામ સફાઇભર્યું દેખાશે, અને કસરત સારી થશે.

## પહેલી રાહની સલામી.



ચિત્ર સંખ્યા ૬૮૦–૬૮૩

**પહેલા રાહની સલામી:**—ચિત્ર નં. ૧ પ્રમાણે તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું. પછી કોણીમાંથી જમણો હાથ ઊંચો નીચો રાખીને પટ્ટાને હલાવવો. એ રીતે પટ્ટો હલાવતા હલાવતા સરક પવિત્રાથી બે ચાર પવિત્રા આગળ જવું, અને પટ્ટાનો હાથ આગળ રાખીને સામાવાળાને 'હૂલ' મારવી, અને તે જ અવસાનમાં હાથ છાતી પાસે પાછળ લઇને આડો રાખવો અને ચિત્ર નં. ૨ પ્રમાણે પાછળ ફરીને જમણા પગનો પંજો ઊભો રાખીને ઊભા રહેવું. પછી મોઢું ન બદલતાં ચિત્ર નં. ૨ માંનો જમણા પગનો પંજો જમીન ઉપર મૂકીને, ડાબો પગ પાછળ છે તે જમણી બાજુએ જમણા પગ જોડે મેળવી લેવો. પછી જમણો પગ ચિત્ર નં. ૩ પ્રમાણે ઊંચો લઇને પટ્ટાનો હાથ માથા ઉપરથી પાછળ લેવો. અને તે જ અવસાનમાં જમણો પગ ઉપાડેલો રાખીને, ડાબી બાજુથી પાછળની બાજુએ ફરીને, ચિત્ર નં. ૪ પ્રમાણે જમણો પગ આગળ મૂકવો, અને તે બાજુના સામાવાળાના ડાબા ખભા ઉપર જનોઇનો હાથ મારવા માટે પટ્ટાનો હાથ તૈયાર રાખવો. પછી જનોઇનો ઘાવ મારીને પલટાની ક્રિયા ઉફાણુ મારીને કરવી અને ચિત્ર નં. ૧ પ્રમાણે શરૂઆતની સ્થિતિમાં આવી ઊભા રહેવું.

(આગલો પગ એક વેંત આગળ સરકાવીને પાછલો પગ એક વેંત આગળ સરકાવવો. પછી ફરીને આગલો પગ એક વેંત આગળ સરકાવી પાછલો પગ તેટલો જ આગળ સરકાવવો. આ રીતે બંને પગ થોડા થોડા આગળ સરકાવતા તે જ પવિત્રા ઉપર આગળ જવું, તેને **સરક પવિત્રા** કહે છે.)

## પહેલી રાહ (ત્રણ ચક્કરની).




ચિત્ર સંખ્યા ૬૮૪–૬૮૬

**પહેલી રાહ (ત્રણ ચક્કરની)**:—ચિત્ર નં. ૧ પ્રમાણે તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું. પછી પાછલો જમણો પગ ઉપાડીને, અને પટ્ટાનો હાથ માથા ઉપર લઈને, ચિત્ર નં. ૨ પ્રમાણે ઊભા રહેવું. પછી જમણો પગ આગળ મૂકીને, ચિત્ર નં. ૩ પ્રમાણે 'ગરદન કાટ'નો ઘાવ મારવો, અને તે જ અવસાનમાં આગલો જમણો પગ ઊંચે લઈને, હાથ ચિત્ર નં. ૨ પ્રમાણે માથા ઉપર લેવો અને ડાબા પગ ઉપર ઊભા રહીને ડાબી બાજુથી સંપૂર્ણ ચક્કર ફરવું. ફરી

ચિત્ર નં. ૨ પ્રમાણે મોઢું આવ્યું કે પુનઃ ચિત્ર નં. ૩ પ્રમાણે 'ગરદનકાટ'નો ઘાવ મારવો, અને ફરી જમણો પગ ઉપાડીને પહેલાંની પેઠે ડાબી બાજુથી સંપૂર્ણ ચક્કર ફરવું. ફરી મૂળની બાજુએ મોઢું આવ્યું કે 'ગરદનકાટ' કરવી. આ રીતે ત્રણ ચક્કર લેવાં. અને ત્રીજું ચક્કર પુરું થયા પછી 'ગરદનકાટ'નો ઘાવ મારીને 'પલટા'ની ક્રિયા કરવી, તથા ચિત્ર નં. ૬ પ્રમાણે તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું.

**પહેલી રાહની વેલ:**—ચિત્ર નં. ૧ પ્રમાણે તૈયારીની સ્થિતિમાં ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૨ તથા ૩ પ્રમાણે ક્રિયા કરીને 'ગરદનકાટ'નો ઘાવ મારવો. પછી પટ્ટાનો હાથ ડાબી બાજુએ ગયો કે તે હાથ છાતી સામે આડો રાખી તે જ અવસાનમાં પાછલો ડાબો પગ ઉપાડી, ડાબી તરફથી ફરવું, અને ડાબો પગ જમણા પગની પાછળથી લઇને, જમણા પગની આગળ મૂકવો. પછી પુનઃ પાછળ રહેલો જમણો પગ ઉપાડી, ડાબી તરફથી ફરવું, અને જમણો પગ ડાબા પગની આગળ મૂકવો. આ રીતે બે વખત પગ આગળ લીધા, એટલે આપણી આસપાસનું સંપૂર્ણ ચક્કર થયું, અને પુનઃ ચિત્ર નં. ૨ પ્રમાણે મોઢું આવ્યું. એ રીતે બે વખત પગ આગળ સીધી લીટી ઉપર મૂકીને જતાં, પટ્ટાનો હાથ માથા ઉપરથી ફેરવીને, ચિત્ર નં. ૨ પ્રમાણે 'ગરદનકાટ' મારવા માટે આણવો પડે છે. પછી પુનઃ જમણો પગ ચિત્ર નં. ૨ પ્રમાણે ઉપાડી ચિત્ર નં. ૩ પ્રમાણે 'ગરદનકાટ'નો ઘાવ મારવો. પછી ઉપર પ્રમાણે પુનઃ પટ્ટાનો હાથ છાતી સામે રાખી પ્રથમ ડાબો પગ જમણા પગની આગળ મૂકીને ઉપર બતાવેલી રીતે હજી વધારે આગળ જવું. એ રીતે જગાની સવડ પ્રમાણે ૩–૪ વખત ચક્કર લઇને આગળ જવું, એટલે આગળનાં ચક્કરોની વેલ થશે.

પછી ઊલટી દિશાએ પાછળ પગ મૂકીને પાછળનાં ચક્કરોની વેલ કરી મૂળની જગાએ આવવું. આ વખતે જમણો પગ આગળ હોય છે તે ઉપાડી, ચિત્ર નં. ૨–૩ પ્રમાણે 'ગરદન-કાટ'નો ઘાવ મારવો, અને તે જ અવસાનમાં પટો ડાબી બાજુએ આવ્યો, કે પટ્ટાનો હાથ છાતી સામે રાખી, આગલો જમણો પગ ઉપાડી, ડાબા પગની આગળથી ડાબી બાજુએ ફરીને, જમણા પગની પાછળ રાખવો. પછી ડાબો પગ ઉપાડી ડાબી બાજુએ ફરીને, જમણા પગની પાછળ રાખવો, એટલે આપણી આસપાસનું એક ચક્કર પુરું થઇ શરૂઆતની દિશામાં મોઢું આવશે, તથા જમણો પગ આગળ અને ડાબો પગ પાછળ રહેશે. આ પ્રમાણે ઘાવ મારતાં પહેલાં પટ્ટાનો હાથ માથા ઉપર રાખવો, અને ઘાવ મારીને ચક્કર લેતી વખતે તે હાથ છાતી સામે રાખવો. પછી ચક્કર લઇને, જમણો પગ ઉપાડી પુનઃ ચિત્ર નં. ૨–૩ પ્રમાણે ઘાવ મારવો, તથા ઉપર-પ્રમાણે પ્રથમ જમણો પગ પાછળ અને પછી ડાબો પગ જમણા પગની પાછળ નાખી પાછું જવું. આ રીતે પાછળનાં ચક્કરોની વેલ કરીને મૂળની જગાએ જવું. એ પ્રમાણે ચારે બાજુની વેલ કરવી.

નવીન શીખનારે જમીન ઉપર સીધી લીટી દોરીને તેના ઉપર વેલ કરતા કરતા આગળ કે પાછળ જવું. છેવટે ડાબો પગ આગળ રાખીને ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું.

## બીજી રાહની ડૂબની સલામી.



ચિત્ર સંખ્યા ૬૮૭-૬૯૪

**બીજી રાહની ડૂબની સલામી:**—ચિત્ર નં. ૧ પ્રમાણે ડાબો પગ આગળ રાખીને ઊભા રહેવું. પછી ડાબો પગ ઉપાડી આગળ મૂકવો, અને ચિત્ર નં. ૨ પ્રમાણે સામાવાળાના આગળ રહેલા પગના ગોઠણ ઉપર 'ખોચ' મારવી. પછી જમણો પગ ડાબા પગની પાછળ ચિત્ર નં. ૩ પ્રમાણે રાખી, કેડથી શરીર આગળ નમાવીને, માથું પટ્ટાના હાથની નીચે લેવું. પછી જમણી બાજુએ ફરીને ચિત્ર નં. ૪ પ્રમાણે પાછળ મોઢું કરીને ઊભા રહેવું. પછી હાથ ફેરવીને સામાવાળાની ડાબી 'કાનપટ્ટી' ઉપર ઘાવ મારવો, એટલે ચિત્ર નં. ૫ પ્રમાણે હાથ આવશે. ત્યાંથી નીચેથી લઈને ઉપર 'જમણી જાંઘ' ઉપરનો ઘાવ ચિત્ર નં. ૬ પ્રમાણે મારી, ડાબો પગ આગળ મૂકવો, અને તે જ અવસાનમાં જમણી તરફથી ડાબી તરફ માથા ઉપરથી હાથ ફેરવીને સામાવાળાના જમણા ખભા ઉપર 'જનોઈ'નો ઘાવ મારવો. પછી પલટો લઈને મૂળની દિશાએ મોઢું કરી ઊભા રહેવું.

**બીજી રાહ:**—ચિત્ર નં. ૧ પ્રમાણે પાછલો જમણો પગ ઉપાડી, ચિત્ર નં. ૨ પ્રમાણે આગળ 'હૂલ' મારવી. પછી પાછલો ઉપાડેલો જમણો પગ આગળ મૂકવાના અવસાનમાં પટ્ટાનો હાથ માથા ઉપરથી ડાબી તરફથી જમણી તરફ ફેરવીને 'ગરદનકાટ' કરવી, એટલે ચિત્ર નં. ૮ પ્રમાણે પટ્ટાનો હાથ આવશે. પછી પાછલો ડાબો પગ આગળ મૂકી જમણી બાજુનો 'કોઠા' નો (કમર તથા પાંસળીની વચમાં) ઘાવ મારવો, અને હાથ આગળ રાખીને જ ચિત્ર નં. ૨-૩-૪-૫-૬ પ્રમાણે 'ડૂબ' કરવી. પછી 'કાનપટ્ટી' ઉપર ઘાવ મારી પલટો કરવો, અને મૂળની દિશાએ મોઢું કરી ઊભા રહેવું.

**બીજી રાહની વેલ:**—બીજી રાહની માહિતી આપેલી છે, તે પ્રમાણે જમણો પગ ઉપર ઉપાડી ચિત્ર નં. ૩ પ્રમાણે 'હૂલ' મારવી. પછી જમણો પગ આગળ મૂકી 'ગરદનકાટ' નો ઘાવ મારી ચિત્ર નં. ૮ પ્રમાણે હાથ લાવવો. પછી ત્યાંથી પટ્ટા વડે 'કોઠા'નો ઘાવ મારવો. પણ તે વખતે ઘાવ મારતાની સાથે જ આગળ મૂકેલો ડાબો પગ ઉપાડી, જમણી બાજુએ મોઢું થાય એવી રીતે આગળ મૂકવો, અને પછી ત્યાંથી ચિત્ર નં. ૩–૪–૫ પ્રમાણે 'ડૂબ' લેવી. પછી ત્યાંથી ડાબી તરફથી જમણી તરફ પટ્ટાનો હાથ લઈને 'કોઠા'નો ઘાવ મારવો. આ વખતે માથાની પાછળથી હાથ જવા દઈને, પુનઃ ચિત્ર નં. ૭ પ્રમાણે 'હૂલ' મારવી, અને ઉપર બતાવ્યા પ્રમાણે ક્રિયા કરવી. પ્રથમ મોઢું પૂર્વ તરફ, પછી દક્ષિણ તરફ, પછી પશ્ચિમ તરફ અને પછી ઉત્તર તરફ કરીને આ વેલ કરવી.

## ત્રીજી રાહની સલામી (ઊલટી ડૂબ).



ચિત્ર સંખ્યા ૬૯૫-૭૦૧

**ત્રીજી રાહની સલામી (ઊલટી ડૂબ):**—ચિત્ર નં. ૧ પ્રમાણે ડાબો પગ આગળ રાખી ઊભા રહેવું. પછી સરક પવિત્રાથી એક બે પવિત્રા આગળ જવું, અને માથા ઉપરથી ડાબી બાજુએ પટ્ટાનો હાથ ફેરવવો; અને પાછલો જમણો પગ આગળ નાખી, સામાવાળાના ડાબા 'ખભા' ઉપર ઘાવ મારવો. અને હાથ ડાબી તરફ ગયો કે તેને ઊલટો લઇ સામાવાળાની 'છાતી' ઉપર ઘાવ મારવો. તે જ અવસાનમાં જમણો પગ પાછળ લેવો, અને હાથ નીચેથી પાછળ વાળીને ઉપર લેવો. પછી જમણો પગ આગળ રાખી ચિત્ર નં. ૨ પ્રમાણે 'હૂલ' મારવી. પછી ડાબો પગ ઉપાડી જમણા પગની પાછળથી પેલી તરફ રાખવો; અને કમરથી શરીર સહેજ નીચે નમાવી, તેને ડાબી તરફથી જમણી તરફ ફેરવવું, અને હાથ નીચેથી માથું કાઢી, ચિત્ર નં. ૩ પ્રમાણે 'ડૂબ' લઇ ફરી જવું, તથા ચિત્ર નં. ૪ પ્રમાણે જમણો પગ આગળ રાખી, સામાવાળાની જમણી 'પાંસળી' ઉપર ઘાવ મારવો. તે હાથ ચિત્ર નં. ૫ પ્રમાણે પાછળ ગયો, કે ઠેકીને ચક્કર ફરીને તથા માથા ઉપરથી હાથ ફેરવીને પલટો લેવો, અને શરૂઆતની સ્થિતિમાં આવી ઊભા રહેવું.

**ત્રીજી રાહ (ઊલટી ડૂબની):**—ચિત્ર નં. ૧ પ્રમાણે ડાબો પગ આગળ રાખી ઊભા રહેવું. પછી સરક પવિત્રાથી બે ત્રણ પવિત્રા લઇને આગળ જવું. એ રીતે આગળ જતી વખતે હાથ ઊંચેનીચે કરી પટ્ટો હલાવવો. પછી પટ્ટાનો હાથ ચિત્ર નં. ૬ પ્રમાણે ઉપર લેવો, અને જમણો પગ આગળ રાખી, જમણી બાજુથી હાથ પાછળ નાખી, નીચેથી પટ્ટો ઉપર લઇને સામાવાળાના ઉપર 'સિરનો' ઘાવ મારવો, તથા ચિત્ર નં. ૩, ૪, ૫ પ્રમાણે 'ઊલટી ડૂબ' લેવી. પછી પલટો લઇ પ્રથમની સ્થિતિમાં આવી ઊભા રહેવું (ચિત્ર નં. ૧ પ્રમાણે).

**ત્રીજી રાહની વેલ (ઊલટી ડૂબની):**—ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું. પછી જમણો પગ આગળ મૂકી ચિત્ર નં. ૨ પ્રમાણે 'હૂલ' મારવી. પછી ચિત્ર નં. ૩ થી ૫ પ્રમાણે 'ઊલટી ડૂબ' લઇ, ચિત્ર નં. ૫ પ્રમાણે હાથ આવ્યો, કે ચિત્ર નં. ૬ પ્રમાણે હાથ ઉપર લેવો, અને પટ્ટાનો હાથ પાછળથી પોણું વર્તુલ ફેરવી સામાવાળાના 'ગોઠણ' ઉપર નીચેથી ઉપર લઇને ઘાવ મારવો, તથા ચિત્ર નં. ૭ પ્રમાણે હાથ ઉપર આવ્યો, કે 'ગરદનકાટ'નો ઘાવ મારી પાછળનાં ચક્કરોની વેલ કરવી. એ રીતે બે ચાર વખત પાછળની વેલ કરતા પાછળ જવું, અને પછી આગળનાં ચક્કરોની વેલ કરતા આગળ ચાલવું. છેવટે પલટો લઇને ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું.

કાટ પહેલી



ચિત્ર સં. ૭૦૨

કાટ બીજી



ચિત્ર સં. ૭૦૩

કાટ ત્રીજી



ચિત્ર સં. ૭૦૪

**કાટ પહેલી** :—આપણી સામે બે પવિત્રા જેટલે અંતરે એક લીંબુ રાખવું. આપણે ડાબા પવિત્રા ઉપર ઊભા રહેવું. પછી પાછળનો જમણો પગ આગળ મૂકવો, અને તે જ અવસાનમાં સામે 'કાનપટ્ટી' નો ઘાવ મારી પટ્ટાનો હાથ ડાબા ખભા ઉપર લેવો. પછી પટ્ટાનો હાથ અવળો કરીને આગળ રાખેલા લીંબુના મધ્યભાગ ઉપર પટ્ટાની ધારથી ચિત્ર નં. ૭૦૨ પ્રમાણે સફાઇથી ઘાવ કરવો, અને તે જ ગતિમાં ઉફાણુ મારી પલટો લેવો. પછી મૂળની બાજુએ મોઢું ફેરી ઊભા રહેવું.

**કાટ બીજી** :—ડાબા પવિત્રા ઉપર ઊભા રહી સામે 'હૂલ' મારવી. પછી જમણો પગ ઉપાડી ડાબા પગ ઉપર ઊભા રહેવું, અને જમણી તરફથી ડાબી તરફ સંપૂર્ણ ચક્કર ફરી જવું. પછી જમણો પગ ડાબા પગની પાછળ રાખી, ચિત્ર નં. ૭૦૩ પ્રમાણે બેસવું, અને તે જ અવસાનમાં પટ્ટાનો હાથ અવળો રાખી લીંબુની કાટ કરવી. તે જ પ્રમાણે એ જ રીતે સંપૂર્ણ ચક્કર લઇ, ઊભા રહીને પણ લીંબુની કાટ કરવાની ટેવ પાડવી.

**કાટ ત્રીજી** :—ડાબા પવિત્રા ઉપર ઊભા રહેવું. પછી જમણો પગ આગળ નાખવો, અને 'લંગોટ' નો ઘાવ નીચેથી ઉપર મારવો. પછી 'જનોઇ' નો ઘાવ મારી હાથ પાછળ લીધો કે તેને પાછળથી માથા ઉપર લઇ, ચિત્ર નં. ૭૦૪ પ્રમાણે એકદમ ગોઠણને જમીન ઉપર ટેકવી, ડાબો પગ સામે રાખેલા લીંબુ ઉપર રાખવો, અને લીંબુના મધ્યભાગ ઉપર ઘાવ મારી પગની પાની નીચે રાખેલા લીંબુની કાટ કરવી. આ કાટ કરતી વખતે પટ્ટાને આપણી તરફ ખેંચીને કાટ કરવી. પછી ડાબો હાથ પટ્ટા ઉપરથી પેલી બાજુ રાખી, પગ ઉપર ઉડાવી, ગુલાંટ લઇ, પેલી તરફ જવું. આ કાટ બહુ કઠણ છે માટે પ્રથમ સાવકાશ કરવી. નહીંતર પગ જ કપાઇ જવાનો સંભવ છે.



કાટ ચોથી ચિત્ર સંખ્યા ૭૦૫



કાટ પાંચમી ચિત્ર સંખ્યા ૭૦૬



કાટ છઠ્ઠી ચિત્ર સંખ્યા ૭૦૭



કાટ સાતમી ચિત્ર સંખ્યા ૭૦૮

**કાટ ચોથી :**—હ મેશની પેઠે ઊભા રહેવુ પછી જમણો પગ આગળ નાખી જમણી તરફથી ડાબી તરફ પટ્ટો લઇ '**ગરદનકાટ**' કરવી, અને લાગના જ ઊલટી બાજુથી ડાબી તરફથી જમણી તરફ ઘાવ મારી '**ગરદનકાટ**' કરવી પછી આગલો જમણો પગ પાછળ લઇ, ડાબા પગની સીધી લીટીમા ચિત્ર ન ૭૦૫ પ્રમાણે રાખવો પછી બે પગની વચ્ચે લીંબુ હોય, તે કાપવા માટે આગળથી (સામેથી) પટ્ટો બંને પગની નીચેથી પાછળ લઇ કાટ કરવી. પટ્ટો પગને લાગે નહીં તેમ બને પગે ઊંચો કૂદકો મારીને, પગ અધ્ધર હોય ત્યા સુધીમા જ પટ્ટાને પગની નીચેથી લઇ કાટ કરવી આ કાટ ઘણી કઠણ છે માટે શરૂઆતમા હાથમા પટ્ટાને બદલે લાકડી લઇને કાટ કરવાનો મહાવરો કરવો જ્યારે લાકડી પગને લાગ્યા સિવાય એવી કાટ બરાબર થવા માડે, ત્યારપછી ટૂંકા પટ્ટાથી કાટ કરી તે બરાબર આવડયા પછી અસલી ગુનાટ લઇને આ કાટ કરવી

**કાટ પાંચમી**—ડાબો પગ આગળ રાખી ઊભા રહેવુ પછી જમણો પગ આગળ લઇને અને પટ્ટાનો હાથ ડાબી તરફ લઇને સામાવાળાની જમણી બાજુની '**કમર**' ઉપર ઘાવ મારવો પછી પટ્ટો જમણી બાજુએ આવ્યો, કે ચિત્ર ન ૭૦૬ પ્રમાણે હાથ અવળો કરીને, અને જમણો પગ ઉપાડીને, એ પગની વચ્ચે રાખેલા લીંબુ ઉપર કાટ કરવી પછી જમણો પગ જમીન ઉપર ટેકવી, ડાબો પગ ઉપાડી, તેની નીચેથી પટ્ટો કાઢી લેવો પછી ઊલટી 'ફૂલ' લઇ ચક્કર ફરી સામે આવવુ આ કાટ કરવી અઘરી છે, માટે પ્રથમ લાકડીથી કાટ કરવાનો મહાવરો કરવો તે પ્રમાણે કરતા ઘાવ બરાબર લાગવા માડે, એટલે પછી નાના પટ્ટાથી કાટ કરવી

**કાટ છઠ્ઠી**—ડાબો પગ આગળ રાખી ઊભા રહેવુ પછી પટ્ટાનો હાથ ઊંચે લઇ '**મોઢા**'નો ઘાવ મારે છે તે રીતે ઉપરથી નીચે ઘાવ મારવો અને ચિત્ર ન. ૭૦૭ પ્રમાણે ડાબો પગ ઊંચે ઉપાડી, પગ નીચે રાખેલા લીંબુ ઉપર કાટ કરવી પછી પટ્ટાનો હાથ તેવો જ રાખી પાછળ ખેંચી લેવો આ રીતની કાટ કર્યા પછી ડાબો પગ નીચે ટેકવીને, અને જમણો પગ ઉપાડીને ડાબા પગની પેલી તરફ પાછળ રાખી, પૂર્ણ વર્તુલ ફરી, મૂળની બાજુએ મોઢુ આવ્યુ, કે '**ખોપરી**'નો ઘાવ કરવો, અને તે જ અરસામા મૂળ સ્થિતિમા આવી ઊભા રહેવુ

**કાટ સાતમી**—હ મેશની પેઠે ડાબો પગ આગળ રાખી ઊભા રહેવુ, પછી જમણો પગ આગળ લઇ '**કમર**'નો ઘાવ મારવો, અને પટ્ટાનો હાથ જમણી બાજુએ આવ્યો, કે માથાની પાછળ લેવો પછી આગળ રાખેલો જમણો પગ પરત પાછળ લઇ, ડાબા પગની સીધી લીટીમા રાખવો પછી ચિત્ર ન ૭૦૮ પ્રમાણે પાછળ નમીને, પાછળની જમીન પર રાખેલુ લીંબુ દેખાયુ, કે ડાબી તરફથી જમણી તરફ ઘાવ કરી કાટ કરવી, અને સીધા ઊભા રહેવુ. આ રીતે બરાબર કાટ થવા માડી, કે અવળી ગુનાટ મારી કાટ કરવી.



કાટ આઠમી ચિત્ર સંખ્યા ૭૦૯

**કાટ આઠમી :**—બંને પગ એક જ સીધી લીટીમાં રાખી ઊભા રહેવું. પછી પટ્ટાનો હાથ ડાબી બાજુથી માથાની પાછળથી ફેરવી લાવીને કમરમાંથી નમી જવું, અને પટ્ટાનો હાથ મારી ડાબા પગની પેલી તરફ રાખેના લીંબુની કાટ ચિત્ર નં. ૭૦૯ પ્રમાણે કરવી. પછી ડાબો હાથ આગળ જમીન ઉપર ટેકવી, ગુનાટ લઇ ચિત્ર નં. ૭૧૦ પ્રમાણે ઊઠીને, બીજી તરફ બેસવું. આ કાટ પણ કઠણ છે માટે શરૂઆતમાં લાકડીથી કરવી



કાટ આઠમી ચિત્ર સંખ્યા ૭૧૦

કાટ નવમી



ચિત્ર નં ૭૧૧

**કાટ નવમી** —આંખે રૂમાન બાંધીને ચિત્ર નં ૭૧૧ પ્રમાણે બેસવું, અને પટાનો હાથ ડાબી બાજુથી પાછળ નાવવો પછી 'પાલટ' નો ઘાવ મારીને ચિત્ર નં ૭૧૨ પ્રમાણે કાટ કરવી આ કાટ કરતા અગાઉ, આંખો ઉઘાડી હોય ત્યારે લીંબુ કયાં અને કેટલા અંતરે મૂકેલું છે તે જોયા બાદ આંખો બાંધવી પછી (બાંધ્યા પછી) અંદાજથી લીંબુની કાટ કરવાની હોય છે આ કાટ કરવામાં વિશેષ પ્રકારનું કૌશલ્ય છે

**સૂચના** —આ ઉપરાંત સામા માણસના મોઢામાં નારંગ નાખીને તેની કાટ કરવી, ટેબલ ઉપર રૂમાનની નીચે ગીડાના ૫૦ પાના રાખીને, અગર રૂમાનમાં કેળાં રાખીને, રૂમાન ન કાપતાં પાન અગર કેળાં જ કાપવાં, વગેરે અનેક પ્રકારની કુશળતાવાળી કાટો છે તે કરવાની કળા જાણીતા શિક્ષક પાસેથી શીખવી જોઇએ ઉપર જણાવેલી જુદી જુદી કાટો કરવાનો પટાની નનામી, રાહ તથા વેન કરતી વખતે મહાવરો કરવો તે જ પ્રમાણે સામે ઊભો રહેલો માણસ પટો કરનારના અંગ ઉપર લીંબુ ફેંકે, તો તે લીંબુને આપણા અંગને લાગવા ન દેતાં, પટા વડે કાપતાં આવડવું જોઇએ આવી લીંબુની કાટ આવડે તો તે ઉત્તમ પટાધર ગણાય

કાટ નવમી



ચિત્ર નં ૭૧૨

## કાઢણી.



ચિત્ર સંખ્યા ૭૧૩–૭૧૭

**કાઢણી પહેલી** :—ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહી સરક પવિત્રાથી બે ત્રણ પવિત્રા આગળ જવું. પછી પાછલો જમણો પગ આગળ મૂકી જમણા હાથ તરફથી ડાબા હાથ તરફ અને પછી ડાબા હાથ તરફથી જમણા હાથ તરફ એમ ઊલટસૂલટ 'ગરદન કાટ' કરવી. ડાબા હાથ તરફથી જમણા હાથ તરફ 'ગરદન કાટ' કરતી વખતે તે જ અવસાનમાં આગળ રાખેલો જમણો પગ પાછળ લેવો, અને પટ્ટાનો હાથ ડોકની પાછળ લઇ માથા ઉપરથી ફેરવીને પીઠ તરફ ઊલટો લાવવો. પછી ચિત્ર નં. ૨ પ્રમાણે નીચે બેસી ચિત્ર નં. ૩ પ્રમાણે પટ્ટો બંને પગ પાસે લઇ જમીન ઉપર પટ્ટાની પાછળ ડાબો હાથ ટેકવીને બેસવું. પછી શરીરને ઊંચે કુદાવીને પગ ઉપર ઉડાડવા અને પટ્ટાને પગની નીચેથી આગળ કાઢવો. પછી ઊભા રહીને 'બોચ' મારવી. પછી પલટો કરીને મૂળ દિશાએ મોઢું કરી ઊભા રહેવું.

આ કાઢણી બરાબર કરતાં આવડે એટલે ઊભા રહીને ઊંચે કૂદકો મારીને કરવાની મહાવરો કરવો. પટ્ટાને પગની નીચેથી કાઢતાં શરીર ભારે હોવાથી કુદાય નહીં તો શરૂઆતમાં જમીન ઉપર કૂલા ટેકવી પગ ઊંચા લઇ પટ્ટાને તેની નીચેથી કાઢવો. પછી મહાવરો વધતાં એ રીતે કૂલા ટેકવ્યા સિવાય પટ્ટાને કાઢવાની ટેવ પાડવી.

**કાઢણી બીજી**:—ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહી જમણો પગ આગળ મૂકી 'ભંડારા'નો ઘાવ મારવો. પછી પટ્ટો ડાબી તરફ આવ્યો, કે ચિત્ર નં. ૪ પ્રમાણે ડાબો પગ ઊંચો કરી તેની નીચેથી પટ્ટાને પાછળ લેવો, અને લાગલા જ ડાબો પગ ટેકવી, ચિત્ર નં. ૫ પ્રમાણે જમણો પગ ઊંચે ઉપાડી, તેની નીચેથી પટ્ટાને બહાર કાઢવો. પછી પલટો કરી મૂળની દિશાએ મોઢું કરી ઊભા રહેવું.

**કાઢણી ત્રીજી**:—ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું. પછી પટ્ટાનો હાથ માથાની પાછળથી ડાબી તરફથી જમણી તરફ વર્તુલાકાર ફેરવી આગળ લાવવો. પછી તે જ અવસાનમાં જમણો પગ આગળ મૂકવો, અને ડાબો પગ ઊંચે ઉપાડવો. પછી બંને પગની વચ્ચે ચિત્ર નં. ૪ પ્રમાણે 'કડક'નો ઘાવ મારવો. પછી તે જ ગતિમાં તે હાથ પરત લેવો. પછી ડાબો પગ જમીન ઉપર ટેકવી જમણો પગ ઊંચે ઉપાડવો, અને પટ્ટાનો હાથ જમણી તરફથી ડાબી તરફ માથાની પાછળથી ફેરવીને, ડાબા પગ ઉપર પૂર્ણ ચક્કર ફરવું, તથા મૂળની દિશાએ આવે કે જમણો પગ આગળ મૂકવો, અને પછી ડાબો પગ તેની આગળ મૂકી ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું.

**કાઢણી ચોથી**:—ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું. પછી સરક પવિત્રાથી પટ્ટાને ઉપર નીચે હલાવતા હલાવતા બે ત્રણ પવિત્રા આગળ જવું. પછી જમણો પગ આગળ મૂકી 'ગરદન કાટ' મારવી. અને ત્યાંથી જ હાથને ફેરવી '**બાહેરા**'નો ઘાવ મારવો પછી આગલો જમણો પગ પાછળ લઇ, ચિત્ર નં. ૨ પ્રમાણે ડાબા પગની પાસે રાખવો, અને આગળ નમીને ડાબો હાથ જમીન ઉપર ટેકવવો. પછી પટ્ટો નીચે કરી જમણો પગ ઉપાડી તેને પટ્ટા ઉપર થઇને પેલી તરફ મૂકવો, અને તેજ ગતિમાં ચિત્ર નં. ૩ પ્રમાણે ડાબો પગ ઉપાડીને તેને પટ્ટા ઉપર થઇને પેલી તરફ લેવો. પછી ઊભા રહીને પલટાની ક્રિયા કરવી.

**સૂચના**:—આ કાઢણી બરાબર આવડ્યા પછી કુસ્તીમાં જે પ્રમાણે ધડ કે કાને 'ડંકી' લે છે તે રીતે ગને પગથી ઊંચે ઊડી 'ડંકી' લેવી, અને પગ પટ્ટાની પેલી તરફ મૂકી કાઢણી કરવી.

**કાઢણી પાંચમી**:—ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું પછી સરક પવિત્રાથી પટ્ટાને ઉપર નીચે હલાવતા હલાવતા બે ત્રણ પવિત્રા આગળ જવું. પછી જમણો પગ આગળ મૂકી સામાવાળાના ડાબા 'કોઠા' ઉપર ઘાવ મારવો. અને ડાબો હાથ ઊંચો કરી પટ્ટાનો હાથ ડાબી બગલમાં ઘાલવો પછી ડાબો પગ ઉપાડી જમણા પગની જોડે આગળ મૂકવો. પછી ડાબો હાથ ચિત્ર નં. ૩ પ્રમાણે જમીન ઉપર ટેકવી, બને પગે એકદમ ઉપર ઊડી (ઠેકી), ગુલાટ લઇ ડાબો પગ ઊભો રાખી, જમણા પગના ગોઠણ ઉપર બેસવું.

**સૂચના**.—કાટ અને કાઢણી સારી કરતા આવડી કે રાહ અને વેલના હાથ કરતી વખતે કાઢણી પણ કરવાનો મહાવરો કરવો.

**બે પટ્ટાની સલામી**-(પહેલી રાહની) :—ચિત્ર નં. ૧ પ્રમાણે ડાબો પગ આગળ રાખીને, અને પટ્ટો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પકડીને, ઊભા રહેવું. પછી સરક પવિત્રાથી પટ્ટાને ઉપર નીચે હલાવતા હલાવતા બે ત્રણ પવિત્રા આગળ જવું. પછી પાછલો જમણો પગ આગળ લઇ, ડાબા હાથ વડે '**બોપરી**' નો અને જમણા હાથ વડે 'કોઠા' નો ઘાવ મારી, ચિત્ર નં. ૨ પ્રમાણે પટ્ટાને જવા દેવા. પછી પાછળ મોઢું ફેરવી પટ્ટાને ચિત્ર નં. ૩ પ્રમાણે ડાબી બાજુથી પાછળ લેવા. પછી બંને પટ્ટા પીઠ પાછળથી ગોળાકાર ફેરવવા. આ રીતે પટ્ટાને ફેરવતાં વચમાં ચિત્ર નં. ૪ પ્રમાણેની સ્થિતિ આવે છે. પછી બંને પટ્ટાને જમણી બાજુએ જવા દેવા, અને મૂળ દિશાએ મોઢું કરી ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું.

**સૂચના** :—જોડ પટ્ટાનું કામ કરતી વખતે બંને પટ્ટા એકમેકને સમાન્તર રાખીને ફેરવવાની કાળજી રાખવી. નહીંતર પટ્ટા એકમેક ઉપર અથડાઇને તેનામાં ખાણ પાડવાનો કે શરીરને ઇજા થવાનો સંભવ છે.

**બે પટ્ટાની પહેલી રાહ :**—ચિત્ર નં. ૧ પ્રમાણે ડાબો પગ આગળ રાખી ઊભા રહેવું. પછી જમણો પગ આગળ કરી ચિત્ર નં. ૨ પ્રમાણે જમણો હાથ ડોકની પાછળ લાવવો. પછી જમણા હાથ વડે **‘ઉલટી જનોઈ’** નો ઘાવ મારવો, અને તે જ વખતે ડાબા હાથ વડે **‘મોઢા’** નો હાથ ફેરવવો; તથા ડાબો પગ જમણા પગની પાછળ જમણી બાજુએ રાખવો, એટલે ચિત્ર નં. ૩ પ્રમાણે સ્થિતિ આવશે. પછી ડાબી તરફથી જમણી તરફ ફરી જવું, અને તે જ ગતિમાં ડાબો હાથ પીઠ પાછળ લાવવો, અને જમણો હાથ ચિત્ર નં. ૪ પ્રમાણે આગળ રાખવો. પછી તે જ મોઢા તરફ સરક પવિત્રાથી બે ત્રણ પવિત્રા આગળ જઈને જમણા હાથ વડે **‘કમર’** નો ઘાવ મારવો, અને ડાબો હાથ ઊલટો ફેરવી ઉપર લાવવો, એટલે ચિત્ર નં. ૫ પ્રમાણે સ્થિતિ આવશે. **‘કમર’** નો હાથ મારવાના અવસાનમાં પાછલો ડાબો પગ જમણા પગની પાછળથી જમણી તરફ મૂકવો, અને બંને હાથ વડે મોઢાના હાથ પ્રમાણે પટ્ટા ફેરવવા. આ રીતે પટ્ટા ફેરવતાં વચમાં ચિત્ર નં. ૬ પ્રમાણે સ્થિતિ આવશે. પછી જમણો પગ આગળ આણી ડાબો પગ તેની પાછળ મૂકવો, અને ચિત્ર નં. ૧ પ્રમાણે ઊભા રહેવું. પછી સલામીની પૂર્ણ ક્રિયા કરવી.

## બે પટ્ટાની વેલ (પહેલી રાહની).




**બે પટ્ટાની વેલ**–(પહેલી રાહની) —ચિત્ર ન. ૧ પ્રમાણે ઊભા રહેવુ. પછી ચિત્ર ન. ૩ પ્રમાણે બને હાથ વડે જમણી બાજુએ ઘાવ મારવા, એટલે ચિત્ર ન ૨ પ્રમાણે હાથ પાછળ જશે પછી આગતો ડાબો પગ ઉપાડી જમણા પગની આગળથી લઇને જમણા પગની પાછળ મૂકવો પછી જમણો પગ ઉપાડી ડાબા પગની પાછળ મૂકવો આ રીતે કરવાથી શરીરનુ સપૂર્ણ ચક્કર થશે, અને ચિત્ર ન ૧ પ્રમાણે મૂળની દિશાએ મોઢુ આવશે એ રીતે જગાની સવડ પ્રમાણે પાછળ પગ નાખીને ચક્કરો લેવા, એટલે **પાછળની વેલ** થશે પછી ઉપર જણાવ્યા પ્રમાણેની ક્રિયા ઊલટી કરીને આગળ પગ રાખી ચક્કરો કરવા, અને મૂળની જગાએ ચિત્ર ન ૧ પ્રમાણે આવવુ, એટલે **આગળની વેલ** થશે

# ઉપસંહાર.

અમારી પરંપરામાં પટ્ટાની રાહ કરતાં શરૂઆતમાં સલામી, પછી રાહ, પછી ઘાવ અને છેવટે સલામી કરે છે. તેથી તે પ્રમાણે જ હકીકત અહીં આપી છે. વળી પ્રત્યેક રાહમાં સલામી, હૂલ, કાટ, કાઢણી વગેરે ભાગ કરીને વાંચનારને આ વિષય બરાબર સમજાય તેવી રીતે તે દરેકનાં જુદાં જુદાં ચિત્રો પણ આપેલાં છે. છતાં ચિત્રની મદદથી પણ આ વિષય સમજવો કઠણ છે. તો પણ શકય તેટલો પ્રયત્ન સમજવાનું સુલભ થાય તેવા હેતુથી કરેલો છે. થોડીક પણ પટ્ટાની રાહ જેને આવડતી હશે, તેને આ બધું સહજ સમજાશે. પ્રત્યેક રાહ બરાબર આવડે ત્યાં સુધી પુષ્કળ વખત કરવી, એટલે ચક્કર ન ચડતાં શ્વાસ વધારે લંબાશે અને કામ વધારે સફાઈથી થવા માંડશે. એક રાહ બરાબર આવડ્યા પછી બીજી રાહ શીખવી.

પટ્ટાની સલામીની, રાહની, હૂલની અને કાટની અહીં જે ક્રિયા આપી છે, તે બધી ક્રિયા પૂરતી ચાલાકીથી અને બિનચૂક કરતાં આવડી કે તે જ ક્રિયા ઇચ્છા પ્રમાણે બે, ચાર અગર આઠે દિશાએ મોઢું ફેરવીને પણ કરતાં આવડવી જોઇએ. લડાઇના વખતે શત્રુ આપણી સામે કે કોઇ એક જ બાજુએ હોય, એવું હંમેશાં બનતું નથી. કેટલીક વખત આપણી આસપાસ ચારે બાજુથી શત્રુ આપણને ઘેરી લે છે. ત્યારે તેના ઉપર હલ્લો કરવો અને તેનાથી આપણો બચાવ કરવો પડે છે, તેવે વખતે જે બાજુ શત્રુ નજીક હોય, તે બાજુ પ્રથમ જઇને તેના ઉપર ઘાવ કરી, લાગતા જ બીજી બાજુના નજીકના શત્રુ ઉપર ઘાવ કરવાની જરૂર હોય છે; તેટલા માટે જુદી જુદી બાજુએ વળીને પટ્ટાના ઘાવ કરવા પડે છે. તેથી દ્વિમુખી, ચોમુખી અને અષ્ટમુખી એવા જુદા જુદા પવિત્રા ઉપર પટ્ટાના હાથ કરતાં શીખવું, કે પ્રસંગે તેનો સારો ઉપયોગ થાય. તેવા જુદા જુદા પવિત્રાની માહિતી તેટલા જ માટે અગાઉ આપવામાં આવી છે. તે ઉપરાંત ઘણા જણે મળીને સંઘથી પણ પટ્ટા ફેરવવાનો મહાવરો કરવો કે પ્રસંગે જુદા જુદા પ્રકારના વ્યૂહો જેવી રચના કરીને આપણે આપણા પક્ષની નિઃશસ્ત્ર મંડળીનું સંરક્ષણ કરી શકીએ. ગુરુબંધુ રા. લક્ષ્મણ બળવંત ભોપટકર, એમ.એ., એલએલ.બી., એમણે 'દાંડ-પટ્ટા' નામના પુસ્તકમાં એ પ્રમાણે જણાવેલું છે, અને આ ખેલની માહિતી પણ આપેલી છે. ઇચ્છા હોય તેમણે તે પુસ્તક વાંચી જોવું.

પવિત્રા ઉપર કેવળ ચાલીને ઘાવ કરવામાં વખત બહુ જાય છે, તેથી જરૂર પ્રમાણે કૂદીને કે ગુનાંટ લઇને જુદી જુદી દિશાએ મોં ફેરવી આત્મરક્ષણ કરવું પડે છે તથા શત્રુ ઉપર હલ્લો કરવો પડે છે.

કાટના જે પ્રકારો બતાવેલા છે તે બરાબર આવડ્યા, કે નીચે બતાવેલી વિશેષ કૌશલ્યવાળી અને ચમત્કૃતિ ભરેલી કાટ કરતાં શીખવું. માણસના મોઢામાં લવંગ પકડાવી તે લવંગની કાટ કરવી, મનુષ્યને મલ્લો સુવાડી તેના પેટ ઉપર લીંબુ કે બટેટું રાખી તેની કાટ કરવી, રૂમાલમાં કેળાં બાંધી રૂમાલને કાપ્યા સિવાય તે કેળાંની કાટ કરવી, બીડાનાં પચાસ પાનની ઝૂડી એક ટેબલ ઉપર મૂકી તેના ઉપર રૂમાલ ઢાંકવો, અને તે રૂમાલને નહીં કાપતાં તે પાનની માત્ર કાટ કરવી, (આવી કેળાંની કે પાનની કાટ જાણીતા ગુરુ પાસે શીખવી પડે છે), તથા જુદા જુદા પ્રકારની કસરતોનાં ઝાડ બનાવી તેમાં કામ કરનાર માણસોના શરીર ઉપર બટેટું કે લીંબુ રાખી તેની કાટ કરવી.

બનેટી પટ્ટા, લકડી પટ્ટા, વગેરે પ્રકારોની માહિતી કસરતના સ્વરૂપની હોવાથી તે અહીં આપી નથી. **કસરતના-પ્રકાર-દેશી** એવા આ જ્ઞાનકોશના ખંડમાં તે આપવામાં આવશે.

## દ્વિમુખી પવિત્રા.

ચિત્ર નં. ૭૩૪ ની વચમાં ૧ ના આંકડાથી




ચિત્ર સંખ્યા ૭૩૪

બતાવેલી જગા ઉપર જમણો પગ, અને ૨ના આંકડાથી બતાવેલી જગા ઉપર ડાબો પગ રાખી, ઉત્તર તરફ મોં કરી પવિત્રા ઉપર ઊભા રહેવું. પછી જુદા જુદા પ્રકારની રાહ, વેલ, કાટ, વગેરે પટ્ટાના હાથ કરી ઉત્તર તરફ જવું. આગળ જતાં જુદા જુદા હાથોના સ્વરૂપ પ્રમાણે જમણી તરફથી કે ડાબી તરફથી ફરીને હાથ કરવા. એ રીતે જમણી તરફની ક્રિયા પૂરી કરીને પલટો લઇ મૂળની જગાએ પરત આવવું. પછી દક્ષિણ તરફ મોં કરી ૧ ની જગા ઉપર જમણો અને ૨ ની જગા ઉપર ડાબો પગ રાખી ઊભા રહેવું, અને તે બાજુએ મોં રાખી હાથ કરવા. ઉત્તર દક્ષિણ કે પૂર્વ પશ્ચિમ એમ બંને દિશાએ ઊલટસૂલટ જઇને આ રીતે હાથ કરી શકાય છે, માટે આ પવિત્રાને દ્વિમુખી પવિત્રા કહે છે.

## ચોમુખી પવિત્રા.

ચિત્ર નં. ૭૩૫ ની વચમાં ૧ ની જગા ઉપર જમણો પગ અને ૨ ની જગા ઉપર ડાબો પગ રાખી, ઉત્તર તરફ મોં રાખી ઊભા રહેવું. પછી જુદી જુદી રાહ, વેલ તથા કાટ તે




ચિત્ર સંખ્યા ૭૩૫

उजवा = જમણો. डावा = ડાબો.

બાજુએ જ મોં રાખીને કરવી, અને પછી મૂળની જગાએ આવ્યા પછી ૧ ની જગાએ જમણો પગ અને ૨ ની જગાએ ડાબો પગ રાખી દક્ષિણ તરફ મોં કરી ઊભા રહેવું. પછી તે દિશાએ પટ્ટાના હાથ કરવા. ત્યાંથી મધ્ય ભાગે પરત આવ્યા પછી પલટો લઇ ૧ ની જગાએ જમણો પગ અને ૨ ની જગાએ ડાબો પગ રાખી પૂર્વ તરફ મોં કરી ઊભા રહેવું. પછી તે દિશાના જુદા જુદા હાથ કરી, મૂળની જગાએ મધ્ય ભાગે પરત આવવું; અને ૧ ની જગાએ જમણો પગ તથા ૨ ની જગાએ ડાબો પગ રાખી પશ્ચિમ તરફ મોં કરી ઊભા રહેવું; અને તે દિશાએ પટ્ટાના જુદા જુદા હાથ કરવા. પછી ફરી ઉત્તર તરફ મોં કરી ઉભા રહેવું, અને ફરી તે જ પ્રમાણે ચારેય બાજુ મોં કરી બધા હાથ કરવા. આ પવિત્રાને **ચોમુખી પવિત્રા** કહે છે.

## અષ્ટમુખી પવિત્રા.

ચિત્ર નં. ૭૩૬ ના વર્તુલના મધ્ય ભાગમાં ૧ ની જગા ઉપર જમણો પગ અને ૨ ની જગા ઉપર ડાબો પગ રાખી ઉત્તર તરફ મોં કરી ઊભા રહેવું. પછી તે દિશાએ પટ્ટાના હાથ કરવા, અને પુનઃ મૂળની જગાએ આવીને ૧ ની જગા ઉપર જમણો પગ તથા ૨ ની જગાએ ડાબો પગ રાખી દક્ષિણ તરફ મોં કરી ઊભા રહેવું. પછી તે દિશાએ પટ્ટાના હાથ કરવા. પછી મધ્ય ભાગે પરત આવી, ૧ ની જગાએ જમણો અને ૨ ની જગાએ ડાબો પગ રાખી, અગ્નિ ખૂણા તરફ મોં કરી ઊભા રહેવું. પછી તે ખૂણાના હાથ કરી લઇ, મધ્ય ભાગે આવી, વાયવ્ય ખૂણા તરફ મોં કરી હાથ કરવા. પછી પૂર્વ, પશ્ચિમ, ઇશાન અને નૈર્ઋત્ય એ તરફ અનુક્રમે મોં કરી હાથ કરવા, અને પુનઃ




ચિત્ર સંખ્યા ૭૩૬

उजवा = જમણો. डावा = ડાબો.

ઉત્તર તરફ મોં કરી કામ શરૂ કરવું. આ પવિત્રાને **અષ્ટમુખી પવિત્રા** કહે છે.

## ચોરંગી પવિત્રા.

ચિત્ર નં. ૭૩૭ પ્રમાણે દસ ફૂટ લાંબો અને દસ ફૂટ પહોળો એવો એક ચોખૂણ મેદાન ઉપર દોરવો, અને તેની અંદરની બાજુએ પાંચ ફૂટ લાંબો અને પાંચ ફૂટ પહોળો એવો એક બીજો ચોખૂણ તેજ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે દોરવો. પછી ૧ ની જગાએ જમણો અને ૨ ની જગાએ ડાબો પગ રાખી, પવિત્રા પ્રમાણે ઊભા રહેવું. ૧ અને ૨ ની વચ્ચેનું અંતર અઢી ફૂટનું હોય. પછી પટ્ટાના હાથ કરીને આગળની વેલ કરવી, અને ૩ ની જગાએ જમણો તથા ૪ ની જગાએ ડાબો પગ રાખી ઊભા રહેવું. ત્યાંથી ડાબો પગ ઉપાડીને ૫ ની જગા ઉપર રાખવો, અને હાથ કરીને પશ્ચિમ તરફ જવું, તથા ૬ ની જગાએ જમણો પગ અને ૭ ની જગાએ ડાબો પગ રાખી ઊભા રહેવું. પછી ફરી ૭ ની જગા ઉપરથી ડાબો પગ ઉપાડી ૮ ની જગા ઉપર રાખવો, અને દક્ષિણ તરફ મોં કરી ઊભા રહેવું. પછી ૯ ની જગાએ જમણો અને ૧૦ ની જગાએ ડાબો પગ રાખવો. આ રીતે દક્ષિણ તરફ જતાં પટ્ટાના હાથ કરવા. પછી ત્યાંથી ડાબો પગ ૧૧ ની જગાએ રાખી પૂર્વ તરફ મોં કરવું, અને તે બાજુએ હાથ કરીને ૧૨ ની જગા ઉપર જમણો તથા ૧૩ ની જગાએ ડાબો પગ રાખી ઊભા રહેવું. આ પવિત્રામાં અંદરના ચોખૂણ ઉપર (એ ચોખૂણના કાંઠા ઉપર) ચાલીને હાથ કરવાના હોય છે, અને ચારે દિશાએ ૪, ૭, ૧૦ તથા ૧૩ ની જગા ઉપર ડાબા પગ એ ચોખૂણની બહારની બાજુએ (મોટા ચોખૂણની બાજુ ઉપર) રાખવાના હોય છે. આ રીતે પવિત્રા ચાલીને હાથ કરે છે તેને **ચોરંગી પવિત્રા** કહે છે.

ચિત્ર સંખ્યા ૭૩૭

उजवा = જમણો. डावा = ડાબો.

# ગુરૂજ.

❀

## ઉપોદ્ઘાત.

**ગુરૂજ** અગર પોલાદી ગદા એ એક પ્રકારનું સંહારક શસ્ત્ર છે. તે પ્રથમ ક્યારે વાપરવામાં આવ્યું, તે નક્કી જણાતું નથી. એમ લાગે છે કે મોગલ બાદશાહોના વખતમાં આ શસ્ત્ર અસ્તિત્વમાં હતું, કેમકે તેનું નામ ગુરૂજ કે ગુર્જ છે. તે ઉપરથી એમ જણાય છે કે તે વખતની પ્રચલિત ફારસી ભાષાનો એ શબ્દ હશે. જૂના સંસ્કૃત ગ્રંથોમાં આનું નામ કે વર્ણન ક્યાંય નથી. તેમ પ્રાચીન કાળની લડાઇઓમાં પણ આનો ક્યાંય વિશેષ ઉપયોગ થયો હોય તેવું પણ કોઇ પ્રમાણ મળતું નથી.

લાકડાની ગદાની કલ્પના ઉપરથી આ પોલાદી ગદા (ગુરૂજ) બનાવવાની કલ્પના થઇ હોય એવું અનુમાન કરી શકાય. તલવારની મૂઠ જેવી જ આ ગુરૂજને પણ મૂઠ કરેલી હોય છે. ગદાના જાડા લાકડી દાંડાને બદલે ગુરૂજને માટે ત્રણ ફૂટ લંબાઇનો જાડો પોલાદી ગજ લઇ તેને કમરખની પાંખડીઓ જેવી લોખંડી પાંખડીઓ બેસાડેલી હોય છે. આ પાંખડીઓને તીક્ષ્ણ ધાર હોય છે. કોઇ કોઇ ગુરૂજની પાંખડીઓ બૂઠી પણ હોય છે; તેમ કોઇ કોઇની પાંખડીઓ વળી આંકડીદાર પણ હોય છે. આવા ગુરૂજનો ઘાવ શરીર ઉપર વાગેલો હોય, તો ચામડી છોલાઇ જઇ જખમ બહુ ભયંકર થાય છે.

ગુરૂજના પાંચ ભાગ હોય છે.—(૧) મૂઠ, (૨) ગજ, (૩) કમળ, (૪) કમળના આગળ અર્ધો ઇંચ લાંબો છેડો, (એ છેડો મુગટ ઉપરના કળશ જેવો હોય છે), અને (૫) કડીઓ. કડીઓ આઠ ઘાલવામાં આવે છે. ગુરૂજ ફેરવતાં તે કડીઓ આગળ પાછળ સરકવાથી તેનો જે નાદ થાય છે તે નાદમાં તલ્લીન થઇ જતાં તેના વાપરનારને કંટાળો આવતો નથી, પણ સ્ફૂર્તિ વધી ઊલટી મદદ થાય છે.

કુસ્તીમાં વિજયી નીવડેલા ઘણા મોટા દરજ્જાના પહેલવાનને ગદા કે ગુરૂજ બક્ષિસ તરીકે આપવાનો જૂના વખતમાં રિવાજ હતો. શ્રી. કે. ખંડેરાવ મહારાજ ગાયકવાડના વખતમાં વડોદરાના નામાંકિત પહેલવાનોને એવાં ગુરૂજ ઇનામમાં મળેલાં, તે હજુ પણ કેટલાક અખાડાઓમાં રાખી મૂકેલાં છે.

ગુરૂજ ગદા પ્રમાણે જ ફેરવાય છે. તેનો ઘાવ શરીર ઉપર બેઠો હોય તો બહુજ ખરાબ પ્રકારનો જખમ થાય છે. મર્મસ્થાનમાં ઘાવ લાગ્યો હોય, તો પ્રાણ જવામાં પણ કંઇ વાર લાગતી નથી. એના ખેલમાં તો 'શિર', 'બગલ' અને 'પટ' ઉપર મુખ્યત્વે એના ઘાવ કરવામાં આવે છે. આવા એ શસ્ત્રની લડાઇમાં તો બચવાનું ધોરણ પકડીને લડવું એ જ સારું. કેમકે તેનો ઘાવ ઢાલથી પણ અટકાવવો કઠણ પડે છે. એવે વખતે ઊલટું ઢાલવાળા હાથના કાંડાને ઇજા થવાનો સંભવ રહે છે.

## ગુરૂજ.



ચિત્ર સંખ્યા ૭૩૮—૭૪૨

ગુરૂજ (હાથ પહેલો):—ચિત્ર નં. ૫ પ્રમાણે ડાબા પવિત્રા ઉપર ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ગુરૂજ બંને હાથમાં આડું રાખીને ઊભા રહેવું. પછી ગુરૂજને ડાબા હાથ વડે ઉપર ઝુકાવી ચિત્ર નં. ૧ પ્રમાણે માથા ઉપર રાખવું. પછી તે જ અવસાનમાં તેને માથાની પાછળથી ગોળાકાર ફેરવીને ચિત્ર નં. ૨ પ્રમાણે જમણો પગ આગળ લઇ સામે ઊભા રહેલા શત્રુના માથા ઉપર મારવું. પછી તે જ ઝોકમાં ડાબો પગ પાછળ લઇ આપણી ડાબી તરફથી વળીને ચિત્ર નં. ૩ પ્રમાણે મોઢું આવ્યું કે તે બાજુએ (આપણે શરૂઆતમાં ઊભા હતા તેની જમણી બાજુએ) ઊભા રહેલા શત્રુની ડાબી બાજુની ખોપરી ઉપર ગુરૂજ મારવું. પછી ગુરૂજનો હાથ તેવો જ પરત લઇ ડાબો પગ ચિત્ર નં. ૪ પ્રમાણે તિરકસ બાજુએ આગળ મૂકવો. અને તે બાજુએ ઊભા રહેલા શત્રુની જમણી ખોપરી ઉપર તે મારવું. પછી ગુરૂજને તેવું જ આપણી જમણી બાજુએ ફેરવીને તથા જમણો પગ પાછળ લઇને શરૂઆતની સ્થિતિ (ચિત્ર નં. ૫) પ્રમાણે તેને બંને હાથમાં રાખી ઊભા રહેવું.

આ હાથ કરતાં પવિત્રા ત્રિકોણમાં ફરે છે, તેથી તેને ત્રિરંગી પવિત્રા કહે છે. ગુરૂજ લોખંડી હોવાથી વજનદાર હોય છે, તેને લીધે તેના હાથ કરતી વખતે તેની બધી ક્રિયા તેના ઝોકમાં જ, વચમાં નહીં થોભતાં, કરવાની હોય છે. તલવાર કે પટ્ટાની પેઠે ગુરૂજના પણ અનેક પ્રકારના હાથ કરવાનો મહાવરો કરવો. સામેના દુશ્મનના હાથમાં ગુરૂજ હોય, અને તે તેના ગુરૂજથી આપણને મારવા માટે આપણા અંગ ઉપર આવે, તે વખતે ચિત્ર નં. ૧ પ્રમાણે આપણો ગુરૂજ રાખીને, અને તેને ઊંચે કે બાજુએ જરૂર પ્રમાણે ઝુકાવીને, આપણો બચાવ કરવો.

## પરશુ.



ચિત્ર સંખ્યા ૭૪૩-૭૪૯

# પરશુ.



લેખક:—રા. રા. બાબુરાવ ગો. કોઠી, વ્યાયામ વિશારદ, વ્યવસ્થાપક શ્રી રામદાસ વ્યાયામશાળા, તથા કસરત અધ્યાપક, ન્યુ ઈરા હાઈસ્કુલ, વડોદરા.

**પરશુ** એ હથિયાર ભારતવર્ષમાં ઘણા પુરાતન સમયથી વપરાતું હોય એમ જણાય છે. વૈદિક સમયમાં પણ કેટલાક દેવતાઓના હાથમાં પરશુ હોવાનાં વર્ણનો છે. શ્રી પરશુરામનું તો પરશુ એ જ મુખ્ય હથિયાર હતું. પરંતુ આજકાલની લડાઈઓમાં આ હથિયારનો કંઈ વિશેષ ઉપયોગ થતો નથી. હાથોહાથની લડાઈમાં એનો ઉપયોગ થવા જેવું છે. પણ હાલના લશ્કરોમાં ક્યાંય એ જણાતું નથી. હાલ તો માત્ર તેના જુદા જુદા હાથ શીખવા, એ કેવળ મરદાની ખેલના એક પ્રકાર તરીકે છે.

ચિત્ર ઉપરથી આ હથિયારનો આકાર કેવો હોય છે તે સહજ સમજાઈ આવશે. એને લાકડાનો કે લોખંડનો દાંડો હોય છે. કુહાડીની પેઠે તેનો ઉપયોગ હાલમાં તો બાગના ઝાડોની ડાળીઓ વગેરે તોડવાના કામમાં માત્ર થાય છે. તેનું પાનું સારું વજનદાર અને પોલાદનું હોય છે. તેનો ઉપયોગ પ્રસંગે કરી શકાય એવી જેની ઇચ્છા હોય, તેણે આ હથિયારનો ઉપયોગ ઝાડની ડાળીઓ વગેરે તોડવાના કામમાં હંમેશાં કરવો, એટલે બરાબર ઘાવ મારવાનો મહાવરો થશે. તલવારના હાથ કરે છે તેવા જ આના પણ હાથ સંઘવ્યાયામમાં કરી બતાવાય છે. તે પૈકી નમૂના દાખલ એક હાથ અહીં આપ્યો છે.

**પરશુ-(હાથ પહેલો):**—ચિત્ર નં. ૧ પ્રમાણે પરશુ રાખીને ઊભા રહેવું. પછી પાછલો જમણો પગ આગળ લઈ ચિત્ર નં. ૨ પ્રમાણે સામેના શત્રુ ઉપર 'બાહુ'નો તિરકસ ઘાવ મારવો. પછી પરશુને જમણી બાજુથી પાછળ લઈ માથાની પાછલી બાજુથી અર્ધવર્તુલ ફેરવી, પાછળની બાજુએ લાવવો, અને તે જ વખતે આપણી ડાબી બાજુએ ફરીને, પાછલા ભાગ તરફ મોં કરવું. આ રીતે કરતાં પગ બદલાવવાના નથી. ચિત્ર નં. ૨ જમણો પગ ગોઠણમાંથી નમાવેલો છે, તે ચિત્ર નં. ૩ માં સીધો કરી, ડાબા પગને ગોઠણમાંથી નમાવી, ડાબા પવિત્રા ઉપર ઊભા રહેવું, અને તે ચિત્ર પ્રમાણે 'કમર'નો ઘાવ મારવો.

પછી જમણી બાજુએ ફરીને ચિત્ર નં. ૩ માં પાછળ રાખેલો જમણો પગ જમણી તરફથી પાછળ લાવી, ચિત્ર નં. ૪ પ્રમાણે ડાબા પગની પાછળ રાખવો, અને તે જ ચિત્ર પ્રમાણે 'ગરદન'નો ઘાવ મારવો. પછી જમણી તરફથી ફરીને આપણી આસપાસ વર્તુળાકાર ફરી જવું; તથા ચિત્ર નં. ૫ પ્રમાણે પાછલા ભાગ ઉપર 'ગરદન'નો ઘાવ મારવો. પછી તેરા જ જમણી બાજુથી પાછલી બાજુએ ફરીને, 'શિર'નો ઘાવ મારવા સારુ ચિત્ર નં. ૬ પ્રમાણે પરશુ રાખીને ઊભા રહેવું. પછી ચિત્ર નં. ૭ પ્રમાણે ડાબો પગ આગળ લઈ 'શિર'નો ઘાવ મારવો.

---

શ્રી.

# સાઠમારી અને ડાગદારી.



સાઠમારીની જગા (અગડ).

## ઉપોદ્‌ઘાત.



જૂના વખતમાં મસ્ત હાથીની જોડે લડાઇ કરવી, એ એક પ્રકારનો મર્દાની ખેલ હતો, તેને ગજયુદ્ધ કહેતા. મસ્ત હાથી જોડે બાહુ-યુદ્ધ કરનારા શ્રીકૃષ્ણભીમસેન જેવા મલ્લો પુરાણ કાળમાં હતા, એવું પુરાણોમાં વર્ણન છે. આવા એ ગજયુદ્ધમાં મનુષ્યની શારીરિક શક્તિનો, ચપળતાનો અને સાહસિકતાનો બહુ ઉપયોગ થતો હતો. મસ્ત હાથી અંગ ઉપર ચડી આવે, તે વખતે તેની જોડે લડનાર શૂરવીર તેની પીઠ પાછળ જઇ તેની પૂછડી પકડતા, અને તેને લીધે તે ફરવા માંડતો કે તેની પાછળ પાછળ તે પણ ગોળગોળ ફરતા, અને છેવટે હાથી થાકતો ત્યારે તેને હાર કરતા. આવાં વર્ણન એ પુરાણોમાંથી મળી આવે છે. કંસની ગજશાળાનો અત્યંત મસ્ત કુવલયાપીડ નામનો હાથી તેના મહાવતે શ્રીકૃષ્ણ ઉપર છોડયો. તે વખતે તે હાથીના જોડે શ્રીકૃષ્ણે જે ઝટાપટી


—: લેખક :—



રે. નારાયણ બળવંત જોશી,
વડોદરા.


કરી, તેનું વર્ણન હરિવંશમાં અને શ્રીમદ્ ભાગવતમાં સવિસ્તર આપેલું છે.

તે પછી મોગલ સમયમાં બાદશાહ જહાંગીરને પોતાના પ્રયત્નથી મસ્ત હાથીને

કૈડાણે લાવવાનો બહુ જ શૉખ હતો, એમ જણાય છે. તે જ પ્રમાણે છેક હમણાનાં વખતમાં પણ સાંગલી સંસ્થાનના અધિપતિ કૈ. શ્રી. તાત્યાસાહેબ પટવર્ધનને પોતે ઘોડા ઉપર બેસીને મસ્ત હાથીને ખેલાવવાનો ઘણો શૉખ હતો, એમ જણાય છે. શ્રી. તાત્યાસાહેબ હાથમા ભાલું લઇને ઘોડા ઉપર સવાર થઇને તૈયાર થતા, કે મસ્ત હાથીને તેમની સામે મોકળો છોડવામાં આવતો. પછી તેઓ તે હાથીને ચીડવીને પોતાના ઉપર આવવા દેતા, અને તેની જોડે ખેલતા. એવી રીતે આખો દિવસ તેને દોડાવીને જ્યારે તે થાકતો, ત્યારે પછી તેને બાંધી લેવામાં આવતો. આ ખેલ માટે સાંગલીમાં સ્વતંત્ર છૂટી જગા ન હોવાથી ઠરેલા દિવસે હાથીને મોકળો છોડવાનો છે એવી ખબર આખા ગામમાં અગાઉથી અપાતી. એટલે ગામના પ્રજાજનોને એ હાથીથી ઇજા થવાનો સંભવ ન રહેતો. એવી રીતે હાથીને ખેલાવવા માટે સવારને ઘોડા ઉપર કેટલી કુશળતાથી બેસવું પડતું હશે, અને મનથી કેટલી હિંમત રાખવી પડતી હશે, તેની કલ્પના વાચકોએ જ કરી લેવી.

કૈ. શ્રી. તાત્યાસાહેબ પટવર્ધન, સાંગલી સંસ્થાનના અધિપતિ



ચિત્ર સંખ્યા ૭૫૦

### અગ્ગડ.

મસ્ત હાથીને ખેલવવાનો થોડો જુદો પ્રકાર હજી પણ વડોદરા સંસ્થાનમાં ચાલુ છે. મસ્ત હાથીના ખેલો કરાવવામાં વડોદરા સંસ્થાન પ્રખ્યાત છે. શ્રી. ખંડેરાવ મહારાજ ગાયકવાડને અનેક પ્રકારના મરદાની ખેલોનો શૉખ હતો. તેમની કારકિર્દીમાં આવા મરદાની ખેલો માટે અગ્ગડ એ નામની જગા મુદ્દામ તેમણે બંધાવી. એ જગા વડોદરા શહેરની પૂર્વ તરફ પાણી દરવાજા બહાર છે. તે ૩૫૦ ફૂટ લાંબી અને ૨૨૦ ફૂટ પહોળી છે. એ જગાની પશ્ચિમે તથા ઉત્તરે આવેલી ઇમારતોના બીજા માળ ઉપર મુદ્દામ શ્રી. ખાસા સવારીને બેસવા માટે પણ સવડવાળી જગા બાંધેલી છે બાકીની બધી બાજુએ ચારે તરફથી પચ્ચીશ ફૂટ ઊંચો કોટ બાંધેલો કોઇ તેના ઉપર નગરવાસી પ્રેક્ષક લોકોને બેસવાને અનુકૂળ પડે તેવી સગવડ

કે. શ્રી. સયાજીરાવ મહારાજ ગાયકવાડે તે પછી કરાવેલી છે. આ મેદાનની દક્ષિણ તથા ઉત્તર દિશાએ બે બહુજ મોટા દરવાજા મસ્ત હાથીને આ અગડમાં લાવવા માટેના રાખેલા છે. એ દરવાજામાંથી એવા હાથી અંદર આવ્યા કે દિવાલમાં બેસાડેલા વજનદાર આડસરને સરકાવીને તેને બંધ કરી લેવામાં આવે છે એ ઉપરાંત એ આખા કોટની દિવાલમાં અંતરે અંતરે એકલો માણસ અંદર કે બહાર આવી કે જઇ શકે એવી નાની બારીઓ (સાત ફૂટ ઊંચી) પણ રાખેલી છે. વળી, આ મેદાનના મધ્યભાગે એક ગોળ પણ મોકળો એવો ૪૦ ફૂટ વ્યાસનો નાનો બુરજ કરેલો છે. તેની પણ અંદર જવાય એવી નાની કમાનો રાખેલી છે. (ચિત્ર નં. ૭૫૧). મસ્ત હાથી નજીક જ આવી જાય, અને બચાવનો બીજો કોઇ માર્ગ જ ન રહે, એવું જણાતાં જ આગળ દોડનારો સાઠમાર નજીકની આવી કોઇ કમાનમાંથી ગમે ત્યાંથી પણ બહાર નીકળી જઇને પોતાનો બચાવ કરી શકે છે. એ સિવાય પણ અગડની એક બાજુએ ૬૫ ફૂટ વ્યાસનો એક ગોળ ઓટલો બનાવેલો છે; તેની આસપાસ ફરવાથી પણ હાથીની આગળ દોડનાર સાઠમારોનો અગર ઘોડેસવારોનો બચાવ થઇ શકે છે. કેમકે હાથી જે રીતે સામે કે સીધી લીટીમાં બહુ જોરથી દોડી શકે છે, તે રીતે તે તેના ભારે અને મોટા શરીરના કારણે ગોળાકાર કે વક્રગતિમાં દોડી શકતો નથી. આનો જ લાભ આગળ દોડનારાઓ વાંકાચૂંકા દોડીને લઇ લે છે.

### સાઠમારી.

શ્રી. ખંડેરાવ મહારાજના વખતમાં વડોદરામાં ૯૦-૯૫ હાથી હતા. આ હાથી પૈકી કોઇ મસ્ત હાથી છૂટતો કે તોફાન ઉપર ચડતો, તો તેને પકડી લાવીને પુનઃ તેના ઠાણ ઉપર બાંધી લેવા વીશ વીશ માણસની ત્રણ



ચિત્ર સંખ્યા ૭૫૧

## મસ્ત હાથીને પકડવાનાં સાધનો.



ચિત્ર સંખ્યા ૭૫૨

ઠુન્ડીઓ ગખી હતી એ ત્રણ ઠુન્ડીઓ મળીને તે માણસોની અને તેના હથિયારોની સખ્યા સાઠ થતી, તેથી તે પ્રત્યેક માણસનુ નામ તે વખતથી સાઠમાર પડ્યુ અને આ સાઠમારો અગ્ગડમા મસ્ત હાથીને મોઢળા મૂકીને અને તેની આગળ દોડીને જે ખેન કરી બતાવતા, તેનુ નામ પણ તે વખતથી જ સાઠમારી પડ્યુ પછીથી એ અગ્ગડમા જે કઇ કાર્યક્રમ થાય છે, તે બધાને સાઠમારી જ કહેવાનો રિવાજ પડી ગયો છે.

મસ્ત હાથીને તાબામા લાવવા માટે ભાના, ચીમટા, આકડીઆ, પહોચીઓ, બેડીઓ, વગેરે અનેક હથિયારોની જરૂર પડે છે ચિત્ર ન ૭૫૨ ઉપરથી ચીમટા, ગાણુ તથા પહોચી ઓની કલ્પના આવશે તેમ જ ચિત્ર નં. ૭૫૩ ઉપરથી તેનો ઉપયોગ કરનારા સાઠમારોના સ્વરૂપ ની પણ કલ્પના આવશે

ખેનને વખતે મસ્ત હાથીને અગ્ગડમા એક દમાન પાસે લાવીને ઊભો ગખે છે પછી પાસેની કમા ામા ઊભા રહીને એન મે સાઠમાર તેના પાછના પગમા બાધેની માન્ગી છોડે છે, તથા તે જ વખતે એક સાઠમાર હાથીના આગના પગમા ગખેલી કાટાવાળી પહોચી પણ આકડીઆ વતી કાઢી લે છે. પછી બ્યુગનચી ઓટના ઉપર ઊભો રહે છે અને બ્યુગનથી ઇશારો કરે છે એવો બ્યુગનનો ઇશારો થતા જ હાથીને મોઢળો મૂકવામા આવે છે પછી આજુબાજુ ઊભા રહેના સાઠમારો પૈકી એમદ સાઠમાર હાથીની આગળ જાય છે, અને પોતાનુ ભાનુ હાથીની આગળ ફરીને



સાઠમાર. ચિત્ર સંખ્યા ૭૫૩

કે માથા ઉપરનો રંગિત ફેંટો તેની આગળ છોડીને હાથીને ચીડવે છે. હાથી પછી તેની પાછળ પડે છે, એટલે બીજા સાઠમારો તેને બીજી બાજુથી ચીડવી પોતાના તરફ ખેંચે છે. (ચિત્ર નં. ૭૫૪) હાથી પણ ચીડાઇને ચીડવનારાઓની પાછળ ઘાયો થઇને દોડે છે આ



ચાઠમારી. ચિત્ર સંખ્યા ૭૫૪

રીતે તેને આખા મેદાનમાં દોડાવીને ખેલાવે છે. હાથી પ્રથમ તો એકની પાછળ પડે છે, તેટલામાં જ તેને બીજો ચીડવે છે; એટલે તે પહેલાને છોડીને તે બીજાની પાછળ પડે છે. એટલામાં તેને ત્રીજો ચીડવે છે, અને પોતાના તરફ તેને તે ખેંચે છે. આ રીતે આ ખેલ પુષ્કળ વખત સુધી આખા મેદાનમાં અને બહુ સાઠમારો મળીને આગળ ચલાવ્યા કરે છે.

હાથી જો કે સ્થૂળ અને અતિ વિશાળ પ્રાણી છે, તો પણ માણસ કરતાં તેની સીધી દોડ તો વધારે વેગની હોય છે. તેથી જ સાઠમાર તેને કોઇ પણ એક માણસની પાછળ એકસરખો દોડવા દેતો નથી. એકની પાછળ તેને જરા વધારે વખત થાય, કે તરત જ બીજો તેને પોતાની તરફ ખેંચી લે છે, એટલે પહેલાને પોતાનો બચાવ કરવાનો વખત મળી જાય છે. (ચિત્ર નં. ૭૫૫). આ રીતે ખેલ ચાલુ રહેતાં કોઇક વખત સાઠમારને પોતાના હાથમાંના ભાલાનો, કે પોતાનો ફેંટો જ્યાં ત્યાં ફેંકી દઇને તે ફેંટાનો, પોતાના બચાવ કરવા માટે ઉપયોગ કરવો પડે છે. [કોઇક વખતે તેવે પ્રસંગે દારૂનું બાણુ છોડીને તેના ધુમાડાની મદદથી હાથીને ગભરાવવો પડે છે.] આ ખેલમાં સાઠમારનું ધૈર્ય અને કૌશલ્ય જોઇને પ્રેક્ષકો આશ્ચર્યથી છક્ક થઇ જાય છે. કોઇક વખત તો એવું લાગે છે કે અમુક સાઠમાર જાણે હમણાં જ હાથીના પૂરા સપાટામાં આવી જઇને મરી જ જશે. તેવે વખતે એકદમ ખેલને બંધ કરવાનો હુકમ મળે છે, અને ચીમટા નાખવાવાળાઓ હાથીને અટકાવવા તેના પગમાં ચીમટા નાખી દે છે. આ રીતે ચીમટા નાખવાનું કામ પણ બહુ જોખમનું છે. હાથી એકદમ પાછો ફરીને એ ચીમટા નાખવા આવનારને પકડવાનો પ્રયત્ન કરે છે. એટલા જ માટે જે પહેલો ચીમટો નાખે



સાઠમારી. ચિત્ર સંખ્યા ૭૫૫

છે તે ઇનામને પાત્ર ગણાય છે. તેવા એક બે ચીમટા લાગ્યા કે હાથી ઊભો રહે છે, અને પછી તેને બાંધી લેવો સુગમ પડે છે. તે પછી તેને હાણુ ઉપર લઇ જવા માટે અગ્ગડ બહાર લઇ જાય છે, અને સાઠમારીનો ખેલ પૂરો કરવામાં આવે છે. |

હાથીના કપાળે ચિટ્ટી ચોડવામા આવે છે, અને સાઠમાર પાસે તેને કઢાવવામા આવે છે આ કામ ઘણું જ અઘરું હોવાથી એવી ચિટ્ટી કાઢી લાવનાર સાઠમાર પણ ઇનામને પાત્ર થાય છે.

### ડાગદારી.

ઘોડા ઉપર બેસીને મસ્ત હાથીને બેનાવનાર સવારને ડાગદાર કહે છે. એવા બે ત્રણ સવાર હજી સુધી વડોદરામા નોકર છે. તેના ઘોડા સુદ્દામ શીખવીને તૈયાર કરેલા હોય છે. હંમેશાં તેને હાથી પાસે લઇ જઇને તેની હાથીવિષયક ભીતિ નષ્ટ કરવામાં આવી હોય છે કેમ કે હાથીથી બીનારો ઘોડો આ કામમાં તદ્દન નિરુપયોગી નીવડે છે. ઉપરાંત, ડાગદારીનો ઘોડો મારો પાણીવાળો અને વિશેષ ચપળ હોવો જોઇએ. તે જ પ્રમાણે તે ઘોડા ઉપર બેસનાર સવાર પણ બહુ હિમ્મતવાન અને બળવાન હોવો જોઇએ. ડાગદાર તૈયાર થઇને અગ્ગડમા આવ્યા પછી મસ્ત હાથીને મોકળો મૂકે છે. એ વખતે ડાગદાર તેને ચીડવવા માટે તેની સામે જાય છે, (ચિત્ર નં. ૭૫૬) તે બહુ જ નજીક આવ્યો છે એમ જણાતાં જ હાથી પણ એકદમ ચિડાઇને તેની પાછળ પડે છે. એ રીતે પછી હાથીની અને ઘોડાની શરત ચાલે છે. કેટલીક વખત તો છેક ઘોડાના પૂંઠા પાસે જ હાથીની સૂંઢ આવી પહોંચે છે, અને પ્રેક્ષકોને લાગે છે કે હમણાં જ આ સવાર હાથીના સપાટામાં આવી જ જશે. તેટલામાં જ સવાર ઘોડાને એડી મારીને ઘોડો દોડાવીને હાથી



ડાગદારી. ચિત્ર સંખ્યા ૭૫૬



ડાગદારી. ચિત્ર સંખ્યા ૭૫૭

પાસેથી વધારે દૂર નીકળી જાય છે. (ચિત્ર નં. ૭૫૭). તે જોતાં જ પ્રેક્ષકોને આનંદ આનંદ થઇ જાય છે, અને તેઓ તાળીઓ પાડવા માંડે છે.

આવી રીતે આ સાઠમારી અને ડાગદારી એ બંને મરદાની ખેલ જોવા જેવા છે. અને તે જોવા માટે સુદામ ઘણા લોકો લાંબે લાંબેથી વડોદરા આવે છે. કોઇ મોટો સરકારી પરોણો આવ્યો કે તેને સારુ આ ખેલ સરકાર તરફથી ખાસ કરાવવામાં આવે છે. આ બંને ખેલમાં ખેલનારા સાઠમાર અને ડાગદારની હિમ્મતની, શક્તિની અને ચપળતાની ખૂબ કસોટી થાય છે. હાલના વખતમાં તો આવા ખેલ વડોદરા સિવાય બીજી કોઇ જગાએ જોવામાં આવતા નથી.

# શિકાર.

❀

## ડુક્કરનો શિકાર.

**આ** શિકાર ઘોડા ઉપરથી તથા પાયદળથી પણ કરવામાં આવે છે. કોકણમા અને દેશમાં પણ જંગલમાંથી ડુક્કરને હાંકી લાવીને ગામના લોકો એક તરફ ઊભા રહે છે અને ( ડુક્કરની સુસંઢી (મોઢું) ચૂકવીને તેને ભાલાથી, બરછીથી કે છેવટે કુહાડીથી મારે છે. ) બંદૂકથી પણ આ શિકાર કરવામાં આવે છે, પરંતુ તેને કોઇ પણ શિકારી વધારે મહત્ત્વ આપતા નથી ગયા શતકની શરૂઆતથી આ શિકાર હિંદુસ્તાનમાં ઘોડા ઉપર બેસીને જ કરવાનો પ્રઘાત પડી ગયો છે. પૂર્વે બંગાળાના જંગલોમાં રીંછો બહુ રહેતાં, તે વખતે તે રીંછનો શિકાર પણ ઘોડા ઉપર બેસીને જ ભાલાવતી કરતા હતા. એ ભાલા ટૂંકા હોય છે, અને તેનું ફળું પહોળું હોય છે; અને તે રીંછ ઉપર લાંબે અંતરેથી જોરથી ફેંકવામાં આવે છે. રીંછના આ શિકાર પછી ડુક્કરોનો શિકાર પણ ભાલાથી કરવાની શરૂઆત થઇ. શરૂઆતમાં તે માટે પણ ટૂંકાં ભાલાં વપરાતાં, અને ડુક્કરની પાસે જઇને તેના ઉપર તે જોરથી ફેંકવામાં આવતાં. પરંતુ પછીથી તે પદ્ધત બંધ કરીને લાંબાં ભાલાં વપરાવા માંડ્યાં, અને તે ફેંકવાને બદલે ડુક્કરની વધારે પાસે જઇને તેના ઉપર બેસી દેવાની શરૂઆત થઇ. હાલ એ જ પ્રકાર હિંદુસ્તાનમાં બધે ઠેકાણે ચાલુ છે. ડુક્કરનો શિકાર કરવાનો ચાલ અનાદિ કાળથી હિંદુસ્તાનમાં ચાલુ છે. રજપૂત લોકોમાં સંક્રાંતિના કરના દિવસે ડુક્કરનો શિકાર કરીને તેનું માસ તે દિવસે ખાવાનો રિવાજ છે. મરેઠાઓમાં પણ કેટલાક લોકો તેનું માંસ બહુ રુચિપૂર્વક ખાય છે. ઘોડા ઉપર બેસીને પદ્ધતસર શિકાર કરવાની કલ્પના અંગ્રેજી અમલદારોની છે.

—: લેખક :—



મે. જનરલ નાનાસાહેબ શિંદે, વડોદરા.

### શિકારની ટૂંકામાં હકીકત.

આ શિકાર નીચે બતાવ્યા પ્રમાણે કરવામાં આવે છે. ત્રણ ત્રણની બે ત્રણ જોડીઓ બનીને હાથમાં ભાલાં લઇને આ શિકારે જાય છે. જે

જગનમા ડુક્કરો હોય, તે જગનની નજીકના ગામનોકોને એકઠા કરીને તેમની પાસેથી પ્રથમ રાન હકારવામા આવે છે શિકારીઓ પોતાના ઘોડાઓ ઉપર જગનની મહાર ઊભા રહે છે એટલે સારુ ડુક્કર જગનમાથી બહાર નીકળતા જ શિકારી તેની પાછળ પોતાના ઘોડાઓ એકદમ પૂરપાટ દોડાવે છે શિકારી પાછળ આવે છે એમ જણાતા જ આગળ દોડતુ તે ડુક્કર પોતાની ગતિ જરા તેજ કરે છે શિકારી હવે ભાલુ મારવાનો એવુ જોતા જ તે એકદમ ચપળતાથી જમણી કે ડાબી બાજુએ છટકી જાય છે, અને શિકારીનો ઘોડો ઘણો આગળ વધી જાય છે એ વખતે શિકારીના બીજા જે જોડીદારો હોય છે તેમને સારી તક મળે છે તેઓ આ ડુક્કરને ભાલુ ખોસી દેવાનો પ્રયત્ન કરે છે હવે આપણો કઇ ઇલાજ રહ્યો નથી, અને શિકારીનુ ભાલુ શરીરમા ઘૂસવાનુ જ, એવુ જણાતા જ તે ડુક્કર પોતાના પાછલા પગ પર ઊલટીને શિકારીના ઘોડા ઉપર એના જોરથી હલ્લો કરે છે કે જો શિકારી ગાફેલ હોય કે તેનો ઘોડો તદ્દન નવોસવો હોય તો તે ડુક્કર તેને જમીન ઉપર લગડાવે જ એવે વખતે ક્રોધમા તેના બધા વાળ ઊભા થઇ જાય છે અને તે મોટો અવાજ કરી એકદમ આખના પોપચા ઊઘડે ન ઊઘડે તેટલા વખતમા જ ઘોડા ઉપર હલ્લો કરે છે ડુક્કરના કમનસીબે જો શિકારીનુ ભાલું તેના શરીરમા ખોસાઇ ગયુ, અને તે નીચે જમીન ઉપર પડ્યુ, તો પણ તે એક ક્ષણમા જ ફરી પોતાના પગ ઉપર ઊભુ થઇને નાસવા માડે છે, અગર શિકારી જોડે બીજી ટક્કર લેવાને તૈયાર થઇ જાય છે આ રીતે કેટલાએ ભાલા તેના શરીરમા પેઠા પછી તે જમીન ઉપર કાયમનુ મરીને પડે છે એવી આ શિકારની ટૂકામા હકીકત છે



## આ શિકારના લાભ.

આ શિકાર માટે સારા ઘોડાની આવશ્યકતા છે બીજા બધા જગલી જનાવરોના શિકાર કરતા ડુક્કરના શિકારને વિશેષ મહત્ત્વ આપવામા આવે છે એ શિકાર માટે પુષ્કળ શિકારીઓ એકત્ર થાય છે, અને તે વખતે તેમનો બધાનો વખત સહુજ મજામા જાય છે લશ્કરી અમલદારને આ શિકારથી પોતાના ધધાનુ શિક્ષણ મળે છે ધૈર્ય, ચપળતા, ઘોડા ઉપરની બેઠક, હથિયાર વાપરવાની સફાઇ, અને સકટની સામે થવાની તૈયારી, વગેરે પુષ્કળ ગુણ એમાથી શીખવાના મળે છે આ શિકારથી આખો અને કાન એટલા તીવ્ર થાય છે કે ક્યાય પણ જરીકે અવાજ (ખટકો) થાય કે શિકારી તે તરત જ સમજી જાય છે જે ડુક્કરનો શિકાર કરનાર, તે ઉત્તમ લશ્કરી અમલદાર થવો જ જોઇએ

## "મારો, સાબ (સાહેબ), મારો".

હિંદુસ્તાનના માજી સેનાપતિ સ્વ પ્રસિદ્ધ લૉર્ડ રાબર્ટસે પોતાના Forty one years in India નામના પુસ્તકમા કે મહારાણા પ્રતાપસિંગના ધૈર્ય વિષે લખેલી એક હકીકત અહીં આપવા જેવી છે તે લખે છે કે "હું જોધપુર ગયેલો, તે વખતે મારા માટે મહારાણા પ્રતાપસિંગે ડુક્કરના શિકારની વ્યવસ્થા કરી હતી આ શિકારમા મે એક મોટા ડુક્કરને ભાલાથી જખ્મી કર્યું, છતા તે પાસેના ડુગરામા જવા લાગ્યુ, અને તે જગાએ તેની પછાડી પડવુ એ ઘોડા ઉપરથી શક્ય ન હોતુ. તેથી મે મહારાણા પ્રતાપસિંગને બૂમ પાડીને કહ્યુ, કે આપ આપનો ઘોડો વચમા નાખીને તે ડુક્કરને મારા તરફ પરત મોકલો મહારાણા પ્રતાપસિંગે તે પરથી પોતાનો ઘોડો એકદમ

છૂટો મૂક્યો. પણ તે ડુક્કરની નજીક જતાં જ તે ઘોડાનો પગ એક ખાડામાં ખૂંચી ગયો, અને તે પોતે પણ ઘોડા સાથે જમીન ઉપર પડ્યા. તે જખમી ડુક્કરે મહારાણા પ્રતાપસિંગ ઉપર એકદમ હલ્લો કર્યો, અને તેના પગને મોટો જખમ કર્યો. તેની મદદમાં હું દોડતો ગયો, પરંતુ તેટલામાં તો મહારાણા પ્રતાપસિંગ લોહી લોહાણ થઇ ગયા હતા. છતાં ઊભા થઇને તેમણે ડુક્કરનું મોઢું પોતાના હાથવતી પકડીને તે ડુક્કરને તેના બે પાછલા પગ ઉપર ઊભું કર્યું હતું. મારા ભાલાનો જખમ તેને કંઇ વધારે ઊંડો ગયેલો ન હોતો, એટલે તે ડુક્કર બહુ જોરમાં જ હતું. મહારાણા પ્રતાપસિંગે તેને જોરથી ધક્કો મારીને પાછળ પીઠ ઉપર પાડ્યું, અને તેના પાછલા બંને પગ બંને હાથમાં પકડી રાખીને તે મને કહેવા લાગ્યા, કે "મારો, સાબ, મારો". પછી મેં તે ડુક્કરને ભાલાથી મારી નાખ્યું". ડુક્કરનું વજન અને બળ કેટલું હોય છે તે જાણતા હશે તે મહારાણા પ્રતાપસિંગના ધૈર્યની, શક્તિની અને પ્રસંગાવધાનની તારીફ જ કરશે.

ડુક્કરના શિકાર માટે જોધપુર આખા હિંદુસ્તાનમાં પ્રખ્યાત છે. મહારાણા પ્રતાપસિંગના વખતે જોધપુરમાં ડુક્કરનો શિકાર તલવારથી થતો હતો એવું સાંભળ્યું છે.

### શિકારની હક્કા.

ડુક્કરનો શિકાર કરવા માટે જંગલ હાંકવામાં આવે છે, તેને હક્કા કહે છે. ઘણા જ ગામ લોકો એકત્ર થઇને બધા એક સાથે એક બાજુ રહીને જંગલને હાંકવામાં આવે છે. એ લોકો પાસે તે વખતે મોટા મોટા દંડા, શીંગો, તતૂડીઓ અને બંદૂકો પણ આપેલી હોય છે. એ બધા ઉપર દેખરેખ રાખવા માટે એક મુખ્ય શિકારી હોય છે, અને તેના હાથ નીચે બીજા બે ત્રણ શિકારીને પણ રાખવા પડે છે. તેઓ ઇશારો કરે, કે તરત જ જંગલ હાંકવાનું કામ શરૂ કરવામાં આવે. જે શિકારી લોકો પાસે બંદૂકો આપેલી હોય છે, તેઓ મોટું કોઇ ડુક્કર નજરે પડતાં જ ગોળી વગરનાં કાર્તુસોથી અવાજ કરે છે, એટલે બહાર ઘોડા ઉપર જે શિકાર કરવાને તૈયાર ઊભા હોય છે તેમને સૂચના મળે છે. મોટું ડુક્કર જંગલમાંથી બહાર પડતાં જ તેની પછવાડે ઘોડેસવારો દોડે છે, એટલે હક્કા બંધ પડે છે. એ બહાર પડેલું ડુક્કર મરાઇ જાય તો ફરી હક્કા શરૂ કરવામાં આવે છે.

ગ્વાલિયરમાં વાઘના શિકાર માટે હક્કા કરવા સારુ પલટણના લોકોનો ઉપયોગ કરે છે. એ હક્કા ઘણી જોવા જેવી થાય છે. આગથી ડુક્કર બીએ છે. કોઇ મસ્ત ડુક્કર અગર જખમી ડુક્કર કોઇ જાળામાં છુપાઇ બેઠું હોય, તો તેને બહાર કાઢવાને બીજા ગમે તેટલા પ્રયત્ન થાય તો પણ તે બહાર નીકળતું નથી. પરંતુ એ જાળાને જો આગ લગાડવામાં આવે, તો તે બીઇને એકદમ બહાર આવે છે. દક્ષિણમાં અથવા નિઝામ હૈદરાબાદમાં ફાફડીઆ થોરની વચમાં ડુક્કરો રહે છે. તેમાંથી તેને બહાર કાઢવું બહુ જ કઠણ પડે છે. હોશિયાર શિકારી હાથમાં તલવાર લઇને એ થોર કાપીને અંદર પેસે છે, અને ડુક્કરને જોતાં જ તદ્દન તેની નજદીકમાં બંદૂકનો ખાલી અવાજ કરે છે, એટલે તે બહાર નીકળે છે; અને બહાર ઊભેલા ઘોડેસવારોના ભાલાનો ભોગ થઇ પડે છે. ડુક્કરોની ખરીઓની નિશાની ઉપરથી તેની છુપાવાની જગા કેટલાક શિકારીઓ બરાબર શોધી કાઢે છે. તેને 'પગલું કાઢવું' અથવા પગેરું પકડવું' કહે છે. એ કામમાં મરેઠા, કચ્છી, ભીલ, ગોંડ અને ગુજરાતના વાઘરી લોકો બહુ કુશળ હોય છે.

## ડુક્કરની તાકાત.

ડુક્કર એ કપટી પ્રાણી છે. હક્કાની બૂમાબૂમ સાંભળતાં જ તે પોતાની જગામાંથી બહાર આવે છે, અને શક્ય હોય તો તો તે જગા છોડીને બીજા જંગલમાં પેસી જાય છે. હક્કા જો તેની તદ્દન નજદીકમાં જ થાય, તો તે એવું છુપાઇ જાય છે, કે જોનારને જાણે ફક્ત માટીનું એક મોટું ઢેકું પડેલું છે એમ જ લાગે. એમ છતાં પણ જો તેને તે છુપી જગામાંથી હાંકવામાં આવે, તો તે એવા જોરથી તેની મુસંડી (મોઢાનો આગલો ભાગ) મારીને બહાર પડે છે, કે હક્કાવાળા પોતાની હાર (લાઇન) તોડીને પણ તેને નીકળી જવાની જગા આપે છે. જંગલમાંથી તે બહાર મેદાનમાં આવ્યા પછી પોતાને માટે બીજી સુરક્ષિત જગા કઇ, તેનો વિચાર તે પ્રથમ જ કરી લે છે, અને તે જગા તરફ જ પછી તે નાસે છે. જોનારાઓને ડુક્કરની દોડ વધારે જણાતી નથી, પરંતુ ગમે તેટલો વેગવાન ઘોડો હોય, તો પણ અર્ધો પોણો માઇલ સુધીમાં ડુક્કર તેની આગળ સહજ નીકળી જાય છે. જતાં જતાં ક્યાંય છુપાવા જેવી જગા દીઠી કે તે જગામાં તે એકદમ ઘૂસી જાય છે. નાસતી વખતે સામે કોઇ નાળું કે દિવાલ કે વાડ આવે, તો તેના ઉપરથી તે સહજ કૂદી જાય છે. કચ્છમાં એક વખતે ૫૦ ફૂટના ઊંચા ટેકરા ઉપરથી ડુક્કરે ઠેક મારેલી, અને ત્યાંથી પણ તે ઊઠીને જંગલમાં ચાલી ગયેલું. તેને તરતાં આવડતું નથી, કેમ કે તરતી વખતે તેના પગની તીક્ષ્ણ ખરીઓથી તેનું ગળું કપાઇ જાય છે, એમ કેટલાક લોકો માને છે. પણ તે સમજ ભૂલ ભરેલી છે. લેખકે જખમી ડુક્કરની પછવાડે પડતાં સામેના પાણીના નાળામાંથી તેને તરીને પાર જતાં જોયેલું છે.

## ડુક્કરની છેતરપિંડી.

પોતાની પીઠમાં હવે શિકારીનું ભાલું બેસવાનું જ એવું જણાતાં, ડુક્કર એટલી સફાઇથી જમણી તરફ કે ડાબી તરફ સટકી જાય છે, કે શિકારીનો ઘોડો કેટલીક વખત ઊલટો આગળ નીકળી જાય છે, અને બંને વચ્ચેનું અંતર ઊલટું વધી પડે છે. એવી રીતે દોડતું ડુક્કર બીજાં ઢોરોનાં કે હરણનાં કે જંગલી ગાયનાં ટોળામાં પેસી જાય છે, અને તે શિકારીને દેખાતું પણ નથી.

## ડુક્કરની હાંતીઓ.

જખમી થયેલા ડુક્કરને જ્યારે એમ લાગે છે, કે હવે આપણો દોડવાથી પણ નિભાવ થઇ શકે તેમ નથી; ત્યારે તેનામાં કેટલી બધી હિંમત હોય છે તે જણાઇ આવે છે. એવે વખતે તે મોઢું ફેરવીને શિકારીની જોડે લડવાને તૈયાર થઇ જાય છે, અને લડતું લડતું તે આશરો મળે તેવી જગા તરફ જવા પ્રયત્ન કરે છે. સામે ભાલું આવતાં જ તે નિર્ભય પણે તેના ઉપર પડે છે, અને પાછળથી ભાલું આવે એમ જણાતાં તે તેના પર એકદમ ઊલટે છે. એવાં કેટલાંએ ભાલાં તેના શરીરમાં ઘૂસીને તેને જખમી કરે છે; પરંતુ તે તેની કશી પરવા જ કરતું નથી. શરીરમાં ભાલું પેઠેલું હોય, છતાં તે ભાલાને ખેંચતું જઇને શિકારીને કે તેના ઘોડાને જખમી કરવાનો પ્રયત્ન કરે છે. પેટમાં આંતરડાં બહાર નીકળી જમીન ઉપર લબડતાં હોય, છતાં તે શિકારી જોડે તથા તેના ઘોડા જોડે લડતું જ રહે છે. શિકારી કે તેનો ઘોડો તેના સપાટામાં આવ્યો, તો તેને તે જમીન ઉપર લબડાવવાનું જ. અને શિકારી એક વખત નીચે આવ્યો, અને તેની જોડે કોઇ સાથીદાર ન હોય, તો તેનાં સોએ વર્ષ પૂરાં થઇ ગયાં જ

સમજવાં. જખમી થયેલું ડુક્કર ત્રણ ચાર શિકારીઓનાં ભાલાં જોડે કેવી ટક્કર લે છે, 'એ જોવાની મજા કંઇ ઓર જ છે'. જખમી થયેલું ડુક્કર અતિશય થાકયું, કે નજીકમાં જે છોડ ઝાડ વગેરે મળે તેમાં ઘૂસી જાય છે, અને મુએલા સરખું પડી રહે છે. જો પાસે ઘાસ હોય તો તેને આગ લગાડતાં જ તે બહાર નીકળે છે. પણ જો ઘાસ ન હોય તો તેને મારવા માટે ઘોડા ઉપરથી પછી ઊતરવું પડે છે. એવા ડુક્કરને જમીન ઉપર રહીને મારવું, એ બહુ જ જોખમ ભર્યું કામ છે. થોડોક વિસામો મળી જાય તો તે તાજુંતમ થઇ જાય છે, અને એકદમ ઊઠીને શિકારી ઉપર હલ્લો કરે છે. શિકારી જો તે વખતે સાવધ ન હોય, તો તેને તે જખમી કરે છે. જખમી થયેલું કે થાકેલું ડુક્કર જાળાંમાં કે કૂવામાં કે કોઇના ઘરમાં પણ પેસી જાય છે.

## શિકારનાં હથિયાર.

બધા દેશોમાં ડુક્કરનો શિકાર ભાલાથી થાય છે. હિંદુસ્તાનમાં સવાસો વર્ષ પૂર્વે નાના ટૂંકા ભાલાથી આ શિકાર કરવામાં આવતો હતો એમ અગાઉ જણાવેલું જ છે. એવાં ભાલાં ડુક્કરની નજીક જઇને તેના ઉપર જોરથી ફેંકવામાં આવતાં. હાલમાં આ શિકાર માટે લાંબાં અને ટૂંકાં એવાં બે પ્રકારનાં ભાલાં આપણે ત્યાં વાપરવામાં આવે છે. લાંબા ભાલાની લંબાઇ ૭ થી ૮ ફૂટ હોય છે, અને ટૂંકા ભાલાની લંબાઇ સાડા છ ફૂટ કરતાં વધારે હોતી નથી. ડુક્કરને આપણા ઘોડાની જમણી બાજુ થોડા અંતર ઉપર લઇને, તેની ડાબી પાંસળીમાંથી તેના કાળજાની આરપાર એ ભાલું મારવામાં આવે છે. અંગ્રેજીમાં તેને Under-hand spear કહે છે. ટૂંકું ભાલું મારનાર શિકારી વધારે નિષ્ણાત હોય છે, કેમ કે તેમાં ડુક્કરને શિકારીના ઘોડાની વધારે નજીક આવવા દઇને તેની પીઠમાંથી તેના કાળજાની આરપાર જાય તેમ ઊભું ભાલું મારવાનું હોય છે. તેને અંગ્રેજીમાં over-hand spear કહે છે. ભાલાનાં ફળાં ઘણાં પ્રકારનાં હોય છે. પરંતુ સર્વથી ઉત્તમ ફળાં બાગનેટના આકારનાં લંડનની વિલ્કિન્સન કંપની તૈયાર કરે છે. અગર હિંદુસ્તાનમાં ઔરંગાબાદમાં 'બોદરાજ' નામનાં ઉત્તમ ફળાં બનાવવામાં આવે છે. બોદરાજનાં ફળાં જ હિંદુસ્તાનમાં તો બધા શિકારીઓ વાપરે છે. ફળાંની પાછળ બેસાડવાનો જે વાંસ તે મજબૂત, સ્થિતિસ્થાપક, અને પાકો જોઇએ, અને તેની ગાંઠો પાસે પાસે જોઇએ. ભાલાની ધાર હંમેશાં તીક્ષ્ણ રાખવી જોઇએ. ડુક્કરનો શિકાર કર્યા પછી તેની જાડી ચામડી અને ચરબીથી તે બૂઠી થઇ જાય છે, અને તેને કાટ ચડે છે. તેથી સરાણ ઉપર ધરીને તે ધારને તીક્ષ્ણ બનાવવી પડે છે.

## શિકારની જગા.

આ શિકાર સપાટ મેદાનમાં કરવાનું મળતું નથી. ડુક્કરની પછવાડે પૂરપાટ ઘોડો દોડાવતાં કંઇ બધે ઠેકાણે સરખી જગા હોતી નથી. એટલું માત્ર ખરું કે જે ઠેકાણે ડુક્કર જઇ શકે છે, તે ઠેકાણે ઘોડો પણ જઇ શકે છે. કપાસનું કાળું જંગલ, તરબૂચનું ખેતર, ખાડા, નાળાં, જમીનસરસા નાના કૂવા, કોસના બળદોને આગળ પાછળ જવા માટે કરેલી ઢળતી જગાઓ તથા તેની આસપાસ માટીની બાંધેલી વંડીઓ, નદીની રેતી, ઊંચું વધેલું ઘાસ, નાનાં નાનાં ઝાંખરાઓ, વગેરે સેંકડો અડચણોમાંથી શિકારીને ઘોડો હાંકવો પડે છે. એ કામ કેટલું જોખમભર્યું છે તે જેણે શિકાર પ્રત્યક્ષ કરેલો હશે તેને જ તેની કલ્પના આવી શકશે. ઉપર બતાવેલાં કારણોને લીધે જ આ

શિકારમાં હંમેશાં જીવહાનિ થવાનો ખૂબ સંભવ રહે છે. આવા શિકારમાં નિષ્ણાત શિકારીઓની પણ કેટલીએ જીવહાનિ થયેલી છે. પરંતુ એવું જોખમ ખેડ્યા સિવાય ઉત્તમ શિકારી થવાય જ નહીં, એવો જાણે આ શિકારનો અબાધિત નિયમ જ છે.

## શિકાર કરવાની રીત.

આ શિકારમાં નીચે જણાવેલી બાબતો ખાસ ધ્યાનમાં રાખવી:—(૧) ડુક્કરની સામે ઘોડો પૂરપાટ દોડાવવો, કદીપણુ ધીમેથી લાવવો નહીં. (૨) આપણો ઘોડો ડુક્કરથી જરા કાટખૂણે રાખવો. તે જ રીતે એકદમ અંગ ઉપર ધસી આવતા ડુક્કરને પણ જરા કાટખૂણે જ આપણા ભાલા ઉપર લેવું. (૩) ઘોડા ઉપર જરા આગળ થઇને ડુક્કરના પાછલા ભાગમાં ભાલું ખોસવું. (૪) ભાલાનું ફળું તીક્ષ્ણ ધારવાળું જોઇએ, અને તે ખોસી દીધા પછી તેને પકડી જ રાખવાની કંઇ જરૂર નથી. જરૂર હોય તો છોડી પણ દેવું. (૫) જે (વિકટ) ઠેકાણે ડુક્કર જઇ શકે છે તે ઠેકાણે ઘોડો પણ જઇ શકે છે. (૬) શિકાર વખતે આપણા ઘોડાને સૌથી આગળ દોડાવવાની તૈયારી રાખવી. (૭) ઘોડાને દોડાવતી વખતે તેની લગામ છૂટી છોડવી.

એક જૂના શિકારીએ એવું લખી રાખ્યું છે, કે શિકાર કરનારની આંખો તેજ (પાણીદાર) જોઇએ, તેની બેઠક (ઘોડા ઉપરની) સારી જોઇએ, તેનામાં આત્મવિશ્વાસ હોવો જોઇએ, તેનું મગજ શાંત જોઇએ, પોતાના ઘોડા માટે તેની ખાતરી હોવી જોઇએ, ભાલાને સફાઇથી મારતાં આવડવું જોઇએ અને ડુક્કરના છળ-કપટની તેને સારી માહિતી જોઇએ. હું હમણાં મારીશ, હમણાં મારીશ, એવા ભરોસા ઉપર આપણી સંધિ જાય છે; અને બીજો શિકારી તેટલામાં જ તેને જમીન ઉપર લબડાવી દે છે, કે કાંતો પોતે જ લબડી પડે છે. પોતાના ઘોડાને સંભાળીને બરાબર વખતસરજ ભાલું મર્મ-સ્થાનમાં ખોસી દેવામાં જ ખરું કૌશલ્ય છે. બીકણુ ઘોડો કે જે ઘોડાને એક વખત ડુક્કરે જખમી કરેલો હોય તે ઘોડો સહસા ડુક્કર ઉપર એકદમ જતો નથી, એ શિકારીએ લક્ષમાં રાખવું. ચાર પાંચ શિકારીઓ જે વખત એક જ ડુક્કરની પાછળ 'પહેલું ભાલું' મારવા માટે પોતાના ઘોડાઓને પૂરપાટ છોડે છે, તે વખતે ડુક્કરની પછવાડે જે પહેલો શિકારી હોય તેને ધક્કો મારીને બીજા શિકારીએ તેની જોડે થવા માટે તેનો શિકાર બગાડવો નહી. પણ જરા પાછળ રહીને તેને પહેલો હાથ કરવા દેવો, અને તે ચૂકે કે ડુક્કર જમણી કે ડાબી તરફ ફરે, તો તે વખતે તેણે પોતાનો ઘોડો આગળ કરીને તે ડુક્કર ઉપર ધાવ કરવો. શિકારીએ પોતાનું ભાલું ઘોડાની ડોક ઉપર આડું રાખવું, અંગર તેની બૂડ (નીચેનો છેડો) આપણા જમણા પગના બૂટ ઉપર રાખીને ભાલાને હાથમાં ઊંચું રાખવું. ડુક્કરને મારવા વખતે ભાલાને નીચું કરવું; નહીંતર તે આપણા જોડીદારને કે તેના ઘોડાને લાગવાનો સંભવ છે. એક નવા શિખાઉ શિકારીનું ભાલું તેવી રીતે આગલા શિકારીના ઘોડાના માથામાં ઘૂસેલું આ લેખકે જોયું છે. જે સવારને ઘોડા ઉપરથી નીચે કેમ પડવું તે આવડતું ન હોય, તે સવાર જ ન કહેવાય. કંઇ વધારે ઇજા ન થવા દેતાં ઘોડા ઉપરથી નીચે કેમ પડવું તે એક કળા છે; અને તે પ્રત્યેક ઘોડેસવારે શીખવી જોઇએ. કે. શ્રી. ફત્તેસિંગરાવ ગાયકવાડ એઓ ડુક્કરના શિકાર વખતે કેટલીએ વખત પડેલા. પરંતુ તે પ્રત્યેક વખતે તેઓ પોતાના પગ ઉપર જ ઊભા રહેતા હતા, અને ઘોડાની લગામ તેમના હાથમાં જ રહેતી,

એટલી સફાઇથી તે ઘોડા ઉપરથી પડતા હતા. ડુક્કરને આપણી બાજુએ લઇને ભાલું ખોસવું. ડાબી બાજુએ કે ઘોડાની ડોક નીચેથી ભાલું ખોસવાનો પ્રયત્ન કરવામાં પોતાની જ જીવહાનિ થવાનો સંભવ રહે છે. ડુક્કર જો આપણા અંગ ઉપર જોસભેર આવતું હોય, તો આપણા ઘોડાને પણ તેટલા જ જોસભેર હાંકી તેને આપણા ભાલા ઉપર લેવું. એવે વખતે ઘોડાને ઊભો રાખીને ડુક્કર પાસે આવે તેવી વાટ જોવી નહીં. જો કદાપિ ડુક્કરનો હલ્લો થતાં ટક્કરમાં શિકારી ઘોડા ઉપરથી પડી જાય, અને ઘોડો નાસી જાય તથા ભાલું પણ દૂર જઇને પડે કે ભાંગી જાય, તો એવે વખતે શિકારીએ જમીન ઉપર મુએલા જેવા થઇને પડી રહેવું; એટલે ડુક્કર પણ નાસી જશે. એવા વખત માટે કમરના પટ્ટામાં મોટા પાનાનું શિકારી ચપ્પુ જરૂર રાખવું. પ્રસંગે તેનો ઉપયોગ ડુક્કર ઉપર કરી શકાય.

### કાદિર કપ (Kadir Cup).

મિરતની આસપાસ જે ડુક્કરનો શિકાર કરવામાં આવે છે, તેમાં જે શિકારીનું ભાલું ડુક્કરને પહેલું વાગે છે તેને કાદિર કપ આપવામાં આવે છે. કાદિરનો અર્થ નદીની રેતીનું ભાઠું એવો થાય છે. ગંગા અને યમુના એ નદીઓના કાંઠા ઉપર ડુક્કરોની વસ્તી છે; અને ત્યાં હક્કા બોલાવાય એટલે ડુક્કરો બધાં એ નદીની રેતીમાં એકઠાં થાય છે, અને તે જ જગાએ શિકારીઓ તેને મારે છે. હિંદુસ્તાનમાં આ કાદિર કપનું માન વધારે છે. સન ૧૮૬૭ થી દર વર્ષે આવો શિકાર ત્યાં થાય છે, અને તેમાં કાદિર કપ જીતવો એ મોટું માન ગણાય છે. સન ૧૮૬૭ થી તે સન ૧૯૩૦ સુધીમાં જેણે કાદિર કપ જીતેલા, તેનાં નામ જોતાં તેમાં ધોળપુરના મહારાણા સાહેબ, જનરલ ગુરુદત્તસિંગ અને કર્નલ સેવાસિંગનાં નામો જણાય છે.

### શિકારી પોશાક.

ટૂંકી બાંયનું ખાખી ખમીસ, ખાખી રંગની બ્રીચીસ, ફિલ્ડ બૂટ, ટૂંકી મમરેજ (બૂટની એડીમાં રહેલો લોખંડી સળીઓ), તથા ટોપી, જેનો ચામડાનો મજબૂત પટ્ટો ટોપીની ઉપરથી લઇને હડપચી નીચે ઘાલી શકાય તેવી—એટલો પોશાક જોઇએ ટોપીનો આ પટ્ટો હડપચીની નીચે મજબૂત બેસાડવો. ઘોડો પૂરપાટ દોડવા માંડતાં કેટલીક વખત આ પટ્ટો પવનથી તૂટી જાય છે, અગર નરમ રાખેલો હોય છે તો ટોપી જ માથા ઉપર સરી આવે છે કે જેથી આગળ કંઇ જ દેખાતું નથી; અને એ વખતે બંને હાથ રોકાયલા હોય છે. એ ટોપીની અંદર સૂતરની પટ્ટી જોઇએ. કેટલાક શિકારીઓ ટોપીની અંદર નાનો ટુવાલ રાખે છે. ઘોડા ઉપરથી નીચે પડતાં કેટલાકના આવી ટોપીથી જીવ બચ્યા છે. ફિલ્ટ બૂટ પહેરવાથી ઘોડા ઉપરથી પડ્યા પછી પણ પગથી ચાલી શકાય છે. સજ્જડ બૂટ હોય તો તેવે વખતે બહુ જ શ્રમ પડે છે. પ્રત્યેક શિકારીએ પોતાની પાસે મોટા પાનાવાળું એક શિકારી ચપ્પુ રાખવું, અને તે પટ્ટાની આગળ રાખવું, બાજુએ રાખવું નહીં, કેમ કે બાજુએ હશે તો ઘોડા ઉપરથી પડતાં તે પોતાને જ વાગશે. ઘોડા ઉપરથી પડી ગયા પછી એવું શિકારી ચપ્પુ જો આપણી પાસે હશે, તો ડુક્કર જે વખતે આપણા અંગ ઉપર ચડી આવે તે વખતે કેટલેક, ઘોડેધણી પણ આપણો બચાવ કરી શકીએ. એ ઉપરાંત જેનો અવાજ માઇલ બે માઇલ દૂર જાય એવી પોલિસની એક સિસોટી પણ જોડે રાખવી.

### ઘોડાનો સામાન.

ઘોડાનું જીન સારું, મજબૂત જોઇએ. સરતું મળતું જીન આવા શિકારને વખતે કદાપિ વાપરવું નહીં. શિકાર કરતાં જો જીન તૂટ્યું, તો જીવ જવાનો વખત આવ્યો જ જાણવો. જીનનો તંગ બરાબર ખેંચીને બાંધ્યો છે કે નહીં તે પણ પ્રથમ જોવું. તેમ જ પગ રાખવાનું પાગડું જે ઠેકાણે જીનમાં જડવામાં આવે છે તે બરાબર જડેલું છે કે કેમ તે પણ જોવું. કેટલાક ઘોડાને સ્વતંત્ર જીન અને લગામ રાખવામાં આવે છે કે જેને લીધે બદલવામાં વખત જાય નહીં. ઘોડાના પગને ચામડાનાં ગેટર બાંધવા કે જેથી ડુક્કરનો હલ્લો થતાં તેના પગને ઓછી ઇજા થાય.

### ડબકાનો ડુક્કરનો શિકાર.

શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં વડોદરાથી ૧૮ માઇલ ઉપર મહી નદીને કાંઠે



ચિત્ર સંખ્યા ૭૫૮

**શ્રીમંત પ્રતાપસિંહરાવ ગાયકવાડ એમણે ડબકામાં ઘોડા ઉપરથી ડુક્કરનો શિકાર કર્યા પછી લીધેલો ફોટો.**

ડબકા ગામ આવેલું છે. ત્યાં ડુક્કરોના શિકાર માટે ખાસ જંગલ રાખી મૂકેલું છે. સાઠ પોણોસો વર્ષથી એ શિકારનું જંગલ છે, અને તેનો બંદોબસ્ત તથા દેખરેખ શિકારખાના તરફથી કરવામાં આવે છે. સંક્રાન્તિ પછી દર વર્ષે ડબકામાં શિકારનો મોટો જલસો થાય છે. એ શિકાર માટે શ્રીમંત ગાયકવાડ મહારાજના બધાં કુટુંબી જનો, યુરોપિયન મહેમાનો, લશ્કરી અમલદારો, સરદારો, માનકરીઓ અને આપ્ત મિત્રો વગેરે ડબકામાં જાય છે, અને ત્યાં એક અઠવાડીઉં રહે છે. પહેલે દિવસે મોટી હક્કા અને પછી બીજે દિવસે નાની હક્કા એમ બે હક્કા બોલાવવામાં આવે છે. એ હક્કા માટે રિસાલાના સવારો તથા ગામડાના લોકોને બોલાવવામાં આવે છે. હક્કાની દેખરેખ શિકાર સુપરિન્ટેન્ડેન્ટ તરફ હોય છે. શિકાર કરવા માટે આવેલા શિકારીઓના પ્રમાણમાં ચાર ચાર જણની ટોળીઓ કરવામાં આવે છે; અને તેમને શિકારના જંગલમાં મુકરર કરેલી જગાએ રાખવામાં આવે છે. શિકાર જોવા માટે આવેલી મંડળી તથા શ્રીમંત ખાસા મંડળી હાથી ઉપરથી શિકાર જુએ છે. હક્કા શરૂ થયા પછી ડુક્કરો જંગલોમાંથી બહાર પડવા માંડે, એટલે જે ટોળીના સામે ડુક્કર આવે, તે ટોળીએ તેની પછવાડે પડીને તેને મારવાનું હોય છે. "પહેલા ભાલા" નું અહીં કંઇ મહત્ત્વ નથી. છતાં આવી પ્રત્યેક ટોળીએ કેટલાં ડુક્કર માર્યાં, તેનું મહત્ત્વ છે ખરું. પ્રત્યેક હક્કા વખતે ૧૦–૧૨ ડુક્કરો મારવામાં આવે છે. આ શિકારમાં શ્રીમંત સરકાર કૈ. સયાજીરાવ મહારાજ તથા કૈ. શ્રી. યુવરાજ ફત્તેસિંગરાવ અને ઇતર રાજપુત્રો ભાગ લેતા હતા. શ્રીમંત ખાસાએ મોટાં મોટાં ડુક્કરો આવા પ્રસંગે મારેલાં છે. હાલમાં ત્રણ ચાર વર્ષથી હાલના શ્રીમંત મહારાજ શ્રી પ્રતાપસિંહરાવને પણ આ શિકારનો ઘણો શૉખ લાગેલો છે.

---

# હરણનો શિકાર.



—: લેખક :—

શ્રીમંત તાત્યાસાહેબ પટવર્ધન,
રાજસાહેબ, મિરજ (મિનીયર).

હાલમાં મૃગયા કેમ કરે છે તે અહીં જણાવીએ છીએ. માત્ર વાચકોએ એક વાત લક્ષમાં રાખવી કે મૃગયાનું કેવળ વર્ણન વાંચવા કરતાં તે પ્રત્યક્ષ જોવી એમાં વિશેષ મજા છે. અને તેના કરતાં પણ જાતે કરવી એમાં તો ઘણી જ વધારે મજા છે. પહેલાંના વખતમાં રથમાં બેસીને ધનુષ્યબાણ વતી મૃગયા કરતા. હાલમાં અમે મોટરોમાં બેસીને ગનબ્રૂકથી મૃગયા કરીએ છીએ. મૃગયામાં મુખ્ય કૌશલ્ય અચૂક નિશાનનું છે. મારા મત પ્રમાણે બધા શિકાર કરતાં હરણનો વેધ કરવામાં અત્યંત કૌશલ્યની જરૂર છે.

મોટરમાંથી શિકાર કરતાં મુખ્યત્વે ડ્રાઇવર સારો અને સાવધ જોઇએ, નહીંતર હરણને બદલે પોતાનો જ શિકાર થવાનો. શિકારીઓએ કદી પણ હરણની પાછળ મોટરને લેવી નહીં. આખો દિવસ એ રીતે મોટર લેશો તો પણ હરણ મળવું અશક્ય છે. ઘણુંખરું બીડમાં હરણનાં જૂથ હોય છે. આવું એકાદ જૂથ જોઇને તેનાથી જમણી કે ડાબી બાજુએ મોટર રાખવી. મોટરને જોતાં જ એ જૂથ દોડવા માંડે છે. તેમાં ઘણાભાગે આગળ માદાઓ અને પાછળ કાળિયાર હોય છે. ઘણુંખરું એવું ઠરેલું જ હોય છે. વળી આ એક વાત પણ લક્ષમાં રાખવી કે આસપાસના પ્રદેશમાંથી જે જગા તેટલામાં ને તેટલામાં ઊંચી હશે તે જગામાં જ એ દોડતાં હરણો ગમે ત્યારે પણ થોભે છે. કેમ કે તે ત્યાંથી ચોતરફ જોઇ શકે છે. અને એવી જગાએ ગોળી મારવી અશક્ય હોય છે. કારણ કે આગળ ગોળી ક્યાં લાગશે તેની અગાઉથી ખાતરી કર્યાં સિવાય હાથની રાઇફલમાંથી ગોળી મારવી એ બહુ જોખમભર્યું છે. ધર્મયુદ્ધના જેવા નિયમો ઠરેલા છે, તેવા જ શિકારના પણ નિયમ છે. ખરો શિકારી ગમે તેમ કરીને પણ કાળિયારને મારશે, પણ માદાને કદી નહીં મારે. અને તેનું કારણ પણ છે. હરણીને વર્ષમાં બે વખત વેત આવે છે. એક ઉનાળામાં અને બીજી દિવાળીના અરસામાં. એટલે ગમે ત્યારે પણ માદાને જો મારી તો તેના પેટમાંથી બચ્ચાં નીકળ્યાં સિવાય રહેવાનાં જ નહીં. પાછળ લખેલું જ છે કે હરણનું જૂથ કોઇ પણ ઊંચી જગા જોઇને જ ગમે ત્યારે પણ થોભે છે માટે આપણે પણ આપણી મોટરને ઊંચી નીચી ટેકરીઓ ઉપરથી જ લેવી. એમ થવાથી તે જૂથ ગભરામણમાં પડશે કે જ્યાં જ્યાં તેઓ થોભશે ત્યાં ત્યાં તેમને મોટર એકસરખી જોવામાં આવશે, એટલે તે પછી વચમાં જ ગમે ત્યાં થોભીને આમ તેમ જોવા માંડશે આ જ વખતે ગોળી મારવાની યોગ્ય સંધિ મળે છે. એવી સંધિ કદી પણ ગુમાવવી નહીં; અને યોગ્ય સંધિ મળ્યા વગર કદી પણ ગોળી મારવી નહીં.

ગોળી મારતા જૂથમા કાળિયાર છે તે જોઇને, અને તેની આગળ જમીન ઊંચી છે કે કેવી તે જોઇને, તથા થોડા ફેરથી ગોળી ચુકાય અગર તે કાળિયારમાથી પસાર થઇને પેલી તરફ જાય તો તે કયા ભટકાશે તે જોઇને, પછી જ ગોળી મારવી ધ્યાન કરતા પડેલા કાળિયાર આપણાથી કેટલુ દૂર છે, હવા ડાબી તરફથી વહે છે કે જમણી તરફથી વહે છે, અને દિવસ ભીનો છે કે સૂકો છે, તે બધી વાતો લક્ષમા લેવી કેમ કે હવા જમણી તરફથી કે ડાબી તરફથી વહેતી હોય, તો ગોળી પણ તેના પ્રમાણમા વળણ લે વળી હવા ભીની કે ઘટ્ટ હોય તો ગોળીને તેને કાપીને આગળ જવામા વખત વધારે લાગે ઉપરાત, ગોળી ઉપર પૃથ્વીનુ પણ આકર્ષણ લાગે જ એટલે એ બધી બાબતો લક્ષ્યમા લઇને ગોળી મારવી જોઇએ, અને એ બધુ ઘણા થોડા જ વખતમા—માત્ર ક્ષણવારમા જ—ઠરાવી લેવુ પડે નહીતર એ બધુ ગણિત બરાબર ગણાય ત્યા સુધીમા તો તે જૂથ નાસી જ જવાનુ, અને ગણિતનો ઉત્તર બરાબર આવે ત્યા સુધીમા તો હાથમા પ્રત્યક્ષ શૂન્ય જ આવવાનું પણ એ બધુ અભ્યાસ—મહાવરાથી આવડે છે અને આપોઆપ સાધ્ય થવા માડે છે એકના વાચવાથી કે શિકારી માણસોના મોઢાના વ્યાખ્યાનો સાભળવાથી એ સધાનુ અશકય જ છે હરણ જેવી ધૂર્ત અને સાવધ બીજી કોઇ જાત નથી શિકારીને જોતા જ તેને કેમ ભુલાવવો, તેનુ અચૂક જ્ઞાન કુદરતી રીતે જ તેને થાય છે, તે જોતા આશ્ચર્ય લાગે છે

પાછળ જણાવેલુ જ છે કે મૃગયા પ્રત્યક્ષ કરવામા સૌથી વધારે મજા છે વાચવાથી તો એ મજાના માત્ર થોડા કણ જ મળી શકે છે કોઇ પણ કલા કે વિદ્યા અનુભવ સિવાય વ્યર્થ છે, જેને શકય હોય તેણે અનુભવ લેવો જ્ઞાનની પરપરા ચાલતી આવે છે, તેમાથી જ તે પ્રત્યક્ષ મળી શકે છે, પુસ્તકમાથી તે કેવી રીતે મળી શકે? છતા પણ પુસ્તકોનો કે લેખોનો એક ઉપયોગ તો છે, તે એ કે જ્ઞાનની લાલસા તેને લીધે ઉત્પન્ન થાય છે

# વાઘનો શિકાર.

વાઘનો શિકાર કરવા માટે જંગલ ખાતાના ઉપરીને લખીને જંગલનો થોડો ભાગ રીઝર્વ કરાવવો પડે છે. એ પ્રમાણે પરવાનગી મળ્યા પછી શિકાર કરી શકાય છે પછી શિકાર કરતા અગાઉ, જંગલમા બે ત્રણ જગાએ જંગલના માહિતગાર માણસોને પૂછીને પાડા બધાવવા પડે છે પાડા બાધ્યા વગર આ વનરાજના દર્શન થતા નથી. જંગલમા માણસોની પગવાટ પડેલી હોય છે, જે જગાએ આવી બે ત્રણ પગવાટ મળે છે તે ઠેકાણે પાડા બાધવામા આવે છે રાતના ભક્ષ્યની શોધમા વાઘ હમેશા આવી પગવાટ ઉપર ફરે છે એવે વખતે પાડો નજરે પડતા જ વાઘ તેના ઉપર ઝડપ કરે છે, અને નિદાન અધીક પાડો તો તે ખાઈ જ જાય છે પાડાનુ માસ ઉષ્ણ હોવાથી વાઘને પછી ખૂબ તરસ લાગે છે, અને પેટ ભરાવાથી સુસ્તી પણ આવે છે એટલે નજીકમા પાણીની જગા જોઇને ત્યા તે મુકામ કરે છે રાતે પાડો બાધેલો, તે વાઘે માર્યો કે નહીં તે રોજ સવારે જોવુ પડે છે જો માર્યો છે એમ જણાય, તો નક્કી સમજવુ કે વાઘ જંગલમા છે જ. પછી શિકાર માટે ઝાડ ઉપર બાધેલા માળા ઉપર ચઢી હક્કા શરૂ કરવામા આવે છે કોઇ વખત પદર પદર દિવસ સુધી વાઘ પાડાને મારતો નથી આવા ઝાડ ઉપરના માળા જમીનથી બરાબર દશ બાર ફૂટ ઉંચા રાખે છે એક જંગલમાથી બીજા જંગલમા વાઘ કયે કયે રસ્તે જાય છે, તેની માહિતી જંગલમાના ડોકણી શિકારીઓને બહુ સારી હોય છે એ બાબતમા એમનો અદાજ કદી ખોટો હોતો નથી એટલે તેમણે બતાવેલી જગાએ વાઘની વાટ જોતા બેસવું એ ઉત્તમ હાલમા નવીન તરેહની બંદૂક અને તેનો દારૂ ઘણો જ જોરદાર નીકળેલો છે તેને લીધે બરાબર નિશાન જો લાગે, તો વાઘ એક ગોળીથી જ મરે છે

માળા ઉપર શિકારી બેઠો, એટલે ૫૦-૬૦ માણસો પાસે જંગલમા એક બાજુથી હક્કા કરવામા આવે છે જંગલમા અનેક પગવાટ હોય છે, તેમાથી એક અમુક જ પગવાટ ઉપર વાઘને લાવવા સારુ બીજી તેની પગવાટોના ઝાડો ઉપર ઠોકા બેસાડે છે.

હક્કા શરૂ થતા જ વાઘ એક જંગલમાથી બીજા જંગલમા જાય છે તેને માટેના બે ત્રણ રસ્તા હોય છે તે માટે શિકારી જો તેવા એક જ રસ્તા ઉપર બેસી રહે, તો બીજા રસ્તાનુ શુ થાય? સબબ તે રસ્તાના ઝાડો ઉપર એક એક ઇસમને ચડાવી, તેના હાથમાની કુહાડી કે કોઇ તાથી તે ઝાડ ઉપર તે ઠોક ઠોક કરે છે તેને ઠોકા બેસાડ્યા કહે છે જરૂર પ્રમાણે આવા ઠોકા પાચ છ ઠેકાણે બેસાડવા પડે છે એટલા માટે કે શિકારી જે પગવાટે બેઠેલો હોય તે રસ્તો એકલો જ વાઘને માટે ખુલો રહે વાઘ જેવુ સાવધ અને તીક્ષ્ણ કાનવાળુ બીજુ કોઇ પ્રાણી નથી હક્કા શરૂ થાય કે હાક મારનારાઓ માઇલભર પાછળ હોય, ત્યા તો વાઘની સવારી મૂગે મોઢે એ જંગલ છોડીને આગળ ચાલવા લાગે છે તેમા જે જે પગવાટે ઠોકાના અવાજ આવે, તે તે પગવાટ બદલીને તે બીજે રસ્તે આવતો જાય છે એ રીતે જે પગવાટ ઉપર ઠોકાનો અવાજ ન હોય, તે રસ્તે આવતા તે સાવકાશ અને અચૂક રીતે શિકારીની સન્મુખ આવે છે

વાઘનો શિકાર મુખ્યત્વે બે રીતે થાય છે મારેલો પાડો વાઘે જે ઠેકાણે વાળી મૂક્યો હોય, તે ઠેકાણે જ થોડે અતરે ઊંચા ઝાડ

## સિંહનો શિકાર.

[લેખક:—શ્રી. દત્તાત્રય ચિંતામણ મુજુમદાર, વડોદરા ]

વાઘના શિકાર પ્રમાણે જ સિંહનો શિકાર કરે છે. પણ એમ કહેવાય છે કે વાઘ કરતાં સિંહનો શિકાર કંઇક સુગમ છે સિંહ હક્કા થયા પછી શિકારીની સન્મુખ માવકાશ અને નિર્ભય રીતે આવે છે, તેને લીધે તેના ઉપર નિશાન મારવું કંઇક સુગમ પડે છે. કાઠિયાવાડનાં ગિરનાં જંગલોમા સિંહ પુષ્કળ છે સિંહના પણ જૂથ હોય છે (ચિત્ર સંખ્યા ૭૬૦)



શ્રી. રાજપૌત્ર ઉદયસિંહરાજે ગાયકવાડ, એમણે ગિરના જંગલમાં સિંહનો શિકાર કર્યા પછી લેવાયલો ફોટો.

ઉપર માળો બધાવીને ત્યા તેના શિકારીઓ નાતના બેસે છે, અને જે ઠેકાણે વાઘ એ મારના પાડાને ખાવા માટે આવે છે, તે ઠેકાણે તેના ઉપર વીજળીના દીવા વડે પ્રકાશ પાડીને તેને બદૂક વડે મારે છે આવા શિકાર વખતે વાઘ એમાવધ હોય છે, છતા તેનાપર ગતના અચૂક નેમ મારવાનુ કામ કઠણુ છે વળી વણા વખત સુધી વાટ જોતા બેસી રહેવ પડે છે, અને એટલુ કરતા છતા પણ વાઘ એ વખતે આવશે કે બીજુ કોઇ આવશે તેનો કંઇ નિયમ જ નહીં કોઇ વખતે તે જગાએ વાઘને બદલે હાથીનુ જૂથ પણ આવી ચડે છે! વળી એવે વખતે વાઘની ગોળી જો મર્મસ્થાન ઉપર વાગે તો તો ઠીક નહીંતર ભૂન થતા જો ગોળી અર્ધી પર્ધી વાગી, તો માળા ઉપરના શિકારીને સવાર સુધી માળા ઉપરથી ઊતરી શકાવાનુ જ નહીં માત્ર આવા શિકારમા વિશેષ ખર્ચ આવતો નથી



ચિત્ર સખ્યા ૭૫૯

શ્રી તાત્યાસાહેબ પટવર્ધન (તે વખતે યુવરાજ), મિરજ (મોટી પાટી), એમણે વાઘનો શિકાર કર્યા પછી લેવાયલો ફોટો ફોટોમા જમણી બાજુએ કૈ શ્રીમંત રાજા સર ગંગાધરરાવ ગ પટવર્ધન ઊભા છે

## સિંહનો શિકાર.

[લેખક:—શ્રી. દત્તાત્રય ચિંતામણ મુજુમદાર, વડોદરા.

વાઘના શિકાર પ્રમાણે જ સિંહનો શિકાર કરે છે. પણ એમ કહેવાય છે કે વાઘ કરત સિંહનો શિકાર કંઇક સુગમ છે. સિંહ હક્કા થયા પછી શિકારીની સન્મુખ સાવકાશ અને નિર્ભય રીતે આવે છે, તેને લીધે તેના ઉપર નિશાન મારવું કંઇક સુગમ પડે છે. કાઠિયાવાડનાં ગિરના જંગલોમાં સિંહ પુષ્કળ છે. સિંહનાં પણ જૂથ હોય છે. (ચિત્ર સંખ્યા ૭૬૦)



શ્રી. રાજપૌત્ર ઉદયસિંહરાજે ગાયકવાડ, એમણે ગિરના જંગલમાં સિંહનો શિકાર કર્યા પછી લેવાયલો ફોટો.

## હાથીનો શિકાર.

મહીસુરના રાજ્યનાં જંગલોમાં જંગલી હાથીનાં ઘણાં જૂથ છે. અગાઉથી સરકારની પરવાનગી મેળવીને હાથીનો શિકાર કરવામાં આવે છે. હાથી જેવું પ્રચંડ પ્રાણી મારવું પણ હાલની સુધરેલી જોરદાર બંદૂકથી સહેલું થઇ પડયું છે. છતાં પણ એનો શિકાર કરવામાં શિકારી હિમ્મતબાજ અને અચૂક નેમ તાકનારો તો જોઇએ જ. મર્મસ્થાન ઉપર બરાબર ગોળી વાગે તો સારું, નહીંતર એવી રીતે જખમી થઇને નીકળેલો હાથી મનુષ્યને ઘણું નુકસાન કરે છે. વયમાં આવેલા અને મોટા ગજરાજનો જ શિકાર કરવાનો પ્રઘાત છે. હાથણીને કોઇ મારતું નથી.

હાથીની ઘ્રાણેંદ્રિય બહુ તીવ્ર હોય છે. તેને બહુ દૂરથી પણ માણસની ગંધ આવે છે. તેથી જ હાથીના શિકાર વખતે પવનની દિશા જોવી પડે છે. શિકારી તરફથી હવા હાથી તરફ જતી હોય તો તે ઠીક નહીં. હાથી તરફથી હવા શિકારી તરફ આવતી હોય તે વખતે હાથીને મનુષ્યની ગંધ લાગતી નથી, એટલે તે શિકારીની નજીક આવી જાય છે, અને શિકાર કરવો સહેલો પડે છે. તેમાં પણ ઝાડ ઉપર બેસીને શિકાર કરવાની સંધિ મળે તો સુરક્ષિતતા વધારે. વાઘ, સિંહ અને મસ્ત હાથી જેવાં ક્રૂર જનાવરોનો શિકાર કરવાથી મનુષ્યમાં મરદાઇ આવે છે. અર્થાત્ શિકાર એ યુદ્ધશિક્ષણની પહેલી પણ ઘણી ઉત્તમ પાયરી છે.



ચિત્ર સંખ્યા ૭૬૧

શ્રી. મહારાણી માતુશ્રી ચીમનાબાઇસાહેબ ગાયકવાડ, એમણે મહીસુરના જંગલમાં હાથીનો શિકાર કરેલો તે પછી લેવાયેલો ફોટો.

ખંડ બીજો સમાપ્ત.

# વિષયસૂચિ.



પૃષ્ઠ

---